# જગત પ્રવાસ.

ડબલ્યુ. એસ. કેન, એમ. પી.

એમણે

૧૮૮૭–૮ માં કરેલો તેનું વર્ણન.

ચિત્ર સહિત.

તેનું ઇંગ્રેજીપરથી ભાષાન્તર કરનાર

મર્હૂમ રા. સા. મહીપતરામ રૂપરામ સી. આઇ. ઇ.

તથા તેમનાં બાલક.



લાહોર દરવાજો. દિલ્લી.

અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ એજન્સી કંપની

"લિમિટેડ" ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૮.——સને ૧૮૯૨.

કિમ્મત રૂ. ૨–૦–૦

આ હેવાલ

બેરો-ઈન-ફરનેસ

માંના

મારા મિત્રોને તથા મને પ્રતિનિધિ તરીકે

પસંદ કરનાર મંડળને પ્રથમ

પત્રદ્વારા લખી જણાવ્યો

હતો તેમનેજ આ

પુસ્તક માનસહિત

અર્પણ

કરૂં

છું.

ગ્રન્થકર્ત્તા.

# TRANSLATORS' PREFACE.

The following is an attempt to place before Gujarati readers the picturesque and interesting account given by Mr. W. S. Caine, M. P., of his "Trip Round The World" in 1887-8. Mr. Caine's enchanting descriptions and thoughtful observations have made his account a popular work in the literature of travel; and his services in this department add to the claims to gratitude earned by his earnest and philanthropic efforts in the cause of Temperance.

Mr. Mahipatram Rupram C. I. E., had commenced this translation, but, he did not live to finish it. The last seventeen chapters have been translated by some members of his family.

The translators beg to express their heartfelt thanks to Mr. Caine for the readiness with which he gave permission for this tarnslation and the kindness with which he supplied as many copper-blocks as he could for the illustrations.

# ભાષાન્તર કરનારની પ્રસ્તાવના.

ઇંગ્લાંડની પાર્લામેન્ટના સભાસદ **મી. કેન** મદ્યનિષેધ માટેના ઉદાર પ્રયત્ન માટે પ્રસિદ્ધ છે. સાહસિક મુસાફર તરીકે પણ તેમનું નામ વિખ્યાત છે. દુનિયાના ઘણા ભાગપર તેમણે પ્રવાસ કર્યો છે અને જે જે જોયું તથા અનુભવ્યું તેનો ઘણો મનોરંજક તથા બોધદાયક હેવાલ લખ્યો છે. ભાષાની સરલતા, વિચારનું મહત્ત્વ, વર્ણનની મનોહરતા અને નિરીક્ષણની કુશલતા એ સર્વ માટે એમનું પ્રવાસવર્ણન વખાણવા લાયક છે. એ વર્ણન વાંચી મુસાફરી કરવાથી શો લાભ થાય છે અને એ સાહસ કેવું ઉત્તમ છે તેનો કંઇક વિચાર આવે છે. આવું પુસ્તક ગુજરાતી ભાષામાં વાંચનાર વર્ગને ઘણું ઉપયોગી થશે એમ ધારી રા. સા. મહીપતરામ રૂપરામે તેનું ભાષાન્તર કરવા માંડયું હતું. પ્હેલાં સાત પ્રકરણનું ભાષાન્તર કર્યા પછી ઈશ્વરેચ્છાએ તેમણે દેહત્યાગ કર્યો. બાકીનાં પ્રકરણ તે પછી પૂરાં કરવામાં આવ્યાં છે.

મૂળમાં જ્યાં કોઈ ઠેકાણે વીગતો બહુ જરૂરની નહોતી તે ભાષાન્તરમાં મુકી દીધી છે.

આ ભાષાન્તર કરવાની પરવાનગી મી. કેને માગતાંવારને તરત આપી તથા ચિત્રો માટે બની શકયાં તેટલાં કોતરેલાં બીબાં પોતાની તરફથી મોકલ્યાં તે માટે તેમનો અત્યંત આભાર માનીએ છીએ.



# ગ્રન્થકર્ત્તાની પ્રસ્તાવના.

જે પરગણા તરફથી હું પાર્લામેંટમાં પ્રતિનિધિછું ત્યાંના "જ઼ેરો ન્યુઝ" નામે મુખ્ય પત્રના ઈ. સ. ૧૮૮૭ના ઑગસ્ટથી ૧૮૮૮ના માર્ચ લગીના અંકમાં મેં છુટક છુટક હેવાલ પત્રદ્વારા આપ્યો હતો. તે એકઠો કરીને આ પુસ્તક કર્યું છે. મારા મિત્રો તથા મને પ્રતિનિધિ તરીકે પસંદ કરનાર મંડળની ગમત તથા જાણ સારૂ એ કાગળો હું વહાણમાં નવરાશની વેળાએ લખતો. મારા ઉતાવળા પ્રવાસમાં મેં જે જુદા જુદા દેશો જોયા તે વિશે બીજાં ઘણાં પુસ્તક છે. તેમાં આ એક ઉમેરવાનો, એટલે ચોપડી કરીને બહાર પાડવાનો તે વખતે મારો ઈરાદો નહોતો.

પણ, મને અનુભવથી માલમ પડ્યું છે કે જે ચોપડીઓ મુસાફરોને બો-

બીઆ કરવા ખાસ રચેલી ગણાય છે તેના કરતાં મુસાફરોએ પ્રસંગવશાત્ કરેલી સૂચનાઓ વધારે ઉપયોગી છે. કેમકે પેલી ચોપડીઓ ઘણી જુની હોય છે અને ત્યાર પછી નવા રસ્તા થએલા છે. વળી પૂર્વ તરફના મુલકોની રીતભાતમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. એટલા માટે મારૂં આ અલ્પ વર્ણન પ્રવાસનાં પુસ્તકોમાં ઉમેરવાની હિમ્મત કરૂં છું. આજ કાલ ઘણા અંગ્રેજો તથા અમેરિકનોને મન જગતમાં પ્રવાસ કરવો એ આવશ્યકતા થઈ ગઇ છે. તેમને એ કાંઈ કામ લાગશે અને બીજા વાંચનારને પણ એમાં રસ પડશે એવી આશા રાખું છું. નાનાં મોટાં સહુ વાંચી શકે એવું લખવાનો પ્રયત્ન કર્યો છે.

મારા જાણવા પ્રમાણે, એ જાતનાં બીજાં પુસ્તકોથી એક બાબતમાં આ ભિન્ન છે. આમાં પુસ્કળ ચિત્રો આપેલાં છે. ગ્રન્થ લખવાની શક્તિનો મને અનુભવ નથી તેથી મારાં ચિત્રોને લીધે આ પુસ્તક લોકને વધારે પસંદ પડશે એવી મને આશા છે. **મેડન હેડ**વાળા મારા જુના મિત્ર **મિ. જોન પેડરે** મને મદદ કરી છે તે માટે હું તેમનો આભારી છું. મેં પ્રવાસમાં વિવિધ છબીઓ પાડેલી અને ચિત્રોની અપૂર્ણ રેખા કહાડેલી તેમાંનાં ઘણાં તેમણે સંભાળથી અને કુશળતાથી બરોબર ચિતર્યાં છે. **હિંદુસ્તાન** તથા **જાપાન**નાં મકાનનાં ઈમારતી ચિત્રો માટે **મી. એચ શેપર્ડ**નો પણ ઉપકાર માનું છું. એમનાં ચિત્રોપર એમનું નામ છે.

અમારી મુસાફરીમાં પૅસિફિકપરની સફર સિવાય બીજે મને કે મારી દીકરીને દુઃખ કે અગવડ પડ્યાં નથી. અમે જેમાં પૅસિફિકપર સફર કરી તે આગબોટોમાં બીજા પ્રવાસીઓ ન જાય તો ચાલે. એથી કાંઈ **કનેડીઅન** પૅસિફિક રસ્તાનો મનોહર દેખાવ જોવાનું મુકી દેવું પડે કે વધારે ખર્ચ કરવું પડે તેમ નથી. **અમેરિકન** પૅસિફિક રેલને ટુંકે રસ્તે ભાડું પડે છે તે કરતાં સહજ વધારે મૂલ્યે **કનેડીઅન** પૅસિફિક કંપની **ક્વીબેક** કે **મૉન્ટ્રીઅલ**થી **સાન્ફ્રાન્સિસ્કો** લઈ જાય છે. **વાંકુવર**થી **સાન્ફ્રાન્સિસ્કો** જવાના રસ્તામાં પાણી ઘણેભાગે શાંત હોય છે. કાંઠો ઘણોજ રળિઆમણો છે અને આગબોટો બહુ સગવડવાળી હોય છે. પૅસિફિકપર સફર કરતી આગબોટોમાં **વ્હાઈટ સ્ટાર** કંપનીની **સાન્ફ્રાન્સિસ્કો**થી નીકળતી આગબોટોજ ખરેખરી સારી કહી શકાય. એ બધીનાં નામને છેડે "ઇક" આવે છે. તેથી મુસાફરો જો એ અક્ષર જેના નામમાં છેલ્લે આવે તેમાં સફર કરે તો સારાં વહાણ તથા સગવડ જરૂર મળે.

કનેડીઅન પૅસિફિક રેલ્વેમાં મુસાફરી કરતાં જે સુખ તથા સગવડ મળે છે અને સુંદર દેખાવ નજરે પડે છે તેની બરોબરી યુનાઈટેડ સ્ટેટ્સમાંની બીજી આરપાર જનારી રેલ્વે કરી શકે તેમ નથી. તો એ યલો સ્ટોન પાર્ક જવું હોય તેમને વિનિપેગ થઇને કનેડીઅન પૅસિફિક રસ્તે જવું સહેલું પડે છે.

અમેરિકન રેલ્વેમાં મુસાફરી કરતાં સુવાસારૂ એક દહાડો આગાઉ ગાડીઓ રખાવવાની બહુ અગત્ય છે; કેમકે ભીંડ બહુ હોય છે. એક સાધારણ અમેરિકન ગાડીમાં જેવી બેચેનાથી મેં રાત કાઢી હતી તેવી કોઈ દહાડો કાઢી નથી.

મુસાફરોને મારી સલાહ એવી છે કે જે પર અંગ્રેજી વાવટો ન હોય તેવી આગબોટોમાં સફર કરવાની લાલચ કરવી નહીં. આપણને એમની રીત ફાવે તેમ નથી.

સફરમાં દરીઆનું પાણી લાગે છે તેનો તો કાંઈ ઈલાજ નથી. એ મટી જાય ત્યાં લગી પથારીમાં સુઈ રહેવું એજ, બીજું કાંઈ નહી. ,એ વખતે ચરબી વગરની બીફની ચ્હા, સુકી શેકેલી રોટલી અને દ્રાક્ષ એ ઉત્તમ ખોરાકછે. બોવ્રીલ ઉના પાણીમાં ઝટ તૈયાર થાય છે તે અને જૉન્સનનું બીફ–ટી એ બે વાનાં બહુ સારાં છે. પોતાનાં સગાંવહાલાંને મુકવા આવનાર લોક સારી ધારણાથી ફુલવડે કૅબીન ભરી દેછે. તેને બદલે જો ટોપલી ભરી દ્રાક્ષ અને બોવ્રીલના છ ડબ્બા લાવે તો એ સંભારણું દરીઆમાં ત્રીજે દીવસે બહુ ઉપકાર સાથે યાદ કરાય. કોકેન, નાઈટ્રો ગ્લીસરીન, કે બ્રોમાઈડ ઑફ પોટેશ્યમ નામની નુકસાન કરે એવી દવાઓથી અવશ્ય દૂર રહેવું. સોમાંનાં નવ્વાણું માણસ વગર ઓસડે ત્રીજે દહાડે ખાઈ પી શકે એવાં સાજાં થાય છે. સોમાં એકને બાપડાને વહાણમાંના દાકતરને હવાલે કરવો પડે છે.

જગત પ્રવાસમાં લુગડાં શું લેવાં તેની ફીકર બહુ પડે છે. લોક જોઇયે તે કરતાં બેવડાં લૂગડાં રાખે છે. અંદર પહેરવાનાં પુષ્કળ ગરમ કપડાં, બે જોડ મજબુત અને ઝીણા ટ્વીડ નામના નવા સ્યુટ, એક ઝીણો સ્યુટ, એક પાતળો મોટો ડગલો, એક જાડો મોટો ડગલો, એક અલ્સ્ટર, એક મેકિનટોશ અને ત્રણ ચાર જાતના જોડાની જોડ એટલું સાથે રાખવું એવી મારી સલાહ છે. ગરમ દેશમાં જોઈતાં કપડાં જ્યાં જરૂર પડે ત્યાંથી લઇ લેવાં.

જુદી જુદી જગાએ ભાડું આપવા કરતાં ક્યાં ક્યાં જવું તે પહેલેથી નિશ્ચય કરી, ટોમસ કુકની કંપની પાસેથી ઠેઠની ટીકીટ લીધી હોય તો પૈસાનો ફાયદો થાય. મારે તો મરજીમાં આવે તે રસ્તે જવું હતું અને ગમે તે આગબોટોમાં સફર કરવી હતી તેથી મેં તેમ ન કર્યું. મેં જે ભાડાં આપ્યાં તે નીચે મુજબ છે—

| | પાં. શિ. પેન્સ |
|---|---|
| લિવર્પુલથી મૉંટ્રીઅલ (ઍલન કંપનીની આગબોટ) | ૧૮–૧૮–૦ |
| મૉંટ્રીઅલથી વાંકુવર ( કનેડીઅન પૅસિફિક રેલ્વે ) | ૧૫—૮–૩ |
| વાંકુવરથી યોકોહૅમા (સર વિલ્યમ પીઅર્સની આગબોટ) | ૩૬—૯–૨ |
| યોકોહૅમાથી કોલંબો (પી. ઍન્ડ. ઓ. કંપનીની આગબોટ) | ૫૨—૦–૦ |
| કોલંબોથી કલકત્તા, ( એજન ) | ૧૨—૦–૦ |
| કલકત્તા, બનારસ, લખનોર, કાનપુર, આગ્રા, દિલ્હી, જેપુરથી મુંબાઇ ( રેલ્વેમાં ) | ૧૨—૦–૦ |
| મુંબાઈથી બ્રિન્ડિસિ ( પી. ઍન્ડ. ઓ. ની આગબોટ) | ૬૩—૦–૮ |
| બ્રિન્ડિસિથી લંડન ( રેલ્વેમાં ) | ૧૨—૮–૦ |
| કુલ. | ૨૨૨—૩–૫ |

ટોમસ કુકની કંપનીવાળા ઉપર કહેલી સઘળી જગાએ જવાની સામટી ટીકીટ ૧૫૫ પૌંડ ૧૮ શિલિંગ ને ૮ પેન્સે કરી આપે છે. નીકળતા પહેલાં જો મેં સામટી ટીકીટ લીધી હોત તો માથાદીઠ ૬૬ પૌંડનો નફો થાત. મારે પોતાને તથા મારી દીકરીને સારૂ આખાં કેબીનો રખાવવા સારૂ જે વધારે આપવું પડયું હતું તે ઉપર ગણાવ્યું નથી.

જગત પ્રવાસીઓને મારી ભલામણ છે કે તેમણે અગાઉથી રસ્તો નક્કી કરી કુક કનેથી ટીકીટ લેવી. એ રીતે બચાવેલા ૬૬ પૌંડ જ્યારે આગબોટમાં ઘણી ભીંડ હોય ત્યારે જુદાં કેબીન રખાવી સગવડ મેળવવાના કામમાં પુષ્કળ થાય. ઍટલાંટિક તથા પૅસિફિકપરની સફર વખત અમે બે જણ ત્રીશ ત્રીશ પૌંડ વધારે આપી સુખમાં રહ્યાં હતાં. આખા પ્રવાસમાં એ ખર્ચથી સૌથી વધારે લાભ થયો હતો.

સાથે ઓસડની પેટી રાખી હોય તો ઠીક. વહાણુમાંના દાકતરો નાની ઉમ્મરના અને અનુભવ વગરના હોય છે. કેટલીક જગાએ ત્યાંના દેશી-વૈદો ભરૂસો રાખવા જેવા હોતા નથી અને તેમની દવાઓ નકારી હોય

છે. જાપાનમાં તો દરેક રોગ ઉપર એકજ ઉપાય છે કે દરદીના શરીરપર જ્યાં બને ત્યાં સોયો ખોસવી. ઘરના દાક્તર પાસે અરક તથા સત્ત્વવાળાં ઓસડનાં નામ લખાવી લેવાં. **બરોઝ** અને **વેલ્કમ** કંપની તથા **વાયેથ**-નાં બનાવેલાં ઓસડ દવા વેચનારાને ત્યાં મળે છે. વાપરવાની સમજણ પણ લખાવી લેવી. છએક ઘન ઇંચની નાની સરખી પેટીમાં એ બધી દવાઓ ભરી શકાય છે. મેં તો મારી પેટી હિંદુસ્તાનથી ઉપડતી વખત એક મિશનરી દાક્તરને બક્ષીસ આપી દીધી હતી. તેમાંથી કાંઇ વાવરવું જ પડયું નહોતું. પણ જે જગાએ દાકતર મળી શકે ત્યાં જરૂર પડતાં ઓસડ મારી પાસે હતાં એથી જીવને બહુ નિરાંત રહેતી.

૩૫૦ પૌંડમાં જગતની મુસાફરી પહેલા વર્ગમાં છ મહીનામાં કરક-સરથી થઈ શકે છે. વધારે સુખથી જુદાં કેબીનમાં કરવી હોય તો ૪૨૦ થી ૪૫૦ પૌંડ થાય છે.

**જાપાનમાં મુસાફરી કરનારાને ભોમીઆ તરીકે મારા બે ભોમીઆ મી. આઈટો તથા મી. હૅકોડેટને સારૂ ખાતરીપૂર્વક ભલામણ કરૂં છું. તેઓ બંને યોકોહૅમાની ગ્રાન્ડ હોટેલમાં છે.**



**રેલવે ડીપો. (સ્ટેશન) બ્રાન્ડોન.**

(પૃ. ૪૪.)

# અનુક્રમણિકા.


| | | | | |
|---|---|---|---|---|
| | | | | પૃષ્ઠ |
| પ્રકરણ | ૧ લું. | લિવર્પુલથી ક્વેબેક સુધી | ........ | ૧ |
| ,, | ૨ જું. | ક્વેબેકથી મોંટ્રીઅલ | ........ | ૧૨ |
| ,, | ૩ જું. | ટોરોંટો અને નાયગરા | ........ | ૧૮ |
| ,, | ૪ થું. | વિનિપેગ | ........ | ૩૨ |
| ,, | ૫ મું. | કૅલ્ગરી નગર અને ઢોર તથા ઘોડા ઉછેરવાનો પ્રદેશ | ........ | ૪૩ |
| ,, | ૬ ઠું. | કાનડાનો સ્વાભાવિક ભાગ | ........ | ૫૪ |
| ,, | ૭ મું. | સેલ્કર્ક પર્વતો | ........ | ૬૧ |
| ,, | ૮ મું. | બ્રિટિશ કોલંબિયા | ........ | ૭૫ |
| ,, | ૯ મું. | કૅનેડામાં મદ્યનિષેધ માટે ચાલતો પ્રયત્ન | ........ | ૮૭ |
| ,, | ૧૦ મું. | પસિફિક મહાસાગરપર સફર | ........ | ૯૯ |
| ,, | ૧૧ મું. | યોકોહૅમા | ........ | ૧૦૩ |
| ,, | ૧૨ મું. | નિક્કો | ........ | ૧૧૭ |
| ,, | ૧૩ મું. | જાપાનના લોકોની રીતભાત | ........ | ૧૪૦ |
| ,, | ૧૪ મું. | જાપાની હુન્નર તથા કીસબ | ........ | ૧૪૯ |
| ,, | ૧૫ મું. | હૉંગકૉંગ | ........ | ૧૫૬ |
| ,, | ૧૬ મું. | સીંગાપોર | ........ | ૧૬૪ |
| ,, | ૧૭ મું. | કૅન્ડી | ........ | ૧૭૨ |
| ,, | ૧૮ મું. | કોલંબો | ........ | ૧૮૨ |
| ,, | ૧૯ મું. | સીલોનનાં સાધન | ........ | ૧૯૨ |
| ,, | ૨૦ મું. | કલકત્તેથી બનારસ | ........ | ૨૦૧ |
| ,, | ૨૧ મું. | મુગલાઇ શહેર | ........ | ૨૧૪ |
| ,, | ૨૨ મું. | દિલ્લી | ........ | ૨૨૯ |
| ,, | ૨૩ મું. | જેપુરથી મુંબાઈ | ........ | ૨૩૬ |
| ,, | ૨૪ મું. | હિંદુસ્તાનના લોકના હિત સંબંધી સવાલ | ........ | ૨૪૮ |

# जगतप्रवास·

## પ્રકરણ ૧ લું.

### લિવર્પૂલથી ક્વિબેક સૂધી.

૧૮૮૭ ના આગસ્ટ માસની ૧૮ મી તારીખ અને ગુરૂવારે હું મારી વડી દીકરીને જોડે લેઈ જગતનો પ્રવાસ કરવાને વહાણે ચડ્યો. એ વહાણ આગબોટ હતી અને તેનું નામ સાર્માટિઅન હતું, આલન નામે કંપનીની ટપાલની આગબોટોમાંની તે એક હતી.

વહાણપર જઈ તુરત અમે અમારે માટે રાખેલી ઓરડીઓ (કાબીનો) ખોળી કાઢી અમારો મુસાફરીનો સામાન તેઓમાં ગોઠવ્યો. અમારે માટે કાબીનો પસંદ કરવાનું કામ મેં એ આગબોટવાળાને સોંપ્યું હતું તે ઠીક કર્યું. તેઓ મારા જૂના મિત્ર હતા. ડોલની પાસેના તુતક ઉપર જે ઓરડીઓ અમારે માટે રાખી હતી તેઓ તે વહાણના પહેલા અમલદાર અને ખજાનચીની હતી. એ ઓરડીઓ એવી જગ્યાએ હતી કે ઓછાંમાં ઓછાં ઝોલાં લાગે અને વધારેમાં વધારે તાજી હવા આવે. આટ્લાંટિક મહાસાગરપર નિયમિત વખતે આવજા કરનારી આગબોટોમાં સાધારણ ઉતારૂ (કે બેસારૂ) ને માટે કાબીનો હોયછે અને જેઓને ટોળમાં દીવાનખાનાં કહેછે, તેઓને મુકાબલે અમારી કાબીનો પ્રત્યેક સુખદાયી વસ્તુથી ભરપૂર નાનકડા મેહેલ છે. જે ઉતારૂઓને રહેવાને વિશેષ વગ જોઇતો હોય તેઓને વહાણના અમલદારો પોતાની ઓરડીઓ ઉનાળામાં ભાડે આપી બે પૈસા કમાયછે, પરંતુ શિયાળામાં ઘણીવાર તેમને ભયંકર સફરો કરવી પડેછે તેવારે પોતાની આ વગવાળી કાબીનોમાં પોતેજ રહેવાનું પસંદ કરેછે. આ પત્ર જે ઓરડીમાં (કાબીનમાં) હું લખું છું તેનો વિસ્તાર બાર ચોરસ ફૂટ છે. એને ચાર બારીઓ છે; એમાં ઊના પાણીનો બંબ છે, મોહોગનીના લાકડાની સુંદર મેજ છે, લૂગડાં મૂકવાનું કબાટ છે, બીજી વસ્તુઓ રાખવાને ખેંચવાના ખાનાવાળું કબાટ છે, હાથ મોહો ધોવાનું વાસણ ઘોડી ઉપર છે, તેનો ખપ નથી હોતો તે વેળા તે એક ખાનામાં અદૃશ્ય થઈ જાયછે, એક મોટો અને સુખદાયક

સોફા (કોચ)અને એક પથારી છે. કાબીનમાં રહેનારા ઉતારૂઓને રાતના દશ કલાકે સૂવાનો વખત ઠરાવ્યોછે, અને તેઓ જાગરૂત હોય કે ઉંઘટા હોય પણ તેમના દીવા તેમની ખુશી હોય કે ન હોય તોપણ ઘેર કરી નાખવામાં આવેછે.એ વખતે મારી સુંદર ડુપ્લેક્સ દીવીમાંના મીણબત્તીના દીવાવડે હું વગર મહેનતે ઊંઘ આવતા સૂધી મારા સોફા ઉપર પડ્યો પડ્યો વાંચુંછું. ઊંઘ આવે કે પથારીમાં જઈ સૂઈ જાઉંછું. પાર્લેમેંટના મેમ્બરને ખેદકારક અનુભવથી રાતના ત્રણ કલાક સૂધી બેશી રહેવાની તથા જાગવાની ટેવ પડી હોયછે તેથી તેને દશ વાગતે ઊંઘવાને ફરમાવવું, અને તેનો દીવો જે મૂળમાં તો ઝાંખો અને અસંતોષકારક છે તેને, નિર્દયપણે ઘેર કરવો (એ આગબોટોમાં એ વખતે દીવા હોલવી નાખવામાં આવેછે) અને જે વેળા સંપૂર્ણ જાગૃતિમાં છે તે વેળા પથારીમાં આ કળોઠથી પેલી કળોઠે અને તે કળોઠથી આ કળોઠે આળોટાવું એ કરતાં તેને માટે વધારે ભારે સજા મારા જાણવામાં નથી.

એ સુખદાયી કાબીનોમાં વસ્યા અને અમારા મુસાફરીનાં કપડાંને કબાટનાં ખાનાંઓમાં મૂક્યાં તે વેળા આ સારી ગોઠવણ કરનારાનો મનમાં પાડ માનતાં બીજી સફરોમાં ભોગવેલી અડચણો યાદ આવી. વહાણ ડોલી રહેલું હોય તે વેળા પેટીઓ મૂકવાને તેને તળીએ જવું પડતું અને પછી દશ દિવસની સફરને માટે અમારૂં ઘર શોધવા દોડવું પડતું તે સાંભરી આવ્યું.

સાર્માટિઅન સારી બીજા વર્ગની આગબોટ છે. એનો વેગ દર કલાકે ૧૩ થી ૧૪ મૈલ સૂધીનો છે. આખા પાંચ દિવસ તે આટ્લાંટિક મહાસાગરપર ચાલી તેમાં પહેલે દહાડે ૩૧૪ માઇલિ, બીજે દહાડે ૩૧૮, ત્રીજે દહાડે ૩૨૦, ચોથે દહાડે ૩૨૨, પાંચમે દહાડે ૩૨૦ ચાલી તેપરથી સરાસરી કાઢતાં કલાકે ૧૩ માઇલિથી કાંઈક વધારે થાયછે. સફરમાં અમારા સાથીઓની સંખ્યા પણ ઠીક છે. ૬૩૧ માણસો એપર છે,તેઓમાંના ૧૦૫ કાબીનમાં બેસનારા (૧ લા વર્ગના), ૮૫ ઇંટમીડિએટ (બીજા કે વચલા વર્ગના), ૩૨૫ આગલા ભાગમાં બેસનારા (ત્રીજા વર્ગના), અને ૧૧૬ ખલાસીઓ છે. એ બધાને ખાવાનું પૂરૂં પાડવાનું આગબોટવાળાને માથે હતું. પાંચ વાગે લંગર ઉપાડયું, અને ન્યુ બ્રૅટનગઢ તથા દીવા-

દાંડી, ભિન્ન ભિન્ન હલકાં વહાણો, અને મર્સી નદીનું ફીણવાળું (પાણીના અથડાવાથી ફીણ જે પર થાયછે તેવું) રેતાળ બારૂં એ સર્વ એક પછી એક પાછળ પડતાં જાયછે, અને છ માસપર્યંત રજા લેવાની દષ્ટિ ઈંગ્લાંદ ઉપર કરી તથા ઘર અને મિત્રોના તથા રૌકી પર્વત, પુષ્પ ભૂમિ, મિકાદો, સિંહલદ્વીપપરની મસાલેદાર પવનની લેહેરો, અને સમુદ્ર વ્યાધિનો (વહાણના ડોલવાથી ઓકારી આવે છે તેનો) ભય, એ વિષયોનાં સ્વપ્નમાં થવાને અમે સૂવા ગયા.

૧૯ મી આગષ્ટ—મળસકે જાગીને જોતાં અમને આંત્રિમ કાંઠો નજરે પડ્યો. ઈંગ્લાંડમાં અતિ સુંદર સૃષ્ટિ રચનાના દેખાવો છે તેમાંના કેટલાક મેં જોયા. કિનારાની જમીનપરથી જે મનોરંજક સૃષ્ટિ શોભા મેં પૂર્વે દીઠી હતી તે સમુદ્રપરથી નિહાળી આનન્દ પામુંછું. **ગારોન ભૂશીર** અને **ફેર ભૂશીર** નજર ઠીક પ્હોંચે તેટલામાં હતાં. રાથ્લીનબેટ અને દેશના કાંઠાની વચ્ચેની સામુદ્રધુનીમાં થઇને જતાં **કારીક-અ-રીડ** અને તેનો ૧૨૦ ફૂટ ઊંચો દોરડાનો વાદળમાં ભયંકર દેખાતો પૂલ તથા તેને જોડનાર રાક્ષસ માર્ગ (જાયંટ્સકાઝવે), ઊંચાણમાં આવેલું સારા પાણીવાળું ગામ **પોત્રુશ**, એક પછી એક આવ્યાં અને અગીઆર કલાકે (બપોર પહેલાં) **લૉગ ફોયલ** બંદરમાં અમે દાખલ થયા. ટપાલની વાટ જોવાને તેમાં આગબોટે લંગર કર્યું. બારપર ચાર વાગે ટપાલ આવ્યો એટલે અમે ઉપડ્યા. નવ કલાકે **ટોરીબેટ**નો દીવો અદૃશ્ય થયો, અને વિશ્વાસઘાતી **આટ્લાંટિક** ઉપર અમે ઝોકાં ખાવા લાગ્યા. ઊંઘ આણે એવી પવનની લેહેર આવતી હતી, તેણે આવતી કાલે સવારે જમવા પામવા વિષે ધાસ્તી અને આશા વચ્ચે ઝઘડો કરાવ્યો.

૨૦ મી આગષ્ટ—આશાનો જય થયો! મધ્યમ શાંતિ છે, અને થોડાજ ઉતારૂઓ જમવાને આવી શક્યા નથી. બેરામીટરમાં પારો રાતમાં સહજ ઉતર્યોછે, અને જમવાની વાનીઓ આરોગ્યતા રક્ષક છે કે નહિ તેની તપાસ સંભાળથી કરીએછીએ. વાનીઓ તરેહવાર છે તેઓમાંથી જેને જે ભાવે તેતે ખાયછે. સવાર સુંદર છે, અને સલૂન ઉપરના (બેઠકના મુખ્ય ઓરડાના) તુતક ઉપર હમેશ જેવું દીઠામાં આવેછે. વનિતાઓ આનન્દકારી ખૂણાઓમાં તુતકની સુખદાયક ખુરશીઓ ઉપર

ખશી વાંચેછે (બહુધા પીળાં કાળાંપુઠાંની નાવેલો), વાતો કરેછે, અને ભરેછે. પુરૂષો રમતો રમેછે, અને એક એકની સાથે ઓળખાણ કરેછે. અમારા ઝાહાઝપર પરોપકારી ચંચલ ચતુરવદની વનિતા મીસ માક્ફર્સન છે. લંડનના નીચ મોહોલાઓમાંના ૪૭ અનાથ રઝળતાં (માબાપ વગરનાં) બાળકોને તે કાનડામાં લેઈ જાયછે. ધૂમાડો તાણવાની ઓરડીના બારણાને અઢેલીને બીડી પીતો બેઠેલો જાપાની ગૃહસ્થ જાપાનના ટોકિઓ શહેરની ઈંજીનીઅરો અને વહાણો બાંધનારાની પેઢીનો ઉપરી છે. એના હાથ તળે ૪૦૦ કારીગરો નોકરી કરેછે. આવતા અકટોબરમાં તેનું કારખાનું જોવા જવાનું હું તેને વચન આપી ચૂકયોછઉં. ફીકા આતુર મુખનો અને ભૂરી ઉત્સુક આંખોપર સોનેરી ચશમાં પહેરનાર જુવાન પુરૂષ મીશનરી છે (પાદરી છે) અને ચીનમાં ઈસાઇ ધર્મનો પ્રસાર કરવા જાયછે. એને કેટલાંક વરસોપર મીસમાક્ફર્સને લંડનની ગટરમાંથી આણ્યો હતો–અર્થાત્ એ આદમી લંડનનો દુરાચારી દરિદ્ર વર્ગમાં હતો અને તેને મીસમાક્ફર્સને તે અવસ્થામાંથી કાઢી કેળવી સુધાર્યો હતો. જે ધીંગો જુવાન તુતક ઉપર તેની જોડે પસાર કરેછે તે મીસ માક્ફર્સનનું બીજું ઘેટું છે, અર્થાત્ તે પણ દુષ્ટ વર્ગના લોકમાં પ્રથમ હતો તેને મીસ માક્ફર્સને સુધાર્યો છે. તે પણ ચીન જવાનોછે. પણ હવે ચવેણાનો ઘંટ વાગ્યો, તુરત બધા ખાવા દોડ્યા, અને તુતક ખાલી પડ્યું. બધાના મનપર જાણે એ ઘંટે વશીકરણ કર્યું હોય તેમ થયું.

આ કહેવામાં માત્ર ચવેણું હતું, કેમકે મીઠાઈ, મેવો, પનીર, તાઢું માંસ, માછલીઓ વગેરે ભાવતું ભોજન પીરસ્યું હતું, પરંતુ સવાર અને સાંજના ભોજનથી હલકું ( સહેલથી પચે તેવું ) છે, અને મુકાબલે વાનીઓ થોડી છે.

પાછલો પોહોર ઘણુંકરીને સુખ નિદ્રામાં ગાળવામાં આવેછે. કલાકે ૧૪ માઇલના દરે અમારી આગબોટ દોડેછે, અને આટ્લાંટિકનો જબરો તાજો પવન ઊંઘ આણેછે; પરંતુ ભોજનના ઘંટના નાદથી સર્વ જાગી ઉઠેછે. જેઓ સુખે જમી શકેછે તેઓને દિવસનો મોટો બનાવ એ છે. જમણો ભાત ભાતનાં છે. શાક, મેવા, ફળો અને મીઠાઇઓની કસર નથી. ખાનું વખાણવા જોગ છે. વાનીઓ ગણતાં ૪૩ થાયછે. એમાંના ફળ મેવા

ઉપરાંત થોડાનાંજ નામ ગૂજરાતીમાં છે, કેમકે તેઓ અનેક પ્રકારના માંસોની બનાવેલીછે*

આટ્‌લાંટિકની ટપ્પાની આગબોટમાં બેસારૂઓને જમવામાં આટલું બધું ઉડાઉપણું હમેશ નકામું છે; પણ ૧૧૬ ખારવા વગેરે નોકરો છે, અને કોઈ કોઈ વખત ૫૦૦ થી ૮૦૦ સુધી વહાણના પાછલા ભાગમાં બેસનારા ઉતારૂઓ હોયછે તેથી પહેલા વર્ગના ઉતારૂઓને માટે રાંધેલામાંથી પુષ્કળ વધેલું હોયછે તે કોઈ બીજાઓના ખાનામાં વાવરી પૂરૂં કરવામાં આવતું હશે.

ઈન્ટર્મીડિએટ (બીજા વર્ગનું એ નામ રાખ્યુંછે) બેસારૂઓને જમવાનું સલુનવાળાના (એટલે પહેલા વર્ગના) જેવુંજ સારૂં હોયછે, માત્ર ફેર એટલો કે તેમને વાનીઓ ઓછી હોયછે. પાછલા ભાગમાં બેસનારા એટલે ત્રીજા વર્ગનાઓને સવારે જમવામાં તાજા બ્રેડ (ખમીરી રોટલા), તાજું માખણ, પોરીજ, આઈરીશ સ્ટિઉ (માંસ), ચા અને કાફી (બુન) હોયછે; સાંજના જમણમાં સુપ, ઉના જોઇંટ (માંસ), બટાટા, અને બ્રેડ; ચાની વખતે, બ્રેડ, માખણ અને ચા; વાળું (વિયાલુ) માં ઓટમીલ પોરીજ. જ્યારે વાયુ અને સાગર શાંત હોયછે ત્યારે એમની આહારની નિરપરાધી મઝા ભોગવવાની શક્તિ વિસ્મયકારક દીસેછે. અગીઆર વાગતે તેમને બીસ્કીટ યથેચ્છ મળેછે. પરદેશ વસવા જનારા એક જાડા જર્મને કહ્યું કે "વાહરે! આ કેવું વહાણ! દહાડામાં ભરપૂર પાંચ વાર ભોજન અને તે માટે વધારે આપવાનું કાંઈ નહિ"! તેનાં આ વચન સાંભળી મને આશ્ચર્ય લાગ્યું નહિ.

---

* આ સાંજના ભોજનની તથા આગળ આવી ગયલા સવારના ભોજનની વાનીઓનાં નામ એજ કારણથી મૂકી દીધાંછે. માંસ ખાનારાને તેઓના અર્થ લખવાથી કાંઈક સમજાય પણ ગોમાંસ અને સુવરનું માંસ વરજનારાને બધી વાની ગમે તેવી નથી અને માંસાહાર નહિ કરનારાને તો એ વાંચતાં કંટાળો આવે. મુલીગાટાની, વર્મીસીલી, ફીલેટ ઓવ્ બીફ, આલા ફ્રાંસેસ, વૉલ આઉવેન્ટ આવ્ લોબ્સ્ટર ઇત્યાદિ જોયાથી માત્ર સમજાય.—ભાષાન્તર કર્ત્તા.

આજ રાત્રે અમે ઉન્મત્ત થયલા પવનના છેવાડાના ભાગમાં પેઠા, અને ૫૦૦ માણસો સમુદ્ર ઉપર અત્યંત પીડા કેમ પામે તે ઝટ જાણ્યું. આ વહાણમાં ગજવેલના રેલ (પાટા) પુષ્કળ ભર્યાછે. લોઢાનો વેપારી હોવાથી પ્રથમ એ બિના જાણી હું ખુશી થયો, પણ રાત પૂરી થયા પહેલાં મેં ચાહ્યું કે એ લોઢું "સાર્માટિઅન" ને તળીએ છે તેને બદલે ખાણને તળીએ હોત તો વધારે ઠીક પડત. તેઓના જડભારને લીધે આગબોટ ઘડીઆળના લંગરની પેઠે ડોલવા લાગી અને તેથી ઊંઘવું અશક્ય થઈ પડ્યું. આખી રાત જાગી મેં બેઠા બેઠા ચોપડી વાંચી. બીજે દિવસે સવારના ભોજન સમે પૂરા બેતૃતીઆંશ ઉતારૂઓ ઉપર એની માઠી અસર થયલી માલૂમ પડી. મારી દીકરી તેઓમાં હતી. આ ઝુલવું ૨૧ મી, ૨૨ મી અને ૨૩ મી સુધી વધારે ઓછું જારી રહ્યું; પણ ૨૪ મીએ અમે મોટા લાબ્રાડોર પ્રવાહમાં પેઠા અને તેથી બધાને સુખ થયું. ઉષ્ણતામાનસીસામાં (થર્મામિટરમાં) પારો ૪૨°પર ઉતર્યો, અને તેથી હર્ષ પામી સર્વે પોતાના ગરમ કપડાં ઓળવા મંડ્યા. ગ્રીન્લાંડના હિમ્ય પર્વતોપરથી શીતળ પવન જોરમાં પાધરો આવતો હતો. આ મોટો લાબ્રાડોર પ્રવાહ શીતસાગરમાંથી કલાકે બે માઈલને વેગે એક સરખો વહેછે, અને તેના ઉપર તરતા હિમરાશ (હિમપર્વત) આટ્લાંતિકમાં આવેછે તેનાં દર્શન કરવાને સર્વ કોઈ આતુર હતા, તથાપિ એકે દેખાયો નહિ; પણ બીજી સવારે મને કપ્તાને કહ્યું કે રાતમાં બેલ આઈલસ્ટ્રેટમાં થઇને જતાં મોટા ત્રણ તેની નજરે પડ્યા હતા.

હવે અમે આટ્લાંટિકમાંથી નીકળી સેંટ લારેન્સના અખાતમાં ઝોલા ખાઇએછીએ. લાબ્રાડોરથી ટાવત વધારે તેવો પવન જોરમાં વાયછે, તડકો સારો પડ્યોછે અને ઝાઝમાં સર્વે સુખી અને ખુશી છે. સફરમાં પહેલીજવાર આજે અમે વ્હેલોને ફુંકતી જોઇએ છીએ. એવામાં એક ઉડતાં પૂર્ણ થાકેલો શકરો આવી સઢડોના દોરડા ઉપર બેઠો. અમે હજી જમીન નજરે પડે તેટલાથી ઘણા વધારે અંતરે હતા. તેને સહુ જોવા લાગ્યા અને ખલાસીઓ તેને પકડવાને દોરડાપર ચઢ્યા, પણ એક ડોલપરથી બીજા ડોલપર ઉડાઉડ કરી કોઇને હાથ આવ્યો નહિ. ત્રણ ચાર કલાક થાક ખાઈ પાછલે પોહોરે એકાએક તે ભૂમિ ભણી ઉડી ગયો અને ફરીને અમારા દીઠામાં આવ્યો નહિ.

આજે મધરાત સુધી વાંચવામાં રોકાઈ સૂતા પહેલાં તાજી હવા લેવાને તુતક ઉપર જઈ જોઉં છું તો આખું ઉત્તર આકાશ "ઉત્તર ઉષઃ"ના (ઉત્તરે અરૂણના)પ્રકાશથી ઝળાંઝળાં થઈરહેલુંછે.ઉત્તરધ્રુવભણીના પ્રવાસના ગ્રંથોમાં ઉત્તર ઉષઃવિષે ઘણીવાર મેં વાંચેલું, પણ હવણા તેને ખરેખરૂં હું મારી નજરે જોઉં છું. એની શોભા અવર્ણનીય છે. અહીં પણ એ સંપૂર્ણ કોઈ વેળાજ દેખાયછે. મેઘધનુષ્યના જેવી તેની તેજસ્વી કમાન એક ક્ષિતિજથી બીજી ક્ષિતિજ પર્યંત વળેલી હતી. એની નીચેનું આકાશ રૂશનાઈ જેવું કાળું હતું; માત્ર એક તારો તેમાં નજરે પડતો હતો, અને તેપરથી જણાયું, કે તેની ઉપર જેમ આકાશ નિર્મળ હતું તેમ નીચેનું પણ હતું. એ મેહેરાબનો પટ પહોળો, ઘણો પ્રદીપ્ત અને પૂર્ણ સમર્યાદ હતો અને તેમાંથી વરાળ જેવી દીસતી જ્યોતોનાં ગુચ્છા વળતાં વાદળાં તથા પ્રકાશના અણીઆળા ભાલા નીકળ્યા હતા. એ ભાલા લગભગ આકાશમાં શિરોબિંદુ પર્યંત પ્હોંચ્યા હતા. આ સુંદર દેખાવનું તેજ પૂનેમના ચંદ્રમા જેટલું હતું, અને હું નથી ધારતો કે દહાડે કે રાત્રે મેં એથી વધારે સુંદર આકાશ ભાળ્યું હશે.

૨૬ મી તારીખે હવાની હાલત દુઃખકારક થઈ. આખો દિવસ વરસાદ વરસ્યો, અને આટ્લાંટિકમાંથી સીધાં ચાલ્યાં આવતાં મોજાં અખાત ભણી ઉછાળા મારતાં જતાં હતાં. રાત્રે જાડી ધુમસ પડી, આગબોટની ગતિનો વેગ અર્ધો થઈ ગયો, અને વરાળયંત્રની સીસોટીઓએ ઊંઘને નસાડી મૂકી. પરંતુ ૨૭ મીની સવારે શાંત જળમાં અમે પ્રવેશ કર્યો. વાયુ સુખદાયક થયો અને ગાસ્પીના કિનારાથી ત્રણ ચાર માઈલને અંતરે ચાલતું અમારૂં વહાણ સેંટલારેન્સ નદીના મુખમાં પેઠું.

કેટલાક ઉતારૂઓની વિનંતિપરથી મેં આજે પાછલે પોહોરે દારૂ પીવાથી થતી હાનિ વિષે ભાષણ કર્યું. એઓમાંના ઘણાક ટીટોટલર (દારૂ નહિ પીનારા) હતા. થોડાંક વર્ષો થયાં આ સુધારો ઉતાવળે આગળ વધ્યોછે તેનો નવો પુરાવો આ ઝાઝ ઉપર જોવામાં આવેછે. આનન્દી સ્વભાવનો અને સભ્ય ગૃહસ્થ નામે મી. હીટન એમાં મુખ્ય ભંડારીનું કામ કરેછે. તેણે વાત કરતાં મને કહ્યું કે ગયાં દશ વરસોમાં પહેલા વર્ગના બેસારૂઓની દારૂ પીવાની ટેવમાં અસાધારણ ફેરફાર

થયોછે. ૧૮૭૮ ની સાલનો ચોપડો કહાડી એક ફેપમાં ૧૨૦ પાઉંડનો જલદ દારૂ ખપ્યાની નોધ તેણે મને દર્શાવી, અને તે ખરીદ કરનારા પહેલા વર્ગના ૪૫ ઉતારૂઓ હતા. આ ફેપમાં ૧૦૫ બેસારૂઓ ૩૦ પાઉંડ દારૂ ઉપર ખરચશે નહિ. જેઓ કાનાડાના વતની છે તેઓમાંના લગભગ અર્ધા દારૂ નહિ પીનારા છે, અને જેમણે દારૂ તજયો નથી તેઓમાંના થોડાજ જમવાની જોડે લેછે. માત્ર તેર જણ દ્રાક્ષનો દારૂ (વાઇન) કે અન્નનો દારૂ (બીઅર) પીએછે (એ બંને પ્રકારના મદિરામાં નિશો ઓછો હોયછે), અને તેઓ ઇંગ્રેજ છે. મધ્યમ (બીજા) વર્ગના અને છેલ્લા (ત્રીજા) વર્ગના ઉતારૂઓમાંના પૂરા અર્ધોઅર્ધ દારૂ સમૂળગો તજ્યોછે; એથી વધારે પણ ઓછા નહિ.

ખલાસી લોકનાં નબાપાં છોકરાંને પાળવાનો લિવર્પૂલબંદરમાં આશ્રમ છે તેની મદદને અર્થે આજ સાંજે ગાયન તમાશો કરવામાં આવ્યો અને તેમાં નાણાની સારી રકમ ભેગી થઇ. એ ધર્માશ્રમ બહુ ઉપયોગી અને વખાણવા જોગ છે. એમાં ૭૫૦ નબાપાં છોકરાંને ઉછેરવામાં આવેછે તેમાંનાં ઘણાંના બાપ અમેરિકામાં માલ અને બેસારૂઓને લેઇ જનારાં અને ત્યાંથી લાવનારાં વહાણો આટ્લાંટિકમાં જોખમાયલાં તેઓમાંના ડૂબી મુવેલા ખારવા હતા. એ વર્ગને માટે નબાપાં છોકરાંના આશ્રમની જેટલી ગરજ છે તેટલી બીજા કોઈ વર્ગને સારૂ નથી. સોળ વર્ષોપર આશ્રમ સ્થપાયો ત્યારથી આજ સુધીમાં ૪૦૦૦૦(ચાળીશ હજાર) ખલાસીઓ સમુદ્રમાં ડૂબી મરી ગયા અને બીજા ૨૭૦૦૦ પર બંદરોમાં મરણ પામ્યા. એમ દરિયામાં વહાણોનો નાશ થવાથી દરવરસે પોતાના ૨૫૦૦ખારવા ડૂબી જાયછે તેમ છતાં સમુદ્ર ખેડનાર બ્રિટિશ પ્રજા નબળાં વહાણોને ફરતાં અટકાવવાનો કાયદો કરતી નથી તે તેને લાજ લગાડેછે. મી. જોસફ ચેમ્બર્લેન આ બાબત જે કાયદો મંજૂર કરાવવાની કોશીશ કરેછે તે મંજૂર થાય તોજ આ ભયંકર પ્રાણઘાત થતો અટકે, પણ હજી લગી તેનો યત્ન પાર પડ્યો નથી. ગાયન તથા બીજા તમાશાઓથી મોટી રકમ એ આશ્રમને વાસ્તે ભેગી થાયછે, તથા આટ્લાંટિકપર સફર કરનારી આગબોટોમાં પ્રતિ રવિવારે ધર્મદાનની પેટીમાં જે આવેછે તે પણ એજ આશ્રમને આપવામાં આવેછે.

જે છોકરાઓ મીસ માકફર્સન જોડે જાયછે તેઓને કાનડાના ખેડુતો દત્તપુત્ર કરી લેશે. મને આ કામ બહુ ગમેછે. ભીખ માગનારાં છોકરાંને એ બાઈ પોતાની સંભાળમાં લેતી નથી, પણ જેઓ ગુનહેગાર બાળકોની ઉદ્યોગશાળામાં મોકલવા જેવી હાલતમાં આવવાની તૈઆરીમાં છે તેઓને બચાવી લેછે. એ વાસ્તવિક દયાળુ બાઈની સાથે વહાણપર જે છોકરાઓ છે તેઓમાંના બે ત્રણની વાતો નમૂના પ્રમાણે કહુંછું.

એમાં એક છોકરો નામે अ. ब. છે તે દશ વર્ષોપર કોઈ ભાંયરામાંથી લંડન શહેરના એક મીશનરીને જડ્યો હતો; તે વેળા તેનું વય ચાર વરસોનું હતું, અને તેનાં માબાપ કે બીજાં સગાંવહાલાં કે ઓળખીતાની ભાળ લાગી નહિ. "ઈસ્લિંગ્ટન બોયસ હોમ" નામે નિરાશ્રિત છોકરાઓને પાળવાની ધર્મશાળામાં તેને મૂક્યો. હવડાં એને વિષે એવો રિપોર્ટ થયોછે કે તે ભલો છોકરો છે અને કાનડામાં જઈ વસવાને તે યોગ્ય અને ખુશી છે.

સી. ડી. ગંદવાડમાં રવડતો નમાયો અને છાકટા બાપનો છોકરો હતો. તે બાપ તેને માર મારી ભૂખે મારતો. માઠી દશામાં પડેલા છોકરાઓને પાળવાનો વિંચેસ્ટરમાં આશ્રમ છે તેમાં તેને લેઈ જવામાં આવ્યો હતો. હવડાં તેનું વય પંદર વર્ષોનું છે અને કાનડામાં ખેડુતનો છોકરો થઈ ખેડવા, વાવવા, અને લણવા જાયછે. એ તીવ્ર બુદ્ધિનો હોશીઆર છોકરો છે. સારી અવસ્થા પામવાની આશા રાખે છે અને સારો નીવડી તે પામશે એવો દેખાયછે. આ ઝાઝમાં સુડતાળીશ તરૂણો છે તેઓમાં બાર એવા છે. તેઓમાંના કેટલાકના બાપ મરી ગયાછે અને મા નીકળી ગઈછે, અને કેટલાકનાં મા ને બાપ બેહુ ગુજરી ગયાં છે, પણ તેથી એ છોકરાઓને તો ફાયદો થયો છે.

ઈ. ફ. એ તેજસ્વી ચપળ દશ વરસની છોડી છે. વહાણથી અને વહાણમાંના બધાથી તે આનંદ પામીછે, અને છેલ્લા વર્ગના બેસારૂઓનું રમકડું છે. મેં તેને પૂછ્યું કે તારી ઓરડી કેવી છે ત્યારે તેણે જવાબ દીધો કે "મઝાની છે, સાબુની આખી પેટી મને એકલીને સૂવાને મળીછે." મોજમઝાની તેની મોટામાં મોટી ધારણા તેને મન એમ પાર પડી હતી. પહેલાં તે સાબુની પેટી ઉપર સૂતી હશે તો તેની જોડે બીજાં છોકરાં પણ સૂતાં હશે. તેનો બાપ દરીઆમાં ડૂબી મુવો હતો અને નઠારી મા તેને

અર્ધી ભૂખે મારતી. એ ઉમરે તેનું કાઠું હોવું જોઇએ તેથી અર્ધું હતું.

જી. હ. એ છોકરાને કોઈ જગામાં મેલી તેનાં માબાપ ગુમ થઈ ગયાં. કોઈ દયાળુ સજ્જનને જડવાથી તેણે તેનું રક્ષણ કર્યું. તેના પાડોશમાં રહેનારી એક સન્નારીએ તેને કાનડામાં જવાનો ખરચ આપ્યો છે.

ઓરમાન (સાવકા) બાપને અને ઓરમાન માને હાથે કમકમાટ આવે એવા દુઃખથી પીડાતાંને મુક્ત કરી આણેલાં એવાં ઘણાં છોકરાં એમાં છે. નિર્ધન માબાપ છોકરાં ઘણાં હોવાથી તેઓનું ગુજરાન ચલાવી શકે નહિ તેમણે મીસ માકફર્સનને રાજી ખુશીથી દત્તક આપેલાં એવાં પણ કેટલાંક છે, અને કેટલાંકને, માબાપ વિનાનાં નિરાધાર છોકરાંઓને પાળવાના આશ્રમમાંથી, આણ્યાંછે.

એ છોકરાંઓમાં તેઓની પૂર્વની માઠી અવસ્થા, અને ભૂડા સમાગમથી જે દુર્ગુણો આવેલા તેઓને મીસ માકફર્સના ઇંગ્લાંડના અને કાનડાના ધર્માશ્રયોમાં માયાળુ અને યોગ્ય વર્તણુકથી બની શકે તેટલા દૂર કરવામાં આવેછે. એ છોકરાંઓને નિયમમાં રાખનારા ઉપરીઓ આગબોટના ડોલવાથી થતી પીડામાં હોવાથી તેઓ ઉપર પૂર્ણ દેખરેખ રાખી શકતા નહિ તેમ છતાં એ છોકરાં બહુ સારી રીતે વર્તેછે એ તેમને થોડા વખતમાં આપેલી બહુ વખાણવા જોગ તરબીયત દર્શાવેછે. સકળ ઉતારૂઓ તેમને રોજ સાબાશી આપેછે.

આજ સુધીમાં બધું મળીને ખરી દયાળુ મીસ માકફર્સને આવાં રખડતાં, રઝળતાં, દુખીઆરાં, ચારહજારે ચારસો અનાથ છોકરાંને કાનડામાં ઉદ્યોગે લગાડવાને આણ્યાંછે. એમ બચાવ્યાં ન હોત તો તેઓમાંનો દરેક જણ ચોરાદિક અપરાધ કરનારા માણસોમાં કે ભીખ માગનારાઓમાં ભળ્યો હોત. આ વાસ્તવિક દયાળુ બાઇના રૂડા કૃત્યનું ફળ સંતોષકારક નિવડ્યુંછે. તેઓમાંના અઢીહજાર કાનડામાં ખેતી કરેછે. તેઓ ખેડુતોના ચાકર નથી પણ દત્તક કરી લીધેલા છોકરા છે. છોકરાં વિનાના માણસોએ પાંચસેને ખોળે લીધાંછે; બીજા પાંચસે દુકાનદારો વગેરેને ત્યાં વાણોતર રહ્યાછે; બસે ઉપરાંત પરણી રૂડો સંસાર ચલાવેછે. એટલાં બધાંમાંથી કેટલાંક મરી જાય તેમાં નવાઈ નથી; પણ માત્ર સાતજ વાટ ઉઠયાંછે. તેઓ એટલાં વંઠી ગયાં કે ગુનાહ કરી કેદમાં પડયાંછે. ત્યાં સુધરી કાંઈ ઉદ્યોગ

કદાપિ લાગે ખરાં, પણ તેમ થવાનો સંભવ ઓછો નથી.

આ માયાળુ અને વાસ્તવિક ખ્રીસ્તી સંનારી સાથે એક કલાક વાત કરવાથી આવું સારૂં પરિણામ થાય એમાં નવાઈ નથી એમ જણાશે. લંડનમાંનાં ગરીબ નિરાશ્રિત છોકરાંને પરદેશમાં લેઈ જઈને વસાવવાં એ મીસ માકફર્સનના સાત્વિક ભવનો માત્ર એક બનાવ છે (અર્થાત્ બીજાં ઘણાં સારાં કામ તેણે કર્યાંછે,) અને લંડન નગરના પૂર્વ ભાગની ગાઢી વસ્તીના લોકોમાં જે ખેદ અને પીડા તેના જોવામાં આવેછે તેમાંનાં કેટલાંકને દૂર કરવાનો તેણે આ ઉપાય કર્યોછે. ત્રાસજનક સમાગમથી આ ગરીબડાં બાળકોને આમ છૂટાં પાડવાથી તેઓ કાનડામાં પરમેશ્વરથી બીનારા સિટિઝન થઈ વસેછે. (સિટિઝન કહેવાનું કારણ એકે તેઓને બીજા રહેવાસીઓની પેઠે રાજ હકોછે, તેઓ દાસ નથી.) તેઓમાંના કેટલાક સારી સ્થિતિએ પ્હોંચેછે. વીસથી વધારે તો ઉંચો ધંધો કરેછે, અને અતિબુદ્ધિમાન અને તેજસ્વી પુરૂષો મારા જોવામાં આવ્યાછે તેમાંનો એક આ વહાણમાં અમારી જોડે છે. એ મીશનરીનું (ધર્મપ્રચારકનું) કામ કરવાને પરદેશ જાયછે, અને મીસ માકફર્સને દુર્દશામાંથી મુક્ત કરેલા છોકરાઓમાંનો એક છે. એ સંનારી કાનડા દેશને જેટલો વાસ્તવિક ફાયદો કરેછે તેટલો બીજું કોઈ એક જણ કરતું નથી.

ઇંગ્લાંડમાં બીજા દયાળુસજ્જનો માબાપ વિનાનાં નિરાશ્રિત છોકરાંની સંભાળ લેછે તેઓ આ મહાત્માની દેખાદેખી કરેછે તેમાં આશ્ચર્ય નથી. એ સંનારીને અને તેના સ્વદેશ હિતવર્ધક કર્મને પરમેશ્વર આશીશ દો! જેઓને ચોર થવાનો સંભવ છે એવા રવડતા છોકરા અને જેઓને વંઠી જવાનો સંભવ છે એવી છોડીઓ મળી કુલ પાંચ હજાર છોકરાંને ઉગારી કાનડામાં સારી ખેતી કરતા પુરૂષો અને પરણી સુખી પત્ની અને માતા કરવી એ મહા પુણ્યનું કામ છે એમાં સંદેહ નથી.

હવડાં અમે સંત લારેન્સનદીમાં હંકારીએ છીએ તેવામાં એક રમુઝી બનાવ બન્યો. કાનડામાં સરકારનો એવો કાયદો છે કે ગયાં સાત વર્ષમાં જેમણે શીતળા કઢાવ્યા ન હોય તેમને દેશમાં પેસવા દેવા નહિ. વચલા વર્ગના તથા છેલ્લા વર્ગના ઉતારૂઓના બાબુ આગબોટના ડાકટરે તપાસ્યા અને જેમણે થોડા વખતપર સીપડ કઢાવેલા નહિ તેમને કહ્યું કે તમે

મારી પાસે કઢાવે ને જેઓ નહિ કઢાવે તેમને કાંઠે ઉતરવા ન દેતાં એક બેટમાં પંદર દિવસ લગી રાખશે અને એ કવારન્ટૈનની એ મુદત પૂરી થયા પછી દેશમાં જવા દેશે. શુમારે ૪૮ માણુસોએ તેની કને શીતળા કડાવ્યા; પણ **વેસ્લેયન** નામે પંથના પાદરીએ તથા એક બીજા આદમીએ પોતાના ભુજ દેખાડવાની ચોખી ના કહી. આજે રાતના બારપર એક કલાકે આરોગ્યતા ખાતાનો અમલદાર અમારી આગબોટપર આવ્યો. એ ડાકટરને મળવા માટે તે બેને જગાડ્યા. તેનું કહ્યું પણ તેમણે માન્યું નહિ તેથી તેણે કવારન્ટાઇનને થાણે તાર મૂકયો. તે થાણાના અમલદારે આવી અમારા વહાણને અટકાવ્યુંછે. તેણે પેલા બે હઠીલા માણુસોની પેટીઓને પોતાના મછવામાં મૂકાવી તે જોઈ તેમણે બહુ ગુસ્સો કર્યો તોપણ હઠ છોડી સીતળા કડાવ્યા. તેમને શીતળા કડાવવા વિષે વેહેમ હોય એમ દીસતું ન હતું, પણ પહેલા વર્ગના ઉતારૂઓને એ કાયદો લાગુ પાડવામાં નહતો આવતો તે માટે તેઓ સામા થયા હતા. એમને વાંધો લેવાનું કારણ મને ઘણું વાજબી લાગેછે. પ્રથમ એ કાયદો થયો તે વેળા કોઇને બાતલ કર્યા નહતા, પણ જ્યારે માલૂમ પડયું કે **યુનાઇટેડ સ્ટેટ્સ**ના એવા કાયદામાંથી પહેલા વર્ગના બેસારૂઓને છૂટા રાખ્યાછે અને તેથી તેઓ **કવેબેક** ન આવતાં **ન્યુયોર્ક** જાયછે ત્યારે કાનડાએ પણ તેમ કર્યું.

ચવેણું ખાધા કેડે થોડીવારે રૂપાળું **કવેબેક** નગર નજરે પડયું. અમારી આ સફર આનંદકારી અને ક્ષેમકુશળ હતી. મેં આ પાંચમીવાર **આટ્લાંટિક** મહાસાગર ઓળંગ્યો એ પાંચમાંનો આ પ્રવાસ સર્વેથી વધારે સુખકર હતો. અમને સઘળાને સામે કાંઠે ઉતાર્યા. ભૂમિ ઉપર ઉતરવાથી સર્વે ખુશી થયા અને સહીસલામત પ્હોંચ્યાનો તાર ઘેર મોકલવાને તાર આફીસમાં દોડી ગયા.

## પ્રકરણ ૨ જું.

### કવેબેકથી મોંત્રીલ.

સરકારી ડાકટરે ઉતારૂઓને કાંઠે ઉતારવાનો પરવાનો આપ્યો કે તુર્ત કીનારે ઉતરી હું અને મારી પુત્રી નાવડીને આરે (ઓવારે) ગયાં. અમારી **આગબોટ** ત્રણ કલાક પછી નદીને ઉપલાણે **મોંત્રીઅ** બંદરે જવાને ઉપડ-

વાની હતી. એ ત્રણ કલાકમાં **ક્વેબેક** શહેર જેટલું જોવાઈ શકે તેટલું જોઈ લેવાનું અમે નક્કી કર્યું હતું.

ઇંગ્રેજી મુલકમાં ભાડાની ગાડી હાંકનારો નાવડીએ જવાનો માર્ગ જાણવાને દુકાનનું પાટીયું વાંચવાને ફ્રેંચ બોલીમાં કહે તે અને તે પાટીઆ ઉપર "This way," "Par ici," અર્થ આ રસ્તો, એવી સાદી સૂચના ઇંગ્રેજી અને ફ્રેંચ એ બંને ભાષાઓમાં લખેલી હોય એ ઉપહાસ્યજનક છે, તેમ છતાં મને કહેવામાં આવ્યું કે નાવડી જેવે જાહેર ઠેકાણે "Par ici," એ શબ્દો ન લખ્યા હોય તો તત્કાળ બંડ ઉઠે. **બુલોન** (Boulogne) જેવું ફ્રેંચ શહેર છે તેવું **ક્વેબેક** પણ છે, તથાપિ **ફોકસ્ટોન** (Folkestone) જેટલું બ્રિટિશ રાજ્યગાદીને વફાદાર છે તેટલું **ક્વેબેક** પણ છે. અસલ નીચલા **કાનડા** પ્રાંતમાં વસનારા ફ્રેંચ લોકે પોતાની ભાષા અને પોતાનો ધર્મ એ બંને સાચવી રાખ્યાંછે. એ ભાગની ત્રણ ચતુર્થાંશ વસ્તી ફ્રેંચ બોલી બોલનાર રોમન કાથોલિક છે. શહેરના ગઢ ઉપર ઇંગ્રેજી વાવટો ઉડેછે, તથાપિ શેહેરમાં ફ્રેંચ ભાષા, ફ્રેંચ રૂઢિઓ અને ફ્રેંચ કાયદા ચાલેછે. પ્રખ્યાત ફ્રેંચ વહાણવટી **ચાર્મ્પ્લેને** **ક્વેબેક**ની શોધ કરી, તેમાં વસ્તી આણી, કિલ્લો ચણાવ્યો, વેપારનું થાણું કર્યું અને એક દેવલ બાંધ્યું. હાલનું **ક્વેબેક** એમાંના છેલ્લા ત્રણનો વધારો માત્ર છે. ૩૫૦ ફુટ ઉંચા ડુંગરને ઓથે રહેલા જમીનના ફાંટા ઉપર એ **નગર**છે. **ચાર્લસ** નામે નદી તેનું જમીન ભણીથી રક્ષણ કરેછે. ડુંગરને મથાળે કિલ્લો છે, અને તેની ચોમેર ગઢીઓ અને બુરજો છે તેઓ પરથી નદીના હરેક ભાગપર તોપના ગોળા પ્હોંચી શકે તેમ છે. એ સર્વ મળીને એવો ગઢ બન્યોછે કે જો તે ઉપર અર્વાચીન તોપો ગોઠવવામાં આવે તો તે જીતી શકાય નહિ, અને **કાનડા**માં પ્રવેશ કરવાનો એ મોરચો હરકોઈ શત્રુની મોકલેલી નૌકાસેનાને ખાળી શકે. હાલ જે તોપો એ ગઢ ઉપર છે તેઓ અસલના વારાની અને ઉપયોગ કરવામાં આવતી નથી તેવી છે. ભારમાં આશરે છ કે સાત ટનની માત્ર ત્રણ આર્મસ્ટ્રોંગ તોપો છે. ગઈ સાલમાં આગ લાગી હતી તેમાં ન બગડતાં બચીછે. એક નાની તોપ પડેલીછે તે ઉપર કોતરેલુંછે કે "બંકર્સહીલના સંગ્રામમાં જીતેલી." બ્રિટિશ પ્રજાની આ નાનીસી બડાઈ મારેલી જોઈ **યાંકીઓ** મશ્કરીમાં કહેછે કે "વારૂ તમારી કને તોપ છે તો તે ડુંગર પણ હશે

એમ અમે અટકળ કરીએ છીએ.*

ક્વેબેકથી વધારે રમણીય દેખાવડાં નગરો દુનીઆમાં થોડાંજ છે. સંત લારેન્સ નદીને ઉપલાણે અમારી આગબોટ ચાલી તેવારે ઉંચો કિલ્લો અને તેની આસપાસના નાના ગઢો, અને તેઓના રક્ષણમાં સંતાયલું વિચિત્ર ફ્રેંચ વસ્તીવાળું શેહેર એ સર્વના જાંબુડી રંગના દેખાવની સામે સુંદર તેજસ્વી સૂર્યાસ્ત દૃષ્ટિએ પડતો હતો, અને સંધ્યાકાળ પૂરો થવાથી અંધારૂં થવા લાગ્યું તેમ ઘરોમાંના અને રસ્તાઓમાંના દીવાના ઝગઝગાટ દીસવા લાગ્યા. આ મનોહર દૃગ્વિષય રચના સહેલથી ભૂલાય તેવી નથી. ક્વેબેકની પડતી થઇછે. દશ વરસોપર ઇંગ્રેજી લોઢાના ખરીદદારોની શોધને સારૂ હું આવ્યો હતો ત્યારે વેપારીની નજરે જોતાં ઉદાસી દેખાયું હતું, અને હવણાં તેના વેપાર બજારમાં અમે ફર્યા તેવારે વધારે ઉદાસી દીઠું. ઇમારતી લાકડાના વેપારના મોટા મથક તરીકે તેની શ્રેષ્ઠતા હતી તે એણે હજી જાળવી રાખીછે; પરંતુ રેલવેઓની મોટી જાળનું મધ્યસ્થળ મોંટ્રીલ બંદર થયુંછે, અને તે માલ એ રેલવેઓની વાટે વધારે વધારે ત્યાં આવી વહાણે ચડવા માંડ્યોછે તેથી ધઉંના વેપારની પેઠે ઇમારતી લાકડાંનો વેપાર પણ બાપડા ઘરડા ક્વેબેકને તજી એ ઉપલાણેના બંદરમાં જઈ વસશે.

૨૮ મી આગસ્ટ, રવિવારને વાણેવાયે અમે ક્વેબેકથી ઉપલાણે પચાશ માઇલપર સંત લારેન્સના પોહોળા પટ ઉપર આવ્યા. કાનડાનો મોટો ધોરી રસ્તો તથા દુનીઆમાં મોટામાં મોટા મીઠા પાણીના જથાને સાગરમાં વહી જવાનો માર્ગ એ નદી છે. સુપીરિયર, હુરોન, એરી, મિચિગાન, આન્ટારિયો, નેપિગોન, અને ચામ્પ્લાન, નામે મીઠા જળના મોટા વિશાળ ભૂમધ્ય સમુદ્રોના તથા તેઓ ઉપરાંત બીજા સેંકડો નાનાં સરોવરોના પાણી એ નદીની વાટે ક્વેબેક ગઢ આગળ થઈ આટ્લાન્ટિકમાં જાયછે. આ મહા નદીમાં ચાર લાખ ચોરસ ભૂમિ ઉપરનું પાણી આવેછે, અને પૃથ્વી ઉપર જેટલું મીઠું પાણી છે તેના અર્ધા ભાગથી વધારે એમાં છે. એની લંબાઈ બે

* જે મુલક હાલ યુનાઇટેડ સ્ટેટ નામે મોટું જબરૂં સ્વતંત્ર રાજ્ય છે તે પૂર્વે બ્રિટિશ રાજાને તાબે હતો તેનાથી છૂટવાને વિગ્રહ થયો તેમાંનો એક સંગ્રામ એ ડુંગર આગળ થયો હતો, ને તે હાલ યુનાઇટેડ સ્ટેટ્સને તાબે છે. યાંકી એ નામ યુનાઇટેડ સ્ટેટ્સના રહેનારને મજાકમાં આપેછે. બા. ક.

હજાર માઇલથી વધારે છે, અને એનું મુખ્ય બંદર મોંટ્રીલ ખારા પાણીથી દોઢસો માઇલ દૂર છે. સુપીરિયર સરોવરપર દરિયાથી બારસે માઇલને અંતરે પોર્ટઆર્થર નામે બંદર છે. તેને આ નદીની સાથે વેલ્લાંડ નામે નેહેરથી જોડયુંછે. ત્રણ ડોલવાળાં વહાણો પંદરસેં કે બે હજાર ટન ઘઉં ભરી એ બંદરથી ઉપડી એ નેહેરની વાટે સેંત લારેન્સ નદીમાં આવેછે. અને તેમાં થઈ આટ્લાંટિકમાં હંકારી લિવર્પુલ અથવા બારો બંદરે તે માલને ઉતારેછે.

કેબેકથી મોંટ્રિલ સુધીમાં સેંત લારેન્સની પોહોળાઈ એકથી ત્રણ માઇલછે.પહેલાઆવેલા ફ્રેંચ વસનારાઓના વંશજોની ગાઢી વસ્તી એ બંને કાંઠે છે. પ્રત્યેક ગામને મધ્ય ભાગે શોભાયમાન રોમન કાથોલિક દેવળ છે. એ દેવલોનાં પત્રાનાં છાપરાં અને અણીઆળાં શિખરો પ્રભાતના તડકામાં ચળકી રહ્યાંછે. એ ગામોના લોકો ઘણા નિર્ધન છે,અને તેવા હોવાનું કારણ તેમની જમીનના વિભાગો કરી નાખવાનો ધારો છે.* આયર્લૅન્ડના ઘણા ભાગોમાં જેવો એ બાબત ધારો છે તેના જેવો એ છે. કાનડાના ફ્રેંચ લોક રીઢા અને કરકસરથી સંસાર ચલાવનાર છે; લાકડાના વેપારનો મોટોઆધાર તેમના જુવાનીઆના બળ ઉપર છે. અર્થાત્ વનમાંથી ઇમારતી લાકડા કાપી લાવનારા તેઓ છે. એ માણસોની કુવાડો વાપરવાની તરેહ જોઈ મી. ગ્લાડસ્ટન વિસ્મય પામે અને અદેખાઈ કરે.**

પાછલા પોહોરના ત્રણ કલાકને શુમારે નદીના નીચા કાંઠાથી ઉંચાણમાં માઉંટરાયલ નામે ડુંગરના ઝાડોવાળાં શિખરો દેખાવા લાગ્યાં, અને દેવાલયોથી ભરપૂર એવા મોંટ્રીલ નગરની ઝાંખી કરવાને ઉતારૂઓની ભીંડ તુતકની કોરપર થવા લાગી. નદીના છેલ્લા વાંકની પ્રદક્ષિણા કરીએ છીએ તેવામાં પત્થરના શોભીતા ઓવારા (આરા), તેઓને પડખે લંબાણમાં એક માઇલ પર્યંત આવી રહેલાં સેંકડો અણીઆળાં શિખરો અને ઘુમટોવાળી ભવ્ય વખારો અને એ સર્વ માઉંટરાયલના બદામી મિશ્ર લીલા રંગમાં જાણે મૂકાયલાં હોય એવો સુંદર દેખાવ દૃષ્ટિએ પડ્યો. એક કલાક

* આપણા દેશમાં પણ એવા ધારાથી એવી ખરાબી થઇછે ને થાયછે. ભા. ક.

** મી. ગ્લાડસ્ટન કસરતને માટે કુવાડે ઝાડો કાપેછે તેના સંબંધમાં આ લખ્યુંછે. ભા. ક.

નહિ થયો એટલામાં એલન નામે ડક્કા કને અમારી આગબોટ લંગર કરેછે. બ્રિટિશ એમ. પી. (બ્રિટિશ પાર્લેમેંટનો મેમ્બર) જકાતી માલ સંતાડી દાણ ચોરી કરે એવા શક આણવાની સભ્ય નાકેદારે ના પાડી.' (મી. કેનની* પેટીઓ તપાસવાને ઉઘડાવી નહિ.) હોટેલના ગાડામાં અમારો (મી. કેન અને તેની દીકરીનો) સામાન મૂકાયો, અને લાજ લગાડે તેવે ખરાબ બાંધેલે રસ્તે અથડાતા કૂટાતા વિન્ડસર હોટેલમાં જઈ ઉતર્યા. એ ઉતારો આઠસેં ઓરડાવાળો આરસનો મેહેલ છે. એ મેહેલમાં રહેવાના અને જમવાના પ્રતિ દિવસના સાડાસત્તર શિલીંગ લેછે. ઉપલા વર્ગના ગૃહસ્થોને જોઇએ તેવો રાચરચીલો (ફર્નિચર) એ ઓરડાઓમાંછે, અને જમવાનું પણ તેજ પ્રમાણેછે. હોટેલ વાળાની વર્તણુક વિષે અમારે તો કાંઈ ફરીઆદ કરવાનું કારણ નથી, (તેની વર્તણુક મી. કેન જોડે સંતોષકારક હતી) હોટેલના હેડકલાર્કે મારૂં નામ વાંચી મને પુછ્યું કે આપ બ્રિટિશ પાર્લેમેંટના મેમ્બરછો? મેં એ મૃદુ આરોપ સ્વીકાર્યો. ઉતારૂઓમાં ભિન્ન ભિન્ન વર્ગના માણસો હતા તેથી આની અસર શી થાયછે તેની વાટ હું ભયકંપથી જોવા લાગ્યો. શું મને ઉતારો નહિ આપે, કે કોઈ કાતરીઆમાં રાખશે? પણ એ બીક ખોટી પડી. ભભકાદાર એવાનમાં તેડી જવાથી મને ઘણો હર્ષ થયો. એને લગતા બે મોટા સુવાના ઓરડાછે અને જોડે નાહાવાની સારી ઓરડીઓછે. મેં વાંધો લીધો કે આવા ઠાઠમાઠનો ખરચ મારી શક્તિ ઉપરાંત છે, પણ તુરત સભયતાથી મને જણાવવામાં આવ્યુ કે આ શોભાયમાન ઓરડાઓના સંબંધમાં તમે "વિન્ડસ હોટેલના માલિકના મેમાનછો".

સોમવાર, ૧૯મી આગસ્ટ—લાચીન નામે ખુશનુંમા ગામછે ત્યાં જવાને આગગાડી સવારે ૭. ૪૫ ઉપડેછે તેમાં બેસવાને અમે વહેલા ઉઠયા. લાચીન રાપિડસ નામે ધરાળ કે ઉતાવળા વહેણોમાં સેંત લારેન્સ નદીની વાટે આવતા થઈ શકે માટે પાણીને રોકવા સારૂ કેટલીક પાળો બાંધીછે. એ પાળોના મથક ઉપર એ ગામછે, અને ત્યાંથી આગબોટમાં બેસીને તે પ્રખ્યાત વહેણોમાં ઉતરાયછે. પ્રાતઃકાળે સૂર્યોદયની શોભા સુરમ્ય હતી. દીનકરનો તાપ હિમના સ્પર્શથી મંદ થયો હતો. નદી અને તેના વૃક્ષમય સુંદર કાંઠાઓએ તથા દ્વીપોએ ઝાકળનો પાતળો બુરખો ઓઢયો હતો.

---

* આ પ્રવાસનુ વર્ણનકર્તા. ભા. ક.

**વૃદ્ધ વર્ણસંકર ઇન્ડિયને** (જેના બાપ યુરોપી અને મા ઇન્ડિયન એવા ઇન્ડિયને) સુકાન ઝાલી આગબોટને નદીના વિશાળ પટ ઉપર માર્ગ દર્શાવ્યો. એ પટ ધોધની ઉપલીમેર પર્યંત ફેલાયલો છે. પાછલા કાળમાં શોધ કરવા આવનાર **જોકેસ કાર્ટિઅર** નામે નાવિકે કલ્પના કરી હતી કે આ મીઠો દરિયો છે, અને એને ઓળંગવાની હિમ્મત કરૂં તો ચીનમાં ઉતરૂં; એને કિનારે ઉભો રહી જે વેળા તે બોલ્યો કે " તે **ચીન**, તે ચીન"! તે વેળા તેના સ્વપ્નામાંએ નહતું કે જે સ્થળે તે ઉભો હતો તેપર થઈ ૩૫૦ વર્ષો પછી **કાનડા—પાસિફિક રેલવે** જશે, અને **યુરોપથી** આવેલા પ્રવાસીઓને તથા ટપાલને પાંચ અઠવાડીઆના ટુંકા વખતમાં ચીન પ્હોંચાડશે. થોડો વખત આગળ ચાલતાં નદીનો પોહોળો પટ સાંકડો થઈ આસરે બે માઇલનો થયો, અને આગબોટના ઉતાવળા વેગે જણાવ્યું કે અમે **લાચીન** વમળ પ્રવાહની સમીપ આવવા લાગ્યા છીએ. ધો, ધો, ધો કરતા ધરાળમાં આગબોટ કુદી પડી તે વેળા તેનો વેગ ભયંકર થયો. તુતકની કોરે ઉભા રહી જોતાં લાગ્યું કે વહેણના ભાગ કરનારા જબરા ખડકોની જોડે અથડાઈ આગબોટના કકડા થતા કોઇથી અટકાવી શકાય તેમ નથી; પરંતુ કુશળ સુકાનીએ મોટામાં મોટા બે ખડકોની વચ્ચેના ધરાળમાં હંકારી, અને એક મિનિટમાં આગબોટ શાંત જળમાં ચાલવા લાગી. બોટની બાજુઓ સાથે લગભગ સ્પર્શ કરે એટલા બધા એકએકની નજીક એ બે ખડકો હતા, સવારના તડકામાં ચળકતું **મેટ્રીલ** નગર દેખાવા લાગ્યું

આ આનન્દકારી અને પૂરા બે કલાક પણ પ્હોંચી નહિ એવી નાની સફરના મનોરંજકપણામાં **લાચીન** વમળ પ્રવાહને મથાળે આવેલા ટાલ્લાઓપર રહેલા ભવ્ય પૂલે વધારો કર્યો. એ સેતુવડે **કાનેડાનો પાસિફિક રેલવે સેંટ લારેન્સ** નદીને ઓળંગે છે. એ મુલકના પશ્ચિમ ભાગનો વેપાર એ રેલવેની મારફતે **સેંટ જૉન** અને **હાલિફાક્સ** તથા **ન્યુ ઇંગ્લાંડના** સંસ્થાનો સાથે ચાલેછે. **સ્કાટ્લાંડના ટે બ્રીજ** (ટે નદીના પુલ) ના જેવી રચના આ સેતુની છે. એની તળે અમારી આગબોટ એટલી ત્વરાથી હંકારી ગઈ કે ઝીણા કામપર નજર ન ઠરતાં મેં જે પુલો જોયાછે તે સર્વમાં આ હલકામાં હલકો અને સુંદરમાં સુંદર પુલ છે એવી છાપ માત્ર મારા મનપર પડી.

દુનીઆમાં સર્વોત્તમ પુલો છે તેઓમાંના બે **મોંટ્રીલની** પાસે છે. એક ઉપર કહ્યો તે, અને બીજો **કાનાડા પાસિફિક** જોડે હરીફાઈ કરનાર વધારે જૂનો **ગ્રાંડ ટ્રંક રેલવેનો** છે. એ પ્રખ્યાત સેતુ નલાકાર છે અને તેનું નામ **વિકટોરિયા ટયુબ્યુલર બ્રિજ** છે. સને ૧૮૬૦માં પ્રિન્સ ઓવ વેલ્સે તેને ખુલ્લો કરવાની ક્રિયા કરી હતી. **નીચલા કાનડાને યુનાઇટેડ સ્ટેટસની** સાથે જોડેછે, અને શીયાળાના ૭ માસ પર્યંત **સેંટલારેન્સ** નદીની વાટે **મોંટ્રીલનો** વેપાર અને વહેવાર બરફને લીધે બંધ પડેછે ત્યારે તે પુલની વાટે ચાલુ રહેછે. આ છક કરી નાખે તેવા અતિ મોટા સેતુને બાંધવામાં ૧,૨૦,૦૦૦૦ પાઉંડનો ખરચ થયો હતો. એને ૨૬ થાંભલાનો આધાર છે, અને મધ્ય ભાગે નદીની સપાટીથી આશરે ૬૦ ફુટ ઉંચો છે. એની લંબાઈ ત્રણ હજાર વારથી વધારે છે, એમાં ત્રીસ લાખ ઘન ફુટ ચણતર કામ છે, અને આઠ હજાર ટનથી વધારે લોઢું છે. **સંત લોરેન્સ** નદીથી **ગ્રાંડ ટ્રંક રેલવે**ના બે ભાગ થાયછે તેને એ સાંધેછે. એ નદીની બંને બાજુએ આવેલા એ રેલવેની લંબાઈ બાવીસેંહ માઇલ છે.*



## प्रकरण ३ जुं.

### ટોરોંટો અને નાયગરા.

૩૧મી આગસ્ટ, મંગળવારની સવારે, **કાનેડીઅન પાસિફિક રેલવેની** નવી વાટે **ટોરોંટો** જવાને **મોંટ્રીલથી** અમે ઉપડ્યા. ઓછી વસ્તીવાળા કાંઈક સુંદર અને સરોવરો તથા વહેળાઓથી ભરપૂર મુલકમાં થઈ એ રેલવે જાયછે. ૩૮૦ માઇલના પ્રવાસમાં માત્ર બે નગરો આવ્યાં—એક **પર્થ** નગર એ સારી ખેતીવાળા તાલુકાનો મુખ્ય કસ્બો છે, અને એમાં ઘણા આઈરિશ લોકો આવીને વસ્યા છે; બીજું **પીટરબરો** નગર **ઓટોનાબી** નદી ઉપર છે. અહિં એ નદીનો ઢોળાવ (ઢાળ) નવ માઈલે ૧૫૦ ફુટ છે તેથી તેના પ્રવાહના વેગવડે ઘંટીઓ તથા કરવતો ચાલેછે. બાર કલાકની

* આ પ્રકરણના બાકીના ભાગમાં **કાનડામાં** પરબંદરથી આવતાં કાપડ તથા લોઢાના ઘાટ ઉપર ભારે હાંસલ થોડાં વરસથી લેવામાં આવેછે તેથી કાનડાના લોકને થતા નુકસાન વિષેનું લખાણ છે, તે સાધારણ વાંચનારને માટે કઠણ અને અરસિક હોવાથી છોડી દીધું છે.

મુસાફરીને અંતે એ પ્રાંતની મોટી રાજધાની **ઓંટોરિઓ** કે **ટોરંટો**માં અમે પ્હોંચ્યા. રેલવેની ગાડીના જે ઓરડામાં અમે બેઠા હતા તે ભવ્ય એવાન હોવાથી અમે આ પ્રવાસમાં સુખ પામ્યા. એ એવાનમાં મોટા હાથાવાળી મોટી ખુરશીઓ તથા ખસેડી શકાય તેવી ટેબલો હતી, તથા તાપની ઋતુના પ્રવાસમાં સર્વોત્તમ મોજનું સાધન જોઇએ એટલું શીતળ જળ અને સારૂં પ્રક્ષાલન પત્ર છે તેઓ એમાં હતાં. માર્ગમાં અમને બપોરના ચવેણાને સમયે ખાવાનું સરસ મળ્યું. અને ચા પાઈ તે પણ સારી હતી. **કાનેડિયન પાસિફિક** રેલવેના આ ભાગપર રિફ્રેશ્મેંટ રૂમોમાં (વીસીઓમાં) જે ખાવાપીવાનું મળેછે તેની ટીપમાં કોઈ જાતના દારૂનું નામ ન હતું તે જોઈ હું રાજી થયો. દારૂથી દૂર રહેવાના મત પ્રમાણે એ વીસીઓ ચાલેછે.

**કાનડા**માં સૌથી વધારે આબાદ અને **ઇંગ્રેજ** લોકની વસ્તી જેમાં વધારે એવું શહેર **ટોરોન્ટો** છે. એ માટે તેમાં વસનારાઓ ગર્વ કરેછે તે વાજબી છે. એ ગર્વ તેઓ ગુપ્ત રાખતા નથી. આ સફરમાં મારા જોવામાં આવ્યું કે તુતક ઉપર ફરનાર જે જે બેસારૂ મગરૂર માલૂમ પડતો તે **ટોરોન્ટો** વાસી હતો, અને તુતકની ખુરશી ઉપર બેઠેલી જે જે મડમ વિદેશી ઉપર અનાદર અને પ્રતિસારક દૃષ્ટિએ જોતી તે પણ તેજ નગરની વતની હતી. **યુનાઇટેડ સ્ટેટ્સનું બોસ્ટન** નગર અને **કાનડાનું ટોરોન્ટો** શહેર આ બાબતમાં સરખાં છે. **ટોરોન્ટો** નિવાસીઓ એમ માનેછે કે વિદ્યા, કળા વગેરેનો સર્વ સુધારો પોતાના નગર વિના **કાનડા**માં બીજે કોઈ ઠેકાણે નથી. વળી **યુરોપ**માં પ્રાચીન સુધારાના અવશેષ જડે, પણ **ટોરોન્ટો** નગરના ઝાંપાની બાહાર ખરેખરો સુધારો વધારો હાલ કોઈ ઠેકાણે નથી. એ શહેરવાસીઓની જોડે જ્યારે જ્યારે મારે વાતચીત થયલી ત્યારે મને **પીબલ્સ** ગામના માણસની કહાણી યાદ આવેલી “ મેં **લંડન** જોયું, **પારિસ** જોયું, પણ ખરેખરી મઝા તો **પીબલ્સ** જેવી કેથે નહિ જો.”

પક્ષપાતને કોરે મૂકી કહી શકીએ કે **ટોરોન્ટો** દેખાવડું નગર છે. એમાં પચાસ વર્ષો ઉપર દશ હજાર માણસની વસ્તી હતી તે વધીને હાલ એક લાખથી વધારે થઈછે. એમાં શોભીતી ઈમારતો ઘણી છે. રસ્તા પોહોળા અને રૂપાળા છે, વિદ્યુત (ઇલેક્ટ્રિક) દીવા છે, પણ **અમેરિકા**નાં બીજાં

નગરોની પેઠે રસ્તાની ફરશબંધી ધિક્કારવા જોગ છે. **ઓન્ટોરિયો** સરોવરની ભણી આવેલો એનો આગલો ભાગ કેટલાક માઇલ લાંબો અને શોભાયમાન છે; **લિડોથી** જેવું **વેનિસ** દેખાયછે, લગભગ તેવું સૂર્યાસ્ત સમયે વાદળાં ન હોય ત્યારે સરોવરપરથી એ દેખાયછે, અને આખા **કાનડામાં** **ક્વેબેક** વિના બીજું કોઈ શહેર એના જેવું મનોહર નથી.

સાર્વજનિક બાગમાં **યુનિવર્સિટીનું** મોટું મકાન છે તે **નાર્મન** ઘાટનું છે. ઈ. સ. ૧૮૮૬માં **ફેનિઅન** લોકના દુષ્ટ હુમલાની સામે વઢતાં રણમાં પડેલા વિદ્યાર્થિઓનો કીર્તિસ્તુપ પણ એ બાગમાં છે. જે રાજ્યમાં લોકને ઘણામાં ઘણી છૂટ છે તેના આતિથ્યનો માઠો ઉપયોગ કરનારા **આઇરિશ** દુરાત્માના નહિ સજા પામેલા અપરાધોમાંનો એક અપરાધ એ હુમલો હતો. **પાર્લેમેંટની** બેઠકને માટે નવું મકાન બંધાયછે તેના પાયા માત્ર ચણાઈ રહ્યા છે, માટે તે કેવું થશે તે હાલ કહી શકાય નહિ. એ મેહેલ તૈયાર થશે તેવારે **ઓન્ટારિઓની પાર્લેમેંટ** તેના સંભાળથી સાચવેલા અધિકારોનો અમલ તેમાં બીરાજી કરશે. અમે અહીંની **નાર્મલ સ્કુલ** (ટ્રેનિંગ સ્કુલ) જોઇ. એ પ્રાંતની પ્રારંભક કેળવણી આપનારી નિશાળોને માટે તેમાં શિક્ષકોને ત્રેન કરવામાં આવેછે. એ શાળાના પ્રૌઢ મંદીરમાં વિદ્યાર્થિઓને કાજે બની શકે તેટલી પ્રત્યેક લાભની ગોઠવણ કરી છે.

શહેરના જુદા જુદા ભાગોમાં અમે કેટલીક કાલેજો જોઈ. એમાંની કેટલીક અમુક ખ્રીસ્તી પંથોની છે, અને કેટલીક સામાન્ય છે. એ સઘળી **યુનિવર્સિટી** સાથે જોડાયલી છે. **ઓન્ટારિઓની યુનિવર્સિટીની** ગોઠવણ એવી છે કે તેમાં **કાથોલિક** અને **પ્રોટેસ્ટંટ** સમ્પ્રદાયોના લોકના તરૂણોને કેળવણી જોડે આપી શકાય. એ ગોઠવણ યશ પામી છે, અને હું ઈચ્છુંછું કે આપણી પુરાતન **ઓકસફોર્ડ** અને **કેમ્બ્રીજની યુનિવર્સિટીઓ** એ ગોઠવણ સ્વીકારી તે પ્રમાણે વર્તે. **ઓન્ટારિઓની યુનિવર્સિટીને** હાથ બે લાખ પાઉંડનું ફંડ છે, તથા સોળ હજાર પાઉંડની વાર્ષિક ઉપજ છે. એમાં ભણેલા અઢારસેં ગ્રાજુએટો છે, અને હાલ ચારસેં વિદ્યાર્થિઓ અભ્યાસ કરેછે. એના સંગ્રહસ્થાનમાં પ્રાણી વિદ્યા, ખનિજ વિદ્યા, ભૂસ્તરવિદ્યા, અને મનુષ્યજાતિ વિવેચન વિદ્યા સંબંધી પ્રદર્શક પદાર્થો બહુજ સારા છે.

**ટારોંટોના** મુખ્ય મહિમાઓમાંનો એક તેનાં પ્રાર્થના મંદીરો છે. **અમેરિકા** ખંડમાં ઉંચામાં ઉંચા શિખરવાળું અને સર્વ કરતાં વધારે સોહામણું

ઘડીઆળવાળું દેવલ એ નગરમાં છે. **મેથોડિસ્ટ** પંથનું એ મુખ્ય મંદીર અમે જોયું; તેમાં ત્રણ હજાર માણસો ઉપાસના કરવા બેસી શકે એટલી જગ્યા છે, અને તે ઉપરાંત ૬૦૦ આદમી માય એવડો વિદ્યાદિક વિષયો પર ભાષણોને માટે મોટો શણગારેલો સભા મંડપ છે; રવિવારે ભણવા આવનારાને બેસવાને સારૂ સરસ ઓરડાઓ, અને મુલાકાતને માટે સુંદર દિવાનખાનાં છે. પંથના બધી પંક્તિના માણસોને ભેગા થવાનો ખાસ ધારો **અમેરિકા**માં છે, તે પ્રમાણે એ દિવાનખાનાઓમાં એ મંદીરનો ઉપદેશક આચાર્ય "ઈવનિંગપાર્ટીમાં" પોતાના પંથના તવંગર અને ગરીબ સર્વને બોલાવે છે, અને તે સમયે દરજ્જાનો ભેદ રાખવામાં આવતો નથી, સર્વને સમાન પંક્તિનાં ગણવામાં આવેછે.

**ટોરોંટો**થી સરોવર ઓળંગી અમે **નાએગરા**નો ધોધ જોવા ગયાં, અને ત્રણ દિવસ ત્યાં આનન્દમાં કાઢ્યા. જે અવર્ણનીય છે તેનું વર્ણન કરવાના સેંકડો પ્રવાસીઓના પ્રયત્નો વ્યર્થ ગયાછે તેઓમાં મારાનો ઉમેરો કરવાને હું ચાહાતો નથી. મેં **નાએગરાનાં** ચિત્રો જોયાંછે; મેં **નાએગરા** વિષે કાવ્યો વાંચ્યાંછે, પણ જે વાસ્તવિક છે તેને મળતું તેઓમાં નથી. **ન્યુયોર્ક હેરલ્ડ** નામે વર્તમાન પત્રવાળાએ કોઈ કવિને **નાએગરા**નું બ્યાન કવિતામાં કરવાનું કામ સોંપ્યું. તેની જોડે શરત એવી હતી કે, તેનું વર્ણન બીજા બધાના કરતાં સદા સર્વોત્તમ ગણાય એવું હોવું જોઇએ. માત્ર એ કવિનો યત્ન પ્રમાણિક હતો. **નાએગરા**ના થડમાં કવિ ત્રણ માસ રહ્યો. તેણે કવિતા જોડવા માંડી—

" **નાએગરા ! નાએગરા !**
તું ખરેખર લથડીઆં ખવડાવનાર છે!"

એથી વધારે તે જોડી શક્યો નહિ, અને ત્રણ દહાડા કેડે તેનું મડદું ધોધ નીચેના વમળમાંથી જડ્યું. એ કવિ જોડે સ્પર્ધા કરવાની કોશીશ ન કરતાં આ ગ્રંથ વાંચનારામાંના જેમણે પૃથ્વીપરનો આ ચમત્કાર જોયો નથી, અને જોવા જવાનું જેમને બની શકે તેમ ન હોય તેમને માટે જે વાસ્તવિક છે તેનો, કાંઈક અસ્પષ્ટ વિચાર, કાંઈક ઝાંખો ખ્યાલ, તેઓના મનમાં આણવાનો યત્ન કરૂંછું.

**નાએગરા** નામે નદી વહેતી વહેતી સીધા ઉભા ખડકોને મથાળે આવેછે; ખડકોની ઉંચાઈ ૧૬૦ ફુટ છે, અને ત્યાં નદીનો પટ અર્ધા મા-

ઇલ છે. એ ઉંચાઇથી એટલી પોહોળાઇમાં નદીનું પાણી નીચે **ચારસેં** ફુટ ઉંડા મોટા ખાડમાં ઝંપલાવે છે, અને પુષ્કળ ફીણુ ઉત્પન્ન કરેછે. એ ખાડમાંથી પાણી એકાદ માઇલ પર્યંત ભમરા કરતું, પણ ઉછાળા વિના વહેછે, અને પછી જબરી ખીણમાં ધસેછે. એ સાંકડી ગલી માત્ર ત્રણસેં ફુટ ચોડી છે, અને તેમાં કલાકે ત્રીસ માઇલને વેગે ભારે ગર્જના તથા ફીણુ સહિત બે પડખે ઢાળવાળા ટેકરા રૂપે દોડેછે. પાણીનો મધ્યભાગ બાજુઓથી ત્રીસ ફુટ ઉંચો રહેછે. ખીણને બીજે છેડે બહુ મોટા ગોળ અને સીધા ખડકોથી ઘેરાયલો ખાડ છે તેમાં ધસીપડી મહા મોટો વમળ બનેછે તેમાં ચક્કરભમર ફરી અંતે **આંટોરિયો** સરોવરમાં ભારે વેગથી નદી પ્રવેશ કરેછે. **સર ચાર્લસ લાઇલ**ની ગણતરી પ્રમાણે **નાએગરા**ના ધોધમાં દરેક મીનિટે ૧,૫૦૦,૦૦૦,૦૦૦ (દોઢસો કરોડ) ઘનફુટ પાણી પડેછે. આ અદભૂત જળ પ્રપાતના વિકરાળ બળ અને ગૌરવની કાંઈક ઝાંખી કલ્પના વાંચનારના મનમાં એપરથી આવશે.

દશ વર્ષોપર આ ધોધ જોવા હું આવ્યો હતો તે વેળા બંને કાંઠા સટોરીઆઓને હાથ હતા, અને જોવા જવાની જગ્યાના પ્રત્યેક ડગલાને માટે તેઓ એક એક ડાલર પડાવતા, અને મુસાફર બિચારો **નાએગરા** જોય તેની અગાઉ તેને ચાર કે પાંચ પાઉંડ ફીના આપવા પડતા. આ રાક્ષસો બીજી રીતોથી પણ પૈસા પેદા કરતા. અશ્વનાળરૂપે પડતા ધોધને નિરખવાનું સર્વોત્તમ સ્થળ ખડકના મથાળાપર જ્યાં હતું ત્યાં જઈ ઉભા કે સામે રાખેલા મોટા પાટીઆ ઉપર નજર પડ્યા વિના રહેતી નહિ. તે ઉપર મોટા અક્ષરે લખ્યું હતું કે " **જેનિંગ**ની લિવર પિલ્સ ( કાળજાની ગોળીઓ ) નક્કી આરામ કરેછે, દુ:ખવતી નથી, અને વ્યાધિશોધક છે." **ગોટ આઇલાંડ** (બકરી બેટ)પર પ્રત્યેક રમણીય દેખાવ જે સુંદર વૃક્ષોથી બન્યોછે તેઓને કોઇ દુર્જનને ભાડે આપ્યાં હતાં, અને તેણે દરેક થડ ઉપર રંગવડે જણાવવાને ચમકાવનાર બીના આલેખાવી હતી કે "**ગાર્ગલિંગ** તેલ માણસ અને પશુ બેહુને ગુણકારી છે." **લુનાદ્વીપ**ના ચારૂ ખડકોપર "**લોવેલનું** કૃમી ચૂરણ રામબાણજ છે" એ શબ્દો ગાજી રહ્યા હતા. તથાપિ બે કે ત્રણ વર્ષોપર **યુનાઇટેડ સ્ટેટ્સ**ના અને **કાનડા**નાં સુજાણુ રાજ્યોએ **નાયગરા** નદીના બંને કિનારાની ભૂમિ વેચાતી લેઈ એ બધા

સટોરીઆઓને અને ઉંટ વૈદ્યોને ત્યાંથી હાંકી કાઢ્યા. ધોધ જોવાની જગ્યાએ જવાના તમામ રસ્તા હવે ખુલ્લા છે. જેમ હવાનો શ્વાસ હરકોઈ મફત લેઈ શકેછે તેમજ ત્યાં જઈ શકેછે. કિનારાપર, સઘળાં મકાનો તોડી પાડી, બંને પ્રજાએ બે બાગ બનાવ્યા છે. જેમાં મરણ થવાનો સંભવ છે એવાં નકામાં સાહસ કેટલાક મૂર્ખા નાએગરા ધોધ ઉપર કરેછે, અને તે જોવા જવું એજ હેતુ કેટલાક મૂઢોનો મુખ્ય હોયછે. કોઈ કદાવર પણ બેવકૂફ દેખાતા આદમીની આસપાસ, માનપૂર્વક તેને જોતા ઉભેલાં માણસો મેં જોયાં. પૂછવાથી તે લોકે કહ્યું કે એ બફેલો નગરનો શૂરવીર છે. તે ગયે અઠવાડીએ



નાએગરાના વમળ પ્રવાહ.

નાના સુશોભીત હોડકાંના તળીઆમાં પૂરાઈ આ વમળ વહેણમાં પડી બીજે છેડે નીકળ્યો હતો. આ અવિચારી સાહસમાં ચતુરાઇ જરાએ ન હતી. માલની ગાંસડી બાંધી વહાણને તળીએ મૂકેછે, તેમ તેને હોડકાંને તળીએ બંધીઆર પે-

ટી જેવું બનાવી તેમાં પૂર્યો હતો; તેમ છતાં કુંડીબંધ લોકો, દુનીઆના સર્વથી મોટા અદ્દભૂત દર્શન ભણી પીઠ કરી એ મૂર્ખ જુવાનને તાકીતાકીને ઉઘાડે મુખે જોતા હતા.

**નાએગરા** જોવાનો જે કાળ વર્ષમાં સર્વોત્તમ છે તે વેળા **બફેલો**, **વેત્રોઈટ**, અને **ટોરેન્ટો**થી, તથા **ચિકાગો** અને **ન્યુયોર્ક**થી પણ પુષ્કળ લોકો ત્યાં આવેછે. તેઓ **નાએગરા**નું અદ્દભુત સૌન્દર્ય નિરખવાને આવતા નથી, પરંતુ વમળ પ્રવાહના ખડકોની ઉપર તંગ દોરડું બાંધી તે ઉપર કોઈ નટી નૃત્ય કરેછે તે ભાળવાને આવેછે.

અમે **નાએગરા**પર હતા તેવારે સુભાગ્યે પુનેમ હતી. ચાન્ની રાત્રે તે વધારે રમણિક દેખાયછે. આ ચમત્કાર નિરખવાને હું આ ત્રીજીવાર આવ્યો છું. પ્રત્યેક ફેરે મારી વધારે વધારે ખાતરી થઈ ગઇ કે જે જે સૃષ્ટિ શોભા પૃથ્વી ઉપર મેં જોઈછે તે સર્વમાં **નાએગરા**નો દેખાવ સંધાથી વધારે સુંદર અને મહા ભવ્ય છે. ઈ. સ. ૧૮૭૨માં મેં એ જળ પ્રપાતને શીઆળામાં જોયો હતો. **કાનડા**માં એ સાલમાં એટલી બધી તાઢ પડી હતી કે તેટલી પાછળ કોઇ વરસમાં પડેલી કોઇને સાંભરતી નહતી. ધોધ જે મોટા ખાડમાં પડતો હતો તેનું પાણી ઠરી ગયું હતું અને ધોધની સન્મુખ જઈ શકાતું હતું. ધોધના ઘેરા લીલા પાણીને પડછે ખાડનું સ્વચ્છ ધોળું હિમ અને કોરેપર બાઝેલા બરફના મોટા પાહાણ્ણા શોભી રહ્યા હતા. ધોધને તળીએ હમેશ છાંટા ઉડેછે તે ખુશનુમા બુરખા જેવા દેખાયછે. એ છાંટા ઉડતાં ઉડતાં ઠરી ગયા હતા અને તેઓએ કાંઠાપરની સકળ વસ્તુઓને–વૃક્ષો, છોડવા, કહેરાને–ઢાંકી દીધી હતી. એ હિમનું બનેલું નાજુક આવરણ ત્યાંના શીયાળાના તડકામાં ચોખી ચાંદીના જેવું ચળકતું દીસતું હતું. ધોધની આગળ પડેલા એ છાંટાના બરફના બહુ મોટા શંકુ બનેલા હતા. એમાંનો એક ૧૨૦ ફુટ ઉંચો હતો તે ઉપર હું ચઢ્યો, અને તેને મથાળેથી પ્રપાતોની અંદરના ભાગો જોઈ શક્યો. એ કોઇજવાર જોઇ શકાય છે, અને તેઓના દર્શન હૃદયભેદક છે. પરંતુ શિયાળો, વસંત અને ઉનાળો એ ત્રણ ઋતુઓમાં સ્પર્ધા કરતી **નાએગરા**ની શોભા વિષે મત આપવાની હું હિમ્મત ચલાવતો નથી. એ ત્રણ ઋતુઓમાં મેં તેને જોયોછે અને તેના વિસ્મયકારક સૌંદર્ય અને ભયંકર ગૌરવથી અચરજ પામ્યોછું.

**ઑંટારિઓ** અને **એરી સરોવરો**ની વચ્ચે **વેલાંડ** નામે નહેર છે તે-વડે તેઓ જોડાયલાં છે. એ નહેરમાં પાણીના વેગને ખાળવાને પાળોવડે ખંડ કર્યા છે. તેઓને જોવા જવાને અમે અમારા **નાએગરા**પર રહેવાના ઠરાવેલા વખતમાંથી અર્ધો દહાડો કાઢયો. એ નહેરવડે એક સરોવરમાંથી બીજામાં વહાણો આવજા કરી શકે છે અને **નાએગરા**થી થતી અડચણ દૂર થાયછે. **ઑંટારિઓથી** ૩૦૦ ફુટ ઊંચી સપાટીપર **એરી** છે. **વેલાંડ નહેરમાં** ૨૬ ખંડો એકએકને જોડાયલાછે તેઓવડે એ ઉંચાઇએ વહાણ ચડેછે. દરેક ખંડ ત્રણસેથી વધારે ફુટ લાંબો અને ૪૫ ફુટ પહોળો છે. બે હજાર ટન ભાર ઉપાડનાર અને ૧૪ ફુટ પાણીમાં તરી શકે એવાં ઝહાઝો એમાં હંકારે છે. માલ લાધેલાં વહાણોનું હાંસલ દર ટને નવ પેન્સ છે, અને માલ વિનાનાને માટે ટને આઠ પેન્સ છે. ઉપરના ખંડપરથી નજર કરતાં આ બહુ મોટા ચણતર કામનાં પગથીઆં ડુંગરની બાજુની આસપાસ વિંટાયલાં અને તેઓમાં ત્રણ ડોલનાં વહાણો **એરી સરોવર** ભણી ચડતાં કે **ઑંટારિઓ સરોવર** તરફ ઉતરતાં જોઇ આશ્ચર્ય પામીએ છીએ. દુનીઆમાં સર્વોત્તમ બાંધકામો છે તેમાંનું એક આ છે એ અસંદેહ છે. એને ઇંગ્રેજીમાં "લૉક" કહેછે. દરેક ખંડ તે એક લૉક છે, અને દરેકમાં પેસવાને તથા દરેકમાંથી નીકળવાને ઉઘડતાં દેવાતાં દ્વાર છે.

એ સરોવરોની વાટે અનાજનો મોટો વેપાર ચાલેછે તેનું મથક **મોંટ્રીલ** બંદરમાં આણવાને **વેલાંડ નેહેર**ને માર્ગે તે બંદરમાં આવનાર અનાજપર ટોલ એટલે રાહદારી હાંસલ હતું તે ઘટાડી **કાનડા** સંસ્થાને ટને એક પેન્સ કર્યું અને **યુનાઇટેડ સ્ટેટ્સ**નાં વહાણોપર અસલ ટને નવ પેન્સ હતું તે જારી રાખ્યું તેમ છતાં **યુનાઇટેડ સ્ટેટ્સ**નાં બંદરોએથી ચડેલું ધાન્ય તેજ રાજ્યનાં બીજાં બંદરોમાં ઉતર્યું તે સને ૧૮૮૦માં ૪૭૦૦૦ ટન હતું તે વધતાં વધતાં ૧૮૮૬માં ૧,૫૧૦૦૦ ટન થયું, અને એ સરોવરોપર બંને રાજ્યોનાં બંદરો છે તેઓમાંથી **મોંટ્રીલ**માં અનાજ આવતું તે વધ્યાને ઠેકાણે ઉલટું ઘટયું છે. **કાનડા**માં રેલ્વેઓ વધ્યાછે તેથી એ ઘટારો થયોછે. અહીં અને **ઇંગ્લાંડ**માં જળમાર્ગના વેપારને આસ્તે આસ્તે રેલ્વે બંધ પાડશે એમ દીસેછે.

**માંટ્રિલમાં કાનડાના** બે મોટા રેલ્વેઓથી—**ગ્રાંડટ્રંકથી અને કાને-ડિઅન પાસિફિકથી**—આવતું ધાન્ય હાલ નીચે પ્રમાણે દરસાલ સતત વધ્યું છે.

| ૧૮૮૨ | ૧૮૮૩ | ૧૮૮૪ | ૧૮૮૫ | ૧૮૮૬ |
|---|---|---|---|---|
| ટન. | ટન. | ટન. | ટન. | ટન. |
| ૭૫,૦૦૦ | ૯૯,૦૦૦ | ૧૪૨,૦૦૦ | ૧૬૧,૦૦૦ | ૧૬૬,૦૦૦ |

**સેંટ લારેન્સ** નદીની નહેરોને રસ્તે **માંટ્રિલ**માં નીચે પ્રમાણે અ-નાજ આવ્યું-

| ૧૮૮૨ | ૧૮૮૩ | ૧૮૮૪ | ૧૮૮૫ | ૧૮૮૬ |
|---|---|---|---|---|
| ટન. | ટન. | ટન. | ટન. | ટન. |
| ૨,૩૦,૦૦૦ | ૨,૬૩,૦૦૦ | ૧,૭૪,૦૦૦ | ૧,૩૪૦૦૦ | ૨,૭૨૦૦૦ |

અમેરિકાના (**એટલે યુનાઇટેડ સ્ટેટ્સના**) અનુભવથી પણ સાબીત થાયછે કે એ કામમાં નહેરને રેલ્વે હરાવેછે. ગઈ સાલમાં **ન્યુયાર્કની** ન-હેરોની વાટે **ન્યુયાર્ક** બંદરમાં ૧૪,૯૦,૦૦૦ ટન અનાજ આવ્યું, અને તે વરસમાં **ન્યુયાર્કના** રેલ્વેઓને રસ્તે ૩૮,૦૦૦૦૦ટનથી વધારે અનાજ તે બંદરમાં આવ્યું.

**નાએગરાથી વેલાંડ** જતાં અને ત્યાંથી પાછાં આવતાં અમે ઘણાંક સારાં ખેતરો જોયાં તેઓના વંડા અને ફળ બાગોએ મસ આબાદી દર્શા-વી. આ પ્રાંત તેમાં થતાં ફળોને માટે પ્રખ્યાત છે. **ન્યુટાઉન** પિપીન અને **અમેરિકન** એપલ નામે ફળો ઇંગ્લાંડમાં બહુ ખપે છે તેઓ અહીં ઉત્પન્ન થાય છે.

૩૭ સેપ્તેમ્બર શનીવારે **નાએગરા** અને તેની સુંદર લીલાનાં છેલ્લાં દર્શન કરી નાખુશીથી તેઓભણી પૂઠ ફેરવી, અને **સેંટ ટામસ** ગામની સમીપ મારા સગાનું ખેતર છે ત્યાં રવીવાર ગાળવાને અમે ગયા. **કાનડામાં** સર્વોત્તમ ખેતીનો મુલક એ છે. **યુન્યાર્કથી ચિકાગો** જનારી એકસ્પ્રેસ ત્રેન આવી તેમાં અમે બેઠા અને તે ચાલવા માંડ્યા પછી થોડીવારમાં ગાર્ડે ગાડીમાં બૂમ પાડી કહ્યું “ હવે **ધોધ દર્શન** નામે સ્ટેશન આવશે ત્યાં **નાએગરા** જોવા દેવાને ત્રેન પાંચ મિનિટ થોભશે, ” એ સાંભળી અમને

હસવું આવ્યું. પુષ્કળ **અમેરિકનો** જગતના આ સર્વથી મહાન ચમત્કારની આ રીતે ઝાંખી કરવાથી સંતોષ પામી ખુશી થાયછે.

**કાનડાના** મધ્યમ સ્થિતિના ખેડુતની અવસ્થા કેવી છે તેનું જ્ઞાન કદાચ મારો ગ્રંથ વાંચનારામાંના કોઇને મનોરંજક લાગશે. મારા સગા મી. **એમરીનું** ખેતર સીત્તેર એકરનું છે. એ નાના ખેતરની જમીન ઘણી સારી છે. તેનું ઘર એકલા લાકડાનું બાંધેલું મેડા વગરનું છે. તેમાં રસોડું, ભોજનશાળા, એવાન (બેઠકનો ઓરડો) અને પાંચ સૂવાના ઓરડા હતા. ચા, ખાંડ, મીઠું, મરી, ધાણા, જીરૂં વગેરે ગાંધીની દુકાનેથી મળતો માલ વેચાતો લાવવો પડતો, બાકીનો બધો આહાર ખેતરમાંથી આખા કુટુંબને બારે માસ મળતો. ખેતરમાં ઘઉં, મકાઇ, વટાણા, ઘાસ, શાક અને ફળ ઉત્પન્ન થાયછે. દૂધ, મલાઇ, માંખણ અને ઈંડાંની ખોટ ન હતી. વખતે મરઘડાં મળતાં. આખા વરસને માટે ત્રણ ડુક્કરના માંસને મીઠામાં આથી રાખવામાં આવેછે. **કાનડાના** મધ્યમ પંક્તિના ખેડુતો ઉનાળાના ત્રણ માસમાં બહુ થોડું માંસ ખાયછે, પણ જ્યારે બરફ વરસવા માંડેછે ત્યારે ભુંડના આથી રાખેલા માંસની જોડે ઘેટાનું અને બળદનું પણ ખાયછે,



**એમેરીહાલ.**

ગ્રંથકર્ત્તાએ પંડે ચિત્રેલા ઉપરથી.

ખેતરની નીપજમાંથી પોતાનાં કુટુંબના તથા પોતાનાં ઢોરોના ખાવા-

ના ખપમાં આવતાં જે વધેછે તેને તે વેચેછે, અને તેને સાંથ આપવાની નથી એટલે કપડાં, મસાલો તથા જે બીજું પરચૂરણ જોઇએ તે એ વેચાણની ઉપજમાંથી આણી શકેછે. છોકરાંને કેળવણી મફ્ત મળેછે, અને તેઓને રોજગારે લગાડવાના લાગ સારા છે. મારા એ સગાને પાંચ દીકરા અને બે દીકરીઓ છે. **પશ્ચિમ સંસ્થાનો**માં મોટી રેલ્વે કંપની છે તેની નોકરી બે દીકરા સારે પગારે કરેછે. તેની એક દીકરી પણ તે કંપનીમાં લહીઆની નોકરી કરેછે અને તેને પણ સારો પગાર મળેછે. ત્રીજો દીકરો **કાનેડિઅન પાસિફિક** રેલ્વે બંધાતો હતો તેવારે તેમાં પ્લેટ મૂકવાના (પ્લેટલેયરના) કામપર હતો. પગારનો ઘણો ભાગ તેણે બચાવ્યો, અને પ્લેટો મૂકતો ચાલ્યો તેમ પોતાને ખેતી કરવાને સારૂ ખેતર ખોળતો ગયો. **વાયવ્ય પ્રાંતમાં કાલ્ગારી** ગામની પાસે ૬૦૦ એકરનું ખેતર તેને વેચાતું મળ્યું છે તે ખેડી સુખમાં રહેછે. એક દીકરી ઘેર રહી માને મદદ કરેછે, અને એક દીકરો ખેતરને લગતું કામ કરવામાં બાપને સહાય કરેછે. તેના કનિષ્ઠ પુત્રનું વય સોળ વર્ષોનું છે. પાડોશમાં બે હજાર માણસની વસ્તીનો કસ્બો છે ત્યાંની **હાઇસ્કૂલમાં** તે મફ્ત ભણેછે (ફી કાંઈ આપવી પડતી નથી). **ઇંગ્લાંડની** મોટી **હાઇસ્કૂલો**માં કેળવણી આપવામાં આવેછે તેની સમાન એ **હાઇસ્કૂલમાં** આપેછે. યુનિવર્સિટીમાં ભણેલા ચાર વિદ્વાનો તેમાં શિક્ષકો છે. એક ઓરડી તેણે પેલાને રહેવાને રાખીછે તેનું મહીને છ શિલિંગ ભાડું આપેછે. સોમવારે સવારે ગાડીમાં બેશી પોતાને ઘેરથી નિશાળે જાય છે. શુક્રવારની સાંજ સૂધી પ્હોંચે એટલું જમવાનું જોડે ટોપલીમાં લેતો જાયછે. દર અઠવાડીએ શની અને રવી એ બે દિવસ રજા પડેછે માટે શુક્રવારે સાંજે ઘેર આવેછે. સંભવ છે કે તે થોડાં વરસો કોઇ નિશાળમાં શિક્ષકની નોકરી કરી પગારમાંથી બચાવ કરી તેવડે ડાકટરનો કે વકીલનો ધંધો શીખશે. **કાનડામાં** હું જેમ વધારે નિરીક્ષા કરૂંછું તેમ મફ્ત કેળવણીના અગણિત લાભ વિષે મારી વધારે ખાતરી થતી જાયછે. એથી હરકોઇ બુદ્ધિવાન તરૂણ ગરીબ હાલતમાંથી રાજ્યમાં પોતાની મહેનતવડે હરકોઇ પદવીએ ચડી શકેછે. હું ઇચ્છુંછઉં કે આપણા દેશમાં પણ એ પ્રમાણે થાય.

મારા એ સગાના બાગમાં પાકેલાં એપલનાં જેવાં મીઠાં સ્વાદિષ્ટ મેં પૂર્વે કદી ચાખ્યાં ન હતાં. **ઓન્ટારિઓ** અને **એરી સરોવરોને** બંને કાંઠે

ફળ બાગને યોગ્ય મોટો પ્રદેશ છે, તેના સર્વોત્તમ ભાગમાં તેનું ખેતર છે. એપલ, જામફળ (જમરૂખ), સફરજન, તડબુચ, ટેટી (ખડબુચાં), ચેસ્ટન અને દ્રાક્ષો એ મુલકમાં પુષ્કળ થાયછે. **નાએગરાથી લન્ડન** સુધીના પ્રવાસમાં અમે ખેડુતોના બાગો પાકેલાં ફળોના સોનેરી રંગથી શોભી રહેલા દીઠા. દોઢ શિલિંગના બે મણ બહુ સારાં એપલ મળેછે, અને ઘણા ખેડુતો એ ફળને **ઇંગ્લાંડ** મોકલવાનો વિશેષ ધંધો કરેછે અને તે કાજે તેમણે વખારો બંધાવી છે. એ વેપાર વધતો જાયછે તેનો પુરાવો નિકાસ પત્રકો દર્શાવેછે. ૧૮૭૪માં પચાસ હજાર પીપ ચઢ્યાં હતાં તે વધી ગઇ સાલમાં (૧૮૮૭માં) ત્રણ લાખ પીપ થયાં. **કાનડા**માં કેવાં ગળ્યાં મધ જેવાં ફળો થાયછે તે **ઇંગ્લાંડ**માં લોક જાણતા નથી, કેમકે સર્વોત્તમ પ્રકારનાં ફળો માર્ગમાં કોહી જાયછે તેથી ત્યાં આણી શકાતાં નથી. નાજુક અને થોડા વખતમાં બગડી જાય તેવાં ફળોને રાખવાને આગબોટોમાં શીતળ ઓરડા બનાવવાની ધારણા થઇ છે તે પાર પડશે તો તેઓને સારી હાલતમાં આણી શકાશે.

૫ મી સેપ્તેમ્બર, સોમવારે, અમે અમારા સત્કારશીળ સગાને ઘેરથી **લંડન** જવા નીકળ્યા. એ નગરમાં ત્રીસ હજાર માણસ વસેછે. ત્યાંના સ્ટેશન ઉપર અમારો એક જૂનો મિત્ર મળ્યો. જમવાનો સમય થયાની અગાઉ તેણે અમને શહેરમાં ફેરવ્યા. આ "**નવું**" **લંડન** બની શકે તેટલું જૂના **લંડન**નું અનુકરણ કરેછે. **કાર્નહીલ, રીજંટસ્ટ્રીટ, પિકેડિલી, બૉન્ડસ્ટ્રીટા**દિક નામે જૂના **લંડન**માં રસ્તા છે તેજ નામના રસ્તા અહીં છે. અમારો મિત્ર **ટેમ્સની** બીજી બાજુએ **વેસ્ટમિન્સ્ટર**માં રહેછે; **વેસ્ટમિન્સ્ટર** આબી પણ છે, તથાપિ અફસોસ ! **નવા લંડનમાં** તે દારૂનું પીઠું છે.

**વેસ્ટમિન્સ્ટરમાં સ્કાટ આકટ** ચાલેછે, અને **વેસ્ટમિન્સ્ટરઆબી**માં મિતાપાન પીઠું છે, એટલે જેની મરજી હોય તે થોડું પીએ અને ના મરજી હોય તો ના પીએ. **સ્કાટ આકટ**ના એક વિલક્ષણ પરિણામથી હું આશ્ચર્ય પામ્યો. મારો ખેડુત સગો અને આ **લંડન**વાસી દોસ્તો **સ્કાટ આકટ** જ્યાં ચાલેછે ત્યાં રહેછે. બંનેએ મદ્યને નહિ અડવાની પ્રતિજ્ઞા લીધી નથી, તથાપિ એ કાયદો મંજૂર કરવાથી પોતાના પ્રાંતના લોકોએ જે અભિપ્રાય દર્શાવ્યો તેને માન્ય આપી પોતાના મેમાનોની આગળ મદિરા મૂકતા નથી, અને પોતાના ઘરમાંએ રાખતા નથી. જે દેશમાં હાલ હું પ્રવાસ

કરૂંછું તે મારા ભાળવામાં વધારે આવ્યા પછી **સ્કાટ આક્ટ**ની તથા અહીંના **વાયવ્યપ્રાંત**ના મનાઈના કાયદા વિષે લંબાણથી લખવાની આશા રાખુંછું.

મંગળવાર તા. ૬ ઠ્ઠી એ અમે **ટોરોન્ટો**માં રહ્યા. જૂના ભાઈબન્ધોને મળવામાં ઘણોખરો વખત ગયો. પ્રાંતનું પ્રદર્શન ખુલ્લું કરવા **હીસ એકસેલેન્સી ધ ગવર્નર જનરલ લાર્ડ લાન્સડાઉન** પધાર્યા હતા તેથી નગરમાં ધામધૂમ થઈ રહી હતી. **કાનડા**માં કેટલાક રાજકીય વિષયની ચર્ચા તે વેળા ચાલતી હતી તે સંબંધી વાતચીત કરવાને મને **લાર્ડ લાન્સડાઉને** મળવા બોલાવ્યો હતો. એ મુલાકાતમાં મનોરંજક સંભાષણ થયું. મારા જૂના ઓળખીતા **પ્રોફેસર ગોલ્ડ્વિન સ્મિથ**ની સાથે અમે સાંજરે જમ્યા. **યુનાઇટેડ સ્ટેટ્સ**ની જોડે **કાનડા**ને વેપાર સંબંધી ઐક્ય કરાવવા સંબંધી ચર્ચા ચલાવવામાં એ આગેવાન છે. **કાનડામાં** હાલ એ વિષયપર સર્વનાં મન બહુ ઉશ્કેરાયલાં છે.

બુધવાર, ૨૭ મી સેપ્તેમ્બર—સવારે સાડા દશ કલાકે અમે **વિનિપેગ** જવાને **ટોરોન્ટોથી** ઉપડ્યા. **હુરોન સરોવરના જ્યાર્જીઅન અખાતમાં ઓવેન** ખાડી છે ત્યાં સુધી ખુશનુમા મુલકમાં થઈ અમે આગગાડીએ ગયા. અહિં અમે **આલ્બર્ટા** નામે અઢારસેં ટનની વિશાળ આગબોટપર ચડ્યા. **સુપિરિઅર સરોવર**ને ઉત્તર કિનારે **આર્થર્ બંદર**પર **કાનેડિઅન રેલ્વેનું** સ્ટેશન છે. **ઓવેનથી** એ બંદર લગી એ રેલ્વેના ઉતારૂઓને લેઈ જવાને માટેજ એ આગબોટ બાંધીછે. એ અને એના જોડાની **આથાબાસ્કા** નામે આગબોટ છે તે **આટ્લાન્ટિક**પર હંકારી **મોંટ્રિલબંદરે** આવી. ત્યાં તેઓને ચીરી બે ભાગ કર્યા. એમાંના દરેક ભાગને સરોવરો તથા **વેલાંડ** નેહેરમાં બીજી આગબોટો ધસડી લેઈ ગઈ, અને **હુરોનને** કાંઠે તે ભાગોને પાછા સાંધી દીધા. અમે આગબોટોમાં હતા તેવારે વાનું તોફાન થયું, અને થોડા વખતમાં જણાયું કે ખારા પાણીમાં વહાણના ડોલવાથી ઉલટી થાયછે, તથા ફેર આવેછે તેમ મીઠાં જળમાં પણ થાયછે. **જ્યાર્જીઅન** અખાતને ઉપલાણે લાંબા દ્વીપકલ્પના ઓથામાં આગબોટને હંકારી, તોપણ તેને રાત્રે સુમારે દશ વાગતે **હુરોન સરોવર**પરનાં આ વાઝોડાનું પૂર્ણ બળ લાગ્યું, અને **ઉત્તર આટ્લાંટિકમાં** એવા તોફાનથી જેટલું ઝાહાઝ ડામાડોળ થાયછે તેટલુંજ અહીં થયું. પરોઢીયું થતાં પવનનું જોર ધીમું પડયું, અને **માનિટોલિન બેટને** ઓથે અમે શાંતિમાં ખૂબ

નાસ્તો કર્યો. થોડીવાર કેડે અમે **સેંટ મેરી નદીમાં** પેઠા. એની લંબાઈ આશરે ૪૦ માઈલ છે અને તે **સુપિરિઅર** તથા **એરી સરોવરોને જોડેછે.** એના કિનારા નીચા અને વૃક્ષોથી ભરપૂર છે. એ ઝાડોના બદલાતા રંગોએ સૂચવ્યું કે ઉનાળો જવા લાગ્યો છે. એ નદીમાં હંકારવાનો માર્ગ બહુ વાંકોચુંકો છે. ભયનાં સ્થળો દર્શાવવાને બાયાં ઘણાં મૂકયાંછે તોપણ મુશ્કેલી એટલી બધી છે કે રાત્રે કોઈ ત્યાં હંકારતું નથી. મધ્યાન્હે **સાઉલ્ટ સેંટ મેરી** નામે રમણિક ધોધ આવ્યો. ૫! માઈલમાં આસરે અઢાર ફીટના ઢાળમાં નાનાં મોજાં કરતો ખડકના પાત્રમાં તે વહેછે. એ ધોધ ચડવાને આગળ કહ્યો તેવો એક સારો લૉક બાંધ્યોછે. **સુપિરિઅર સરોવરના દુલુથ બંદરથી** ઉપડેલી મોટી ચાર ડોલની અને ૨૩૦૦ ટન ઘઉં લાધેલી **આગબોટ એરી સરોવરના બફેલો બંદરે** જતી હતી તે એ લૉકમાંથી ગઈ ત્યાં લગી અમારે થોભવું પડયું. તેની પછી અમે પેઠા અને પંદર મીનિટમાં **સુપિરિઅર સરોવરની** સપાટીએ ચઢ્યા. એ લૉક ૫૧૫ ફૂટ લાંબો છે, ૮૦ ફુટ પોહોળો છે, દ્વાર ૬૦ ફુટ પોહોળું છે, ઊંડાઈ ૩૯ ફુટ ૭ ઇંચ છે, અને તરવાને ચૌદ ફુટ ઊંડું પાણી જોઇએ તેવાં મોટાં વહાણો પણ તેમાં હંકારી શકેછે. એ લૉકને કાંઠે રમણીય નાના બાગ બનાવ્યાછે. **સાઉલ્ટ સેંટ મેરી** ગામના લોકો ત્યાં ફરવા અને મોજ કરવા આવેછે. તેઓમાંના ઘણાએ અમને જતા જોયા.

અર્ધા કલાકમાં અમે **સુપિરિઅર સરોવરે** પહોંચ્યા. પાછલે પોહોરે તડકો પડવાથી સર્વ તેજોમય થયું હતું. સરોવરનું જળ શાંત હતું. મૃગજળનાં કેટલાંક અદ્‌ભુત કાર્યો ઉતારૂઓને દીસવા લાગ્યાં. ક્ષિતિજ પાસેના આકાશમાં દૂરના ટાપુઓ અને વહાણો દેખાતાં હતાં. થોડીવારમાં મોટી સ્કુસ્ટીમરના ડોલો નજરે પડ્યા. એ છેલ્લો દેખાવ તો મૃગજળની અસર ન હતી. અમે સાંભળ્યું કે ગઈ રાતના તોફાનમાં ડૂબેલી મંદભાગ્ય આગબોટના એ ડોલો છે. એ ઝાઝમાંનાં સત્તર આદમી ડૂબી ગયાં. રાતના દશ કલાકે અમે સૂવાની તૈયારી કરતા હતા તેવામાં ભારે વરસાદ તુટી પડ્યો; ગર્જના ખૂબ થઈ અને મોટાં મોજાં ઉછળી અમારી આગબોટને ધક્કા મારવા લાગ્યાં; પણ પ્રાંતઃકાળે સર્વ સમી ગયું. રમણીય શીતળ પ્રભાત થયું, અને **સિલ્વર બેટ** અને **થંડરકેપ** તડકાથી ચળકી રહ્યા હતા તેઓને વટાવી અમે આગળ ચાલ્યા.



**થંડરકેપ ( ગર્જના ભૂશિર ) સુપિરિઅર સરોવર. ગ્રંથકર્ત્તાએ ચિત્રેલા ઉપરથી.**

# પ્રકરણ ૯ થું.

## વિનિપેગ.

તા. ૯ મી સપ્તેમ્બર, શુક્રવારની સવારે દશ કલાકે અમારી ભલી આગબોટ "**અલ્બર્ટાએ આર્થર બંદરમાં** ડક્કા આગળ લંગર કર્યું, અને તે દિવસે બારપર બે વાગતે અમે **પાસિફિક રેલ્વેની એક્સપ્રેસ** ટ્રેનમાં સ્વાર થઈ પશ્ચિમ ભણી ચાલ્યા. એ રેલ્વેની પાસે મોટાં નગરો બિલાડીના ટોપની ઉગવાની ઝડપે બનેછે તેનો પહેલો અનુભવ અમને આ **આર્થર બંદરમાં** થયો. દશ વર્ષોની પૂર્વે અહીં માત્ર વહાણોથી ઉતરવાની જગ્યા અને એક બે ઝુંપડી હતી. **સુપિરિઅર સરોવર**ની ઉત્તરે આવેલા પ્રદેશના વેપારનું બંદર અહીંથી આઠ માઇલ ઉપર **કામિનિસ્તિકુઈ** નામે નદીના મુખ ઉપર **ફોર્ટ વિલિયમ** હતું. એ બંદરમાં વહાણોને લંગર કરવાનો વગ સારો હતો અને **કાનેડિઅન રેલ્વેવાળા** પોતાનો કોલસાનો ભંડાર હજી ત્યાં રાખેછે તથા લકડ, લોઢું વગેરે ભારે સામાન ત્યાં એકઠો કરી જ્યાં ખપ હોય ત્યાં મોકલેછે. તથાપિ હવે આસપાસના મુલકના વેપારનો ઘણો માલ **આર્થર** બંદરપર આવેછે. **થંડરબે (ગર્જના અખાત)** ના કાંઠાંની તથા દ્વીપોની ભૂમિમાં ખાણોની શોધ કરનારા તેઓની ઉમેદમાં વીસમે હિસ્સેએ પાર પડશે તો નગરને વધી જતાં વાર નહિ લાગે. એ તરફની જમીનમાં ત્રાંબું, રૂપું, માંગાનીસ, અને ચકમકલોહપાષાણ છે એમાં સંદેહ નથી. એ ધન કોઈ કાળે હાથ આવશે અને **આર્થર બંદર (પોર્ટ આર્થર)** ની વસ્તી અને આબાદી વધશે. ગયાં ચાર પાંચ વરસોમાં સખ્ત ઉદ્યોગ કરનારા ચારહજાર સાહસિક માણસો અહીં વસ્યાંછે, અને તેમણે આસપાસની જમીન લેઈ ખેડવાનું કામ ત્વરાથી ચલાવવા માંડયું છે. શ્રમનું ફળ આપે એવા પ્રકારની ભૂમિ છે, અને **સેંટલારેન્સ**ના વહાણના વેપારનું મથક જ્યાં રેલ્વે સાથે જોડાયલુંછે એવું તેનું સ્થળ છે તેથી એ જગ્યાની વૃદ્ધિ થવાની અસાધારણ પ્રત્યાશા છે.

**સુપીરિઅર સરોવર**ના મથકના દેખાવનાં વખાણ સાંભળ્યાં હતાં તે ખરાં નથી એવું ત્યાં જઈ જોવાથી જણાયું. **થંડરકેપ (થંડરભૂશીર)** ઉભા ખડકોની હાર છે તેઓ સારા દેખાયછે, અને ઉંચાઇમાં પણ ૮૦૦ થી ૧૦૦૦ ફુટ છે. પણ બાકીનો પ્રદેશ ચપટો અને ઉદાસ છે. **કાનડાના** શિકારીઓને ઘણોજ પસંદ પડતો મુલક **નેપિગાન** છે. **આર્થરબંદરથી** તે કેટલેક છેટે હોવાથી અમારા જોવામાં આવ્યો નહિ. એક મહીના લગી માછલાં પકડવામાં રોકાયલા કેટલાક માછીઓ પાછા જતા અમને મળ્યા. તુર્ત શીતળા આવી ગયલા સીધીઓ હોય તેવા તે જણાતા હતા, પણ તેઓ સીધી ન હતા. તેઓના ચેહેરા એવા અજબ જેવા દેખાવાનું કારણ તો બીજું હતું. ડાંસ અને કાંહાની માખીઓથી બચવાને જે ચોપડયું હતું તેથી તેઓ એવા દેખાતા હતા. **નેપિગાનને** કિનારે આવતાં વારને પ્રત્યેક જણ એક પ્રકારના મિશ્રણનો લેપ પોતાના મુખની ચામડી ઉપર કરેછે. એ મિશ્રણમાં કોલતાર, વગર ગાળેલું પેટ્રોલેઅમ અને પેપરમિન્ટ એ મુખ્ય ચીજો છે. એ લેપ વખતે વખતે ફરીને કરેછે, અને પાછા જતાં પર્યંત તેને ધોઈ નાંખવામાં આવતો નથી; ઘેર ગયા કેડે ચામડીને પાછી ચોખી કરતાં ઘણા કલાક લાગેછે. આ ઉપાયથી પણ પૂરેપૂરૂં રક્ષણ થતું નથી, કેમકે લેપમાં ફાટ પડેછે કે એક માઇલ સુધીનો દરેક મચ્છર, અને દરેક માખ તે ફાટપર ધસેછે.

**આર્થરબંદર** અને **વિનિપેગ** નગરની વચ્ચેના પ્રદેશમાં મનને રંજન કરે એવું થોડું છે. તેની ભૂમિ કસ વિનાની માટીના પાતળા પડવાળી, પત્થરાળી અને પૉપ્લર અને તુચ્છ નાના સ્પ્રુસનાં ઝાડવાંથી છવાયલી છે. પ્રવાસીના લક્ષને આકર્ષે એવી સુંદર નિતર્યાં વહેતાં પાણીવાળી **કામિનિસ્ટિક્વી** નામે નદી માત્ર છે. આ લગભગ કુંવારી નદીને ટ્રેનમાંથી જોઈ મત્સગ્રાહક મુસાફરનો જીવ અદેખાઇથી પીડાયછે. એ નદીને તીરે એક એકાંત સ્ટેશન ઉપર ટ્રેન થોડીવાર થોભેછે. રેલવેના તે વિભાગની સંભાળ રાખનારાં થોડાં આદમીઓ ત્યાં રહેછે તેઓ વિના આસપાસ વીસ માઇલ પર્યંત બીજી વસ્તી નથી. મેં ત્યાંના સ્ટેશન માસ્તરને પૂછ્યું કે તમે કદી ગલ નાખોછો કે નહિ? તેણે કહ્યું, હા, કોઈ કોઇવાર તેમ કરૂંછું. મેં પૂછ્યું કે બપોર પછી નીકળો તો કેટલાં માછલાં હાથ આવે? તેણે કહ્યું, જેમ ગળપણને મસ

માખો વળગેછે તેમ ટ્રોટ મચ્છો ગલને વળગેછે. જો હું સારો દિવસ એ કામ કરૂં તો ૧૫૦ થી ૨૦૦ સુધી, વજનમાં શુમારે ૧૨૦ પાઉંડ માછલાં ઘેર લેઈ જાઉં! નદીના સામાન્ય દેખાવ ઉપરથી આ કહેવું કેવળ ખરૂં મનાય તેવું છે.

રાત્રી ટ્રેનની સૂવાની ગાડીમાં ગાળી પ્રભાતે નવા વસેલા અને વૃદ્ધિ પામતા **વિનિપેગ** નગરમાં અમે પ્હોંચ્યા. અમારી ગાડીમાં ૧૩ છોકરાં હતાં તેઓમાંનાં કેટલાંક ધાવણા હતાં. એ બાળકો થાકેલાં છતાં શાંત રહ્યાં નહોતાં તેથી અમને કોઇવાર થોડી અને કોઇવાર વધારે પીડા થતી હતી. **માનિટોબા** પ્રાંતનું મુખ્ય શહેર **વિનિપેગ** છે. **કાનડા** રાજ્યના વાયવ્ય કોણના મુલકમાં પ્રવાસ કરવામાં **કાનેડિઅન પાસિફિકરેલવેએ** કેટલો ચમત્કારી ફેરફાર કર્યોછે તે ૧૮૮૭ માં **ટોરોન્ટોથી વિનિપેગ** સુધીના અમારા પ્રવાસની જોડે ૧૮૭૦ માં **લાર્ડ વોલ્સલેએ** નાની ફોજ સહિત એજ બે સ્થળોની વચ્ચે કુચ કરી હતી તેના મુકાબલાપરથી જણાય છે. અમને જે મુસાફરી કરવાને પીસ્તાળીસ કલાક લાગ્યા તેજ મુસાફરી કરવાને તેને પંચાણું દિવસ લાગ્યા હતા.

**વિનિપેગમાં લેલાન્ડ હાઉસ** નામે મુખ્ય હોટેલ છે તેમાં ઉતારો કરી નિવૃત્ત થઇ, એ નગરમાં **મી. ર. ચ. બાર્કર** નામે અમારો કોઈ ઓળખીતો હતો તેને મળવા ગયા. એ ત્યાં સરકારી નોકરીમાં સારા અધિકારપર છે. ચવેણાના સમય પછી તે બે ઘોડાની ગાડીમાં અમને તેડવા આવ્યો. તેની જોડે અમે આખા શહેરમાં અને પરામાં ફરી વળ્યા. ૧૮૭૦ માં માત્ર બસેં માણસોની વસ્તી હતી અને જૂની **હડસન બે કંપનીના** વેપારનું **ફોર્ટગારી** નામે બંદર હતું તેની આસપાસ ઝુંપડાંમાં તે રહેતી હતી. એ વરસમાં **લુઇસ રીલ** નામે પુરૂષની સરદારી નીચે **ફ્રેંચ**માંથી ઉત્પન્ન થયલી વર્ણસંકર જાતની વસ્તીએ બંડ મચાવ્યું હતું તેના મથકને માટે એ સ્થળ અર્વાચીન ઇતિહાસમાં પ્રખ્યાત છે. ૧૮૭૫ માં **વિનિપેગમાં** પાંચ હજારની વસ્તી થઈ, ૧૮૭૯ માં ત્યાં રેલ્વે જઈ પ્હોંચવાથી તે સાલમાં તેની વસ્તી આઠ હજાર થઈ, ૧૮૮૦ માં બાર હજાર થઈ, અને હાલ તે સારા બાંધેલા રસ્તાવાળું, રૂપાળું, અને ત્રીશ સહસ્રની વસ્તીવાળું શહેર છે. સંભવિત છે કે આ સૈકા સમાપ્ત થયાની પૂર્વે તેની વસ્તી એક લાખ થશે. **કાનડાના** વાયવ્યકોણના આખા મુલકની રાજધાની અને વેપારનું કેંદ્ર

**વિનિપેગ** છે, અને હમેશ હોવુંજ જોઇએ. **રેડનદી** (રાતીનદી)થી **રૉકીપર્વત પર્વત** અને **યુનાઇટેડ સ્ટેટ્સની** સીમાથી ઉત્તર **સાસ્કાચવાન નદી** સુધી આ રસાળ પ્રદેશ છે, અને તેનું ક્ષેત્રફળ દશ લાખ ચોરસ માઇલથી વધારે છે. આવા મુલકના મધ્ય સ્થળનું ભવિષ્ય વર્તવું અશક્ય છે, પરંતુ **વિનિપેગના** ભૂમિદલાલો મને કહેછે કે વીશ વર્ષો પૂરાં થયાની અગાઉ **ચિકાગો** શહેર પાછળ પડશે.

**રેડનદી** અને **આસિનિબોઇનના** સંગમથી બનેલી ભૂમિ જિહ્વા ઉપર, **યુનાઇટેડ સ્ટેટ્સની** સીમાથી નેવુ માઇલને અને મોટા **વિનિપેગ** સરોવરની દક્ષિણે પચાસ માઇલને અંતરે **વિનિપેગ** શહેર સુસ્થળ ઉપર છે. **રેડનદી** એ સરોવરને મળેછે. **સાસ્કાચવાનના** કાંઠાઓનો વિશાળ અને રસાળ પ્રદેશ સાડીપાંચસે માઇલ લાંબો છે, અને અઢીલાખ ચોરસમાઇલ જમીનનું જળ એ નદી વાટે વહી જાયછે. એ આખા ખહોળા દેશનો વેપાર જળ-માર્ગે **વિનિપેગ** સરોવર વડે આ નગરને હાથ આવેછે. એ નગરનો મુખ્ય રાજમાર્ગ, દુનિઆના ઉત્તમ અને સુશોભિત રસ્તાઓમાંનો એક છે. તે બે માઇલ લાંબો છે, એકસોબત્રીશ ફુટ પહોળો છે, લાકડાંનાં ઢીમસાં (ઢીમચાં) જડી લીધેલો પૂર્ણ સફાઈબંધ, તથા બંને બાજુએ પહોળી પગવાટ (ફુટ-પાથ) વાળો છે, અને ઇંટ, પત્થર, તથા લકડની સુંદર હવેલીઓવડે બેઉ પડખે શોભાયમાન બનેલોછે. એના ઉપર આવેલું **નગરમંદિર** (ટાઉનહાલ) **હડ્સન બે કમ્પનીની** વખારો, **મોંટ્રીલબેંક પોસ્ટ આફીસ** અને બીજી ઈમારતો એવી ઊંચી અને ભભકાદાર છે કે ઇંગ્લાંડના જે શહેરમાં તેવી હોય ને મોટાઈ માને તો ગેરવાજબી કહેવાય નહિ. **લંડનના રીજંટ સ્ટ્રીટમાં** જેવી દેખાવડી દુકાનો છે તેવીજ આ રસ્તાપર છે, અને એકલી **હડ્સન બે કંપનીની** વખારોમાં પ્રતિ વરસે સુમારે અઢી લાખ પાઉંડની લેવડદેવડ થાયછે. **કાનડા** દેશમાં અતિ સુંદર ભવનોમાંનું એક આ શહેરમાં છે. એ **મેસર્સ ગાલ્ટની** કરીઆણાની નવી વખાર છે. **સર આલેકઝાંડર ગાલ્ટ**-નો દીકરો અને ભત્રીજો પંતિઆળો કરીઆણાનો જથાબંધ વેપાર કરેછે તેમની એ વખાર છે. જે મોટા પ્રદેશનું **વિનિપેગ** મધ્યસ્થળ છે તે બધામાં તેઓ કરીઆણું પૂરૂં પાડેછે. **બફેલો, કલીવલાંડ**, કે **ચિકાગો** જેવી **અમેરિકની** નગરીઓમાં વેપાર ધંધામાં જેવી ધામધૂમ, ધાલમેલ, ધાંધળ, અને ઉદ્યોગની ચપળતા જોવામાં આવેછે તેવી આ પુરમાં છે. રાત્રે વૈદ્યુત દીવાથી શહેરમાં ઝગઝગાટ થઈ રહેછે.

**ગ્રેટબ્રિટન**માંથી વસવા જવાની ઈચ્છા કરનારાને **માનિટોબામાં અને વિનિપેગ**માં પ્રત્યાશા વિષે તજવીજ મેં કેટલાક શ્રમથી કરી. **માનિટોબાના લેફ્ટેનન્ટ ગર્વનર મી. ઍકેન્સે** અમારૂં આતિથ્ય કર્યું તેવારે તેની સાથે મારે એ બાબત લાંબી ગોષ્ટી ચાલી. આ વાયવ્ય પ્રાંતમાં વેપારનો આરંભ કરનારાઓમાં **મી. જૉન ગાલ્ટ** છે તેની જોડે એ વિષે વાત કરવામાં એક આખી સાંઝનો સમય (સૂર્યાસ્તથી દશ વાગતા લગીનો વખત) ગાળ્યો. ઉપર કહેલા **મી. બાર્કર**ને આ વિષે જ્ઞાન મેળવવાનો વિશેષ સંજોગ હતો તેની કનેથી તથા **મી. જે. ડબ્લીયુ. રીગબી** નામે હિસાબી કામમાં બહુ હોશીઆર જુવાન પુરૂષથી મને ખબરો મળી. એ જુવાન આખા **માનિટોબા**ના પ્રદેશમાં ભિન્ન ભિન્ન કાર્યાર્થે બારેક વાર ફરી આવ્યો હતો, અને તેણે પ્રતિ વખતે અવલોકન કરી જ્ઞાન મેળવ્યું હતું. માટે મને ખબર આપનારા એથી વધારે સારા માણસોની અપેક્ષા રહેતી નથી.

**વિનિપેગ** શહેરમાં હાલ વેપારી લોક વસેછે, કારીગરોની વસ્તી નથી. **ગ્રેટબ્રિટન**માંથી એમાં વેપાર કરવાને વસવા આવનાર કમાય તેમ નથી. જેઓને **મોન્ટ્રીલ** અને **ટોરોન્ટોના** માલ સંબંધી સકળ પાકું અનુભવી જ્ઞાન છે તેઓએ **વિનિપેગ** નગરનો અને આખા **માનિટોબા** પ્રાંતનો તમામ વેપાર કબજે કરી લીધોછે; કોઈ વેપારી કે દુકાનદાર પોતાનો ધંધો કરવાને આવે તો તેનું કાંઈ વળે નહિ એ નક્કી સમજવું. જેમનું બોલવું ઉત્તમ પ્રમાણ ગણાય એવા બારેક પુરૂષોને મેં એક કલ્પિત દાખલો લેઈ પૂછ્યું કે જો કોઈ પાંત્રીસ વરસની ઉમરનો, **લિવરપૂલમાં** કે **લંડનમાં** સારા વેપારીના હાથ નીચે અનુભવથી જ્ઞાન પામેલો, જેણે બે હજાર પાઉંડ પોતાની કમાઈમાંથી બચાવ્યા છે તે લેઈ કોઈ ચપળ **ઇંગ્રેજ** વેપાર કરવાને અહીં આવે તો તેને પોતાની ધારણામાં પાર પડવાનો કેટલો સંભવ છે.? દરેકે મને સરખો ઉત્તર દીધો—**માનિટોબા**ને તેની અને તેના પૈસાની ગરજ નથી, **ઑન્ટારિઓ** અને **ક્વેબેક**ના **કાનેડિઅનો**એ દેશના વેપારરૂપી ફળને પાકયા પહેલાં ચુંટી લીધુંછે.

સાધારણ વાણોતર કે આવરો, ખાતાવહી વગેરે લખનારા અહીં પુષ્કળ છે; તેને માત્ર મજૂરનો રોજ મળી શકે. **ઇંગ્લાંડ**થી મિત્રોએ મોકલેલા એવા અહીં બહુ રખડેછે. તેઓ "હુંડીખાઉ" કહેવાયછે, કેમકે ઘેરથી હુંડી આવે તેવડે તેમનું ગુજરાન ચાલેછે, અને તે આવતાં સુધી

ઉછીનાં નાણાં લેઈ નિર્વાહ કરેછે. તેમને નોકરી મળતી નથી. પરંતુ અહીં ખેતીનું કામ કરનારા મજૂરોનો ખરેખરો ખપ છે. **વિનિપેગમાં** નવા આવેલા મજૂરોનો ઉતારો છે તેમાં તેઓને એક અઠવાડીયુંએ પડી રહેવાની જરૂર પડતી નથી. વળી અહીં ઉત્તમ કારીગરોની ગરજ પણ છે. **કાનડા અને યુનાઇટેડ સ્ટેટ્સથી** આવેલા કારીગરો આ નગરમાં છે તેઓ ઓછા કીસબી છે. કોઈ ખરો કીસબી, કામ કરી શકે તેવો, અને બહુ દારૂ ન પીએ તેવો ઇંગ્રેજ કારીગર આવેછે તેને કીસબમાં તેનાથી ઉતરતા **કાનેડીઅન** કારીગરની જગા ઝટ મળેછે. જો તે થોડા પાઉંડ જોડે લેઇને આવે, કરકસરીઓ અને સંગ્રહ કરનાર હોય તો તે **માનિટોબામાં** થોડા કાળમાં નોકર ટળી પોતાનું ધણીયાતું કારખાનું સ્થાપન કરી શકે, તથા વિના અટકાવે આગળ પડે. જે જે ધંધો કરનારા અને કારખાનાંવાળા જોડે મારે વાત થઈ તેમણે મને કહ્યું કે નિશો બીલકુલ ન કરે એવા ઘણા માણસો અહીં જોઇએ છે; તેમનામાં કેટલો કસ છે તે દેખાડવાનો લાગ તેમને મળેછે. એ સાંભળી હું હર્ષ પામ્યો. **માનિટોબામાં** વસવા આવનારા હરકોઇને સારૂ માર્ચ કે એપ્રિલ માસ ઠીક છે. જુદા જુદા ધંધામાં હાલ **વિનિપેગમાં** રોજનો દર કેટલો છે તે વિષે મેં તે ધંધા કરનારાને તથા બીજાઓને પૂછ્યું તેપરથી જણાયું કે નૈયમિક કામ કરનાર સૂતારનો રોજ બે ડાલર, એટલે આઠ શિલિંગ ને ચાર પેન્સ છે, પેટીઓ, ખુરશીઓ, ટેબલો, કબાટાદિક ઘડનારા સૂતારને પણ એટલોજ રોજ મળેછે, પલંગ, પડદા, તળાઇઓ વગેરે બનાવવાનું છૂટક કામ માથે લેનારાને રોજના બારથી ચૌદ શિલિંગ પડેછે. લવારનો રોજ બાર શિલિંગ છ પેન્સ છે, લોઢું વગેરે ધાતુ ગાળી ભરતકામ કરનારાને નિત્ય બાર શિલિંગ ચાર પેન્સ મળેછે, પણ એ રોજગાર ઘણો ચાલતો નથી. ખરાદીનો (સંઘાડિયાનો) રોજ બાર શિલિંગ ચાર પેન્સ છે, ભઠીઆરા (પાઉં બનાવનારા) ને રોજના દશ શિલિંગ, છ પેન્સ મળેછે; કલાઈઘડાને પણ એજ મળેછે; બેલદાર કે દહાડીઆને ઉનાળામાં છ શિલિંગ અને શિઆળામાં ત્રણથી ચાર શિલિંગ સુધી; ઉત્તમ છાપનાર (ચોપડીઓ વગેરે છાપનાર) નિત્ય પંદર શિલંગ લગી કમાઈ શકે; અને સારો દરજી, છૂટક ઠરાવેલું કામ કરી પંદરથી સાડા સત્તર શિલિંગ પર્યંત રળી શકેછે.

બાયડીઓને માટે પણ રોજગાર ઘણો છે. હોટેલમાં તેમને જમવા સાથે એક મહીને ચાર પાઉંડનો પગાર મળેછે; ગૃહસ્થના ઘરમાં ચાકરી

કરનારને જમવા સાથે મહીને ત્રણથી સાડાત્રણ પાઉંડ સુધીનો પગાર મળેછે, અને નગરમાં આવતાં વારને નોકરીનાં તેડાં આવેછે. સીવનારીને સાદી સીવણને માટે રોજ ૩ થી ૪ શિલિંગ અને જમવાનું મળેછે. એક સદ્‌ગૃહસ્થે મને ફરવા જવાનો સાદાં કપડાંનો પોશાક દેખાડ્યો તેની તેણે ૩૩ શિલિંગ સીવાઈ આપી હતી, અને ઘરમાં પહેરવાના છીંટના સાદા પોશાકની સીવાઈના તેણે ૧૬ શિલિંગ આપ્યા હતા, અને કપડું, દોરા વગેરે સર્વ તે બાઈનાં હતાં. તાર આફીસમાં અને દુકાનોમાં તરૂણીઓને ચાર શિલિંગનો રોજ મળેછે. ખેતીનું કામ કરનારા મજૂરોને સારા ભોજન સહિત વરસે પચાસથી સાઠ પાઉંડનો પગાર મળેછે. **મી. બાર્કરે** મને કહ્યું કે ત્યાંની **પ્રોવિન્શિઅલ પાર્લમેંટ** (પ્રાંતની પાર્લમેંટ) નો એક સભાસદ પોતે જે જિલ્લાનો મુખતિઆર છે તે જિલ્લામાં રહેછે, અને તેનું રહેઠાણ **વિનિપેગથી** ૮૦ માઈલપર છે, ને સદા તેને સાલિઆણે તેનાં ખેતરોને માટે મજુરો મોકલવાનું લખેછે, અને તે પ્રમાણે મોકલેલા મજૂરોને માર્ગમાં જતાં **સ્ટેશનો** ઉપર બીજા ખેડુતો વધારે મુસારો ઠરાવી આકર્ષી લેછે. ખેતીનું કામ કરનાર સારો ઠરેલ કુંવારો મજૂર **માનિટોબા** પ્રાંતમાં વરસે ૩૦ થી ૪૦ પાઉંડ ઉગારી ત્રણચાર વર્ષો પર્યંત એકઠી કરેલી પુંજી વડે જમીન ખરીદ કરી ધણીઆતી ખેતી કરી ફતેહમંદ ખેડુત બની શકે એમાં સંદેહ નથી.

આ આનન્દકારી છબીનું પાછલું પાસું સંતોષકારક નથી. લગભગ બધી બાબતોમાં નિર્વાહ ખરચ **વિનિપેગમાં ઇંગ્લાંડથી** નિઃસંશય વધારે છે. **કાનડામાંના** ઉદ્યોગને અને હુન્નરના કારખાનાને આશ્રય આપવાને સારૂ પરદેશથી આવતા માલ ઉપર ભારે જકાત લેવામાં આવેછે તેથી એમ બનેછે. બાયડી છોકરાંવાળા માણુસ કરતાં એકલા પુરૂષને ખાવાના અને રહેવાના ખરચની બાબતમાં વધારે અનુકૂળ પડેછે. તેને જોઇએ તો માંસ સાથે દિવસમાં ત્રણવાર જમવાનું અઠવાડીએ ૧૬ શિલિંગે મળેછે. પરણેલો આદમી પોતાના કુટુંબ સહિત, વધારે કમાઈ છતાં, **ઇંગ્લાંડમાં** ઓછા રોજ મેળવનારથી વધારે સારી અવસ્થામાં રહી શક્તો નથી. **ઇંગ્લાંડમાં** પરદેશીની આવક ઉપર મહેસૂલ લેવામાં આવતું નથી તેથી ત્યાં **માનિટોબાનો** માલ **વિનિપેગમાં** (માનિટોબાની રાજધાનીમાં) મળેછે તે કરતાં સોંઘો મળેછે. ગયા અઠવાડીઆમાં **વિનિપેગનો** બજાર

ભાવ નીચે પ્રમાણે હતો. ચ ર શેર પાઉંના ૭ પેન્સ; માખણ, મીઠું, શેરના દશ પેન્સ; ખાંડ સાડેચાર પેન્સે શેર; ચા, અઢી શિલિંગે શેર; બુન (કાફી) એક શિલિંગ આઠ પેન્સે શેર, પનીર સાત પેન્સે; ગોમાંસ તથા મેષમાંસ સાડીસાત પેન્સે શેર, અને તે વળી ઈંગ્લાંડમાં મળેછે તેથી ઘણું ઉતરતું; તાજું ભુંડનું માંસ ૫ા પેન્સે અને મીઠામાં આથીને સુકાવેલું ૭ા પેન્સે શેર; તમાકુ (તંબાકુ) સસતો મળેછે, તેના શેરે ચાર શિલિંગ પડેછે. હલકી કીમતનાં કપડાનાં તૈયાર બનાવેલા પોશાકના ચાર પાઉંડ અને સારા લુઘડાના બનાવેલાના આઠ પાઉંડ બેસેછે. શિયાળામાં લુઘડાની ઉપર પહેરવાના મોટા ડગલા (ઓવરકોટના) ના પાંચ પાઉંડ, સફેત કાલિકોના ખમીસના નવ શિલિંગ, બજારૂ તૈયાર બુટના ૨૪ શિલિંગ અને માપ આપી કરાવીએ તો ૩૦ શિલિંગ લેછે; ઘણા નઠારા કોલસાના ટને ૪૦ શિલિંગ પડેછે; બાળવાનાં લાકડાં મોઘાં છે અને ઝાંઝાં મળતાં નથી. આ મુલકમાં વસનારાને બળતણનો ખરચ ભારે છે, કારણ કે વર્ષમાં છ માસ પર્યંત અહીં તાઢ અતિશે પડેછે,–ઉષ્ણતામાપક નળીમાં પારો શૂન્યની નીચે ૧૫ કે ૨૦ અંશથી ભાગ્યે ઉંચો ચડેછે, માટે તાપવાને અગ્નિની બહુ જરૂર પડેછે. ચાર ઓરડાવાળા એક ઘરમાં એક વરસના બળતણનો હિસાબ મેં જોયો તેમાં પંદર પાઉંડ ખરચ થયલા મેં વાંચ્યા. ઘરનું ભાડું બહુજ ભારે છે. ચાર ઓરડાવાળું ઘર મહીને બે પાઉંડથી ઓછે મળતું નથી, અને નાના ૭ ઓરડાવાળા ઘરને માટે ત્રણ પાઉંડ આપનારા ઘણા મળેછે.

તોપણ સાગટે મેળે જોતાં રોજ ભારે મળવાથી વધારાનો ખરચ બાદ જતાં બાકી રહે છે, અને કરકસરીઓ કારીગર હોય અને તેને નિત્ય કામ મળે તો ઈંગ્લાંડ કરતાં વિનિપેગમાં એકંદરે વધારે સારી અવસ્થામાં રહે છે. તેનાં છોકરાંને કેળવણી મફત મળેછે તે બીના પણ ગણતરીમાં લેવી જોઇએ.

ખેતીનું કામ કરવામાં ખબડદાર બાયડી છોકરાં વિનાના મજૂરનો ખરેખરો ખપ છે. તેને તુર્ત રોજગાર મળી શકે છે, અને તે સહેલથી વરસે ૩૦ થી ૩૫ પાઉંડ સુધી બચાવી સંગ્રહ કરી શકે. ત્રણ વરસમાં એકસો પાઉંડની પુંજી થવાથી તથા દેશની માહિતગારી મળવાથી તે સારી જમીનના ૧૬૦ એકર પોતાને માટે લેઈ ચાકરી છોડી દેઈ સ્વતંત્ર ખેડુત

થઈ શકેછે. જેમણે એમ કરેલું તેઓ ફતેહ પામ્યા કે નહિ તેની તજવીજ કરવાનું મન થવાથી મેં ખબર મેળવીછે તેમાંની કેટલીક નીચે જણાવુંછું.

સને ૧૮૮૧ ની શરદ ઋતુમાં અ. નામે માણસે ૧૬૦ એકર જમીન લીધી, તથા ચાળીશ પાઉંડનું બંડોળ તેની કને હતું. તેમાંથી તેણે ત્રીસ પાઉંડે એક જોડ બળદની, અને દશ પાઉંડે એક ગાય ખરીદી. એ ઉપરાંત એક વાછરડી છ પાઉંડે તથા એક ઘોડો એ બે વાનાં ઉધાર લીધાં, તથા બીજું થોડું દેવું તેને કરવું પડ્યું. હાલ એટલે ૧૮૮૭-૮ માં બધું કરજ તે વાળી મૂકયોછે, ૧૬૦ એકરમાંની ૪૦ એકર ભોંયને તેણે ખેડાણમાં આણીછે અને નીચે પ્રમાણે તેની પાસે મીલકતથઈછે.

| | |
|---|---|
| ૧૦ ઢોર... ... ... ... ... ... | મૂલ્ય ૭૪ પાઉંડ. |
| ૧ ઘોડો ... ... ... ... ... ... | ૪૦ |
| ૧૦૦ મરઘાં બતકાદિક... ... ... ... ... | ૧૦ |
| ૧ જોડ સમાર કે કળપ (કળવ) ૧ એક સારૂં ગાડું. | |
| ૧ હળ, લણનાર, દાતરડું, પંઝેટી એટલાં ઓજારોની અર્ધી કીમત આપી ... ... ... | ૩૬ |
| વગવાળું, ચીરેલાં લાકડાંનું સારૂં બાંધેલું ઘર, ત્રણ તબેલા (દહેલાં), ખળું તથા વખાર... ... | ૩૦૦ |
| | ૪૬૦ પાઉંડ. |

આ રકમમાં તેની જમીનમાં થયલા સુધારાનું મૂલ ઉમેરીએ તો એના ચાળીશ પાઉંડનું ભંડોળ છ વરસમાં પૂરા સાતસેં પાઉંડ થયા એમ કહીએ તો તે વધારે નથી; વાસ્તવિક જોતાં એની મીલકત એથી વધારે છે. એ મીલકતને વેચે તો એથી વધારે ઉપજે એમાં મને સંદેહ નથી. એ માણસે કોઇ મજૂર કદી રાખ્યો ન હતો; તેના ઘરમાં ઉછરતા તેના દીકરા હતા તેઓ તેને કામ કરવા લાગતા. તેનો વડો દીકરો બાવીશ વરસનો થયો હતો તણે આ વેળાએ પોતાને માટે ૧૬૦ એકર ખેડવાની જમીન જુદી લીધી. તેના (એ છોકરાના બાપના!) ખેતરમાં દરેએકરે સરાસરી ૨૫ બુશલ* ઘઉં, ૫૦ બુશલ ઓટ (એક પ્રકારનું અનાજ), અને ૪૫ બુશલ બાર્લી (એક પ્રકારનું અનાજ) પાકેછે.

* એક બુશલ આશરે સાઠશેરનો થાયછે.

એ સી. ડી. એ સને ૧૮૮૩ માં ૧૫૦ પાઊંડની કીમતની કેટલીક સારી પડતર જમીન વેચાતી લીધી, તેમાંની અર્ધી રકમ રોકડી આપી, અને બાકીની ઉધાર રાખી હતી. એજ સાલમાં એમાંની ૨૦ એકર ખેડવા જોગ કરી, અને બીજે વરસે ૪૦ એકર તેવી કરી.



માનીટોબામાંના ઘરો.

એ વરસ (૧૮૮૪) માં એ સાઠ એકરમાંના દર એકરે પાંત્રીશ બુશલ ઘઊં ઉપજ્યા, તેની સ્થિતિ હાલ નીચે પ્રમાણે છે, (૭૫ પાઊંડની મુડીથી તેણે આરંભ કર્યો હતો).

| | પાઊંડ. |
|---|---|
| દેવું આપી દીધું તેના | ૭૫ |
| ૧૧ ઢોર એની પાસે છે તેના | ૫૦ |
| સારૂં લાકડાનું ઘર | ૪૦ |
| હળ તથા બીજાં ખેતીનાં ઓજારો | ૧૧૦ |
| બળદની જોડ ૧ | ૩૦ |
| ઘોડા | ૬૦ |

ગાડાં ................................૧૫
જમીનની કીમત........................૪૫૦
કુલ. ૮૩૦ પાઊંડ.

ચાર વરસોમાં દશ ઘણો વધારો થયો.

ઈ. એફે ૧૮૭૭ માં ૧૬૦ એકર ભૂમિ ધારા પ્રમાણે લીધી, અને ૩૨૦ પાઊંડની મુડીથી આરંભ કર્યો. તેની કને હાલ (૧૮૮૭માં) ૧૧૫૦ પાઊંડની પુંજી થઈ છે, તેમાં ઘરો ખેતીનાં ઓજારો, ગાડાં, માલ વગેરે ૫૫૦ પાઊંડનાં છે, અને ૬૦૦ પાઊંડની જમીન છે.

૧૮૮૧માં જી. એચે, ૧૬૦ એકર જમીન લીધી અને તેની પાસે તે વેળા ૧૬૦ પાઊંડ રોકડ હતા. એક એકરે એક પાઊંડ. પહેલે વર્ષે ૩૦ એકર જમીન ખેડવા જોગ કરી અને તેમાં બીજી સાલમાં દરએકરે ૩૪ા બુશલ અનાજ પાકયું. હાલ (૧૮૮૭ માં) તે ૧૪૦ એકર જમીન ખેડે છે, તેમાંના ૧૦૦ એકરમાં ઘઊં વાવી દરસાલ સરાસરી ૨૨૦૦ બુશલ પ્રાપ્ત કરી શકે છે; ૪૦ એકરમાં ઓટ નામે અનાજ વાવે છે તેમાં સરાસરી ૧૨૦૦ બુશલ ઓટ થાય છે. તેની કને ૨૧ ઢોર છે, ત્રણ જોડ ખચ્ચરો, ૨૯ ભુંડ (ડુક્કર), તથા મરગડાં, ખેતીનાં તમામ ઓજારો, બહુ સારૂં ઘર, મોટું દહેલું ( તબેલો ) દાણા ભરવાની મોટી વખાર, અને ૧૦૦ ટન પરાળની ગંજી; હાલ તેની બધી જંગમ મિલકત ૯૨૦ પાઊંડની છે, અને જમીન ઘરાદિક સ્થાવર મિલકતને તેમાં ઉમેરી વેચવા કાઢે તો ઓછામાં ઓછા ૧૫૦૦ પાઊંડ ઉપજે.

આઈ. જે. નામે ખેડુતે ૧૮૭૯માં ૧૦૦ પાઊંડની મુડીથી ખેતી કરવા માંડી ને હાલ (૧૮૮૯માં) તે ૯૦૦ પાઊંડનો ધણી છે.

કે. એલે ૧૮૭૮ માં ૧૬૦ પાઊંડના ભંડોળથી ખેતી કરવા માંડી ને તે હાલ ૭૫૦ પાઊંડનો ધણી છે. માનિટોબાના ખેડુતોમાંના અર્ધો અર્ધનો ઇતિહાસ આ પ્રકારનો છે એમ કહેવું એ અતિશયોક્તિ નથી.

આ આબાદ ખેડુતોમાં તો મોટો ભાગ **ઓંટેરિયા** અને **કેબેક**ના ખેડુતોના દીકરા છે, તથાપિ ગ્રેટબ્રિટનમાંથી આવીને વસેલા પણ સેંકડો છે. આ મુલકમાંનો ખેડુતજ પાર પડેછે. ત્રુટેલા વેપારીઓને મદદ કરી

તેમના મિત્રો મોકલેછે, અને આળસુ કે બીજી રીતે બોજો થઈ પડેલા જુવાનીઆને તેઓનાં સગાં વિનિપેગની બેંક ઉપર ૧૦૦ પાઊંડની હુંડી આપી મોકલે છે તેઓનું ત્યાં કાંઇ વળતું નથી. ઇંગ્લાંડ કે સ્કાટલાંડનો ખેડુત જાય તે પણ એક બે વરસ કોઈ જુના વસેલા ખેડુતની નોકરીમાં રહેવાથી પોતાને વધારે લાભ કરી શકે છે; બીજું કાંઈ નહિ તો ક્યાં જમીન લેવાથી વધારે ફાયદો થશે તે તેના જાણવામાં આવે છે. આયર્લાંડની જમીન વેચાતી લેવાની શક ભરેલી યોજનામાં ધન ખરચ્યાને બદલે તે દેશમાં જ્યાં ખેડુતોની ભીંડ ઘણી થઇ છે તેઓમાંના બે લાખને સકુટુંબ આ વિશાળ અને રસાળ મુલકમાં ખેતી કરવાને મોકલવામાં બે કરોડ પાઊંડ ખરચવામાં આવે તો તે નાણાં એમ આબાદ કરેલા ખેડુતો કનેથી નાને નાને હપ્તે પાછા મેળવવામાં મુસ્કેલી પડે તેમ નથી. આયર્લાંડમાં વસ્તી વધારે અને જમીન ઓછી હોવાથી એક એક પર પડાપડી થવાથી જે પીડા થાય છે તે થશે નહિ, અને છત અને ખપના સાદા નિયમો પ્રમાણે જમીદારોને વાજબી ગણોતે જમીન આપવી પડશે. પરંતુ જ્યાં લગી પાર્લમેંટમાં પક્ષાપક્ષી પ્રબળ રહેશે ત્યાં લગી સાધારણ સાચા ડાહાપણનું થોડુંજ ફાવશે.



## પ્રકરણ ૫ મુ.

### કાલ્ગરી નગર અને ઢોર અને ઘોડા ઉછેરવાનો પ્રદેશ.

કાનડામાં સહેજ ઊંચી નીચી જમીનનો વૃક્ષો વિનાનો વિશાળ પ્રદેશ છે તેમાં જાડું ઘાસ ઉગેછે. વિનિપેગ અને કાલ્ગરીની વચ્ચે પ્રેરીનામે આ મોટા બીડનો ૧૦૦૦થી વધારે માઇલ લાંબો મુલક છે, અને તે બંને શેહેરો કાનેડિયન રેલ્વેથી જોડાયલાં છે. એ રેલવેની ગાડીઓમાં જમવાની વીસીછે તથા સુવાની ગાડીઓ છે. સવારે શીરામણ (નાસ્તો) બપોર પછી લંચ (ચવેણું કે બપોરે જમવાનું) અને સાંજનુ ભોજન એમ ત્રણ ભોજન એ વિસીમાં થાય છે, અને એમાંના પ્રત્યેક ભોજનના ત્રણ શિલીંગ લેવામાં આવેછે, આ જમવાની અને સુવાની સોઈ હોવાથી આ એક

હજાર માઈલની લાંબી મુસાફરીમાં થાક અને કંટાળો બેહુ ઓછા લાગેછે.

પ્રવાસના પહેલા ભાગમાં **આસ્સિની બોઈન** નદીને કાંઠે કાંઠે રેલવે છે. માર્ગની આસપાસનો પ્રદેશ ઊંચો નીચો થતો સારો દેખાયછે. એમાં ઘઊં પાકે છે. ખેતરોમાં ઘઊંનાં પુલીઆંના ઢગલા, અને તેઓની આસપાસ પરાળ કાપી લીધા પછી રહેલાં થડીઆં ચોમેર જોવામાં આવે છે. ઘઊંને ડુંડામાંથી કાઢી લેવાને માટે તેઓના ઢગલા કરેલા હતા. કાનડાના ખેડુતો પાટીઆનાં ઘરો કરે છે તેવાં ઘરો અહીંના ખેડુતોનાં હતાં. તેઓ દેખાવમાં વહેવારીક છે. પહેલું મોટું સ્ટેશન આવ્યું તેનું નામ **પોર્ટજલા પ્રેરી** છે, **માનીટોબા** પ્રાંતમાં સારામાં સારી જમીનનો પ્રદેશ છે તેનું વેપારનું એ નગર છે ને ત્યાં બીજો રેલવે પાસિફિક રેલવેની સાથે જોડાય છે. એ નવા રેલવેનો ઘણોક ભાગ તૈઆર થયો છે અને વપરાસમાં લેવામાં આવ્યો છે. એ રેલવેવડે એ કસબામાં **સાસ્કાચવાન** નામે પ્રદેશનો માલ આવેછે. એ કસ્બામાં ઉદ્યોગ મસ છે. એમાં કાગળો બનાવવાની મીલો, બીસ્કીટ કરવાનાં કારખાનાં તથા વરાળ યંત્રથી લોટ દળવાની ઘંટીઓ અને અનાજનો વેપાર છે. ૮૦ માઇલ આગળ જતાં **બ્રાન્ડોન** નગર આવ્યું. તેમાં ચાર હજાર માણસોની વસ્તી છે, તથા અનાજની વખારો છે. એ ૮૦ માઈલના માર્ગની આજુબાજુએ ઘઊં પુષ્કળ પાકે એવી બહુ રસાળ ભૂમિ છે. પાછલા પોહોરે જે મુલકમાં થઈને અમે ગયા તેમાં વસ્તી ઘણી આવીછે, અને **ઇન્ડિયન હેડ** નામે સ્થળે પહોચતાં અંધારૂં થયું. અહીં **બેલ ફારમ** નામે પ્રખ્યાત સ્થળ છે. આગગાડી તેમાં થઈને ગઈ. આ મોટું ખેતીનું ધામ છે, એ ધામ જોવાનું મને મન હતું. ખેતી સંબંધી અતિ ચિત્તાકર્ષક પ્રયોગ કરવામાં આવે છે તેમાંનો એક આ જગાએ થાય છે. પણ ત્યાં ઉતારો કરવાની જગા ન હોવાથી હું ઉતર્યો નહિ, એ **બેલ ફારમ** એક જોઇંટ સ્ટાક લિમિટેડ કમ્પનીની મિલકતછે, અને તેનો વહીવટ શેરહોલડરોની વતી મેજર બેલ કરે છે. એ ખેતરમાં સુમારે ૬૪૦૦૦ એકર કે આશરે ૧૦૦ માઈલ ખેડવાની જમીન છે, અને દુનીઆમાં એ મોટામાં મોટું ખેતર છે. એ બધી જમીન હજી ખેડાણમાં આવી નથી. સને ૧૮૮૨ માં **કાનેડાની પાર્લમેંટે** મંજુર



રેલરે ડીપો બ્રાન્ડન

કરેલા વિશેષ કાયદાની રૂએ એ જમીન એ કમ્પનીને મળી છે. પ્રેરી મુલકની એ પ્રખ્યાત કાળી જમીન છે, અને નદીઓ તેમાં વહે છે. ત્યાંના રાજ્ય તરફથી દર એકરે પાંચ શિલિંગને ભાવે મળીછે. એ વેચાણની જોડે એવી શરત કરી છે કે પ્રતિ વર્ષે પાંચ હજાર એકર જમીનને ખેડાણમાં આણવી. એ શરત પાંચ વર્ષ પર્યંત લાગુ પડે ત્યાર પછી કમ્પની પોતાની ઈચ્છા પ્રમાણે વધારે ભાંય ખેડે. કંપનીની યોજના એવી છે કે પ્રથમ એ સઘળી જમીનને સારામાં સારાં ઓજારો અને યંત્રોવડે ખેડાણમાં આણવી અને પછી તેના ૨૫૦ ખેતર કરી તે દરેકમાં ઘર, વખાર વગેરે કરવાં અને એવા પ્રત્યેક ખેતરની કીંમત ઠરાવી પોતાની નોકરીમાં રહેલા ખેડુતોને તે ખેતરો વેચાતાં આપી કીમતનાં નાણાં વસુલ કરવાના પ્રતિ વર્ષે ખેડુતો આપી શકે તેવા હપ્તા ઠરાવવા.

વરાળ યંત્રનો ઉપયોગ ખેડવામાં આવતો નથી. હળ ફેરવવાને ૨૦૦ ઘોડા રાખ્યા છે. વરાળયંત્રથી હળ ચલાવે તો ખેડવાની મોસમમાં એ ઘોડા નકામા રહે. ખેડનાર હળપર બેસી ઘોડાને હાંકે છે, અને ઘણું કરીને વીશ માઇલ જેટલા ચાસ કરેછે. ઘણાક ચાસ બે માઈલ લાંબા હોય છે. ખેડવાનું કામ પૂરૂ થતા સુધી દરરોજ પીસ્તાળીશ હળો કામ કરેછે. નેવું હજાર પાઊંડ આ જમીન ખાતે ખરચ થઈ ચુકયા છે અને આશરે ૨૦૦ માણસ કામે લાગેલાં છે. જો હળની એક જોડથી ખેડવામાં આવે તો તેને ૧૪૦૦૦૦ માઈલ, એટલે લગભગ પૃથ્વીની છ પ્રદક્ષિણા થાય તેટલું ચાલવું પડે. હાલ દશ હજાર એકર ભાંય ખેડાય છે તેનું મૂલ્ય દર એકરે ચાર પાઊંડ ઉપજે તેમ છે, અને પ્રતિવર્ષે એ ભાવમાં વધારો થતો જાય છે. દર એકરે સરાસરી વીશ બુશલ એટલે (ચાળીશ શેરના મણ લખે) ત્રીશ મણ પાક ઉતરેછે. **માનિટોબા** પ્રાંતમાં ઘઊંનું વાવેતર કરવા જોગ જમીન ૫૦૦ માઈલ લાંબી અને ૨૫૦ માઈલ પોહોળી છે ( તેમાંના એક ભાગમાં આ **બેલ ફારમ** છે. એ વિશાળ ભૂમિમાં વાવેતર સારા ખેડાણથી કરવામાં આવે તો સોળ કરોડ બુશળ કે આપણા ૨૪ કરોડ મણ, બંગાળી બાર કરોડ મણ ઘઊં થાય). એ પ્રદેશમાં માટીનું ઊંડાણ ૨૦૦થી ત્રણસેં ફુટ પર્યંતછે. આ આશ્ચર્યકારક જમીન જેમ મારા જોવામાં વધારે આવતી જાય છે તેમ મને વધારે આશ્ચર્ય લાગે છે કે ઇંગ્લાંડ જેવા ધનવાન દેશના તાબામાં **આર્યલાંડના** જે તાલુકાઓમાં ખેડુતની વસ્તી વધારે અને ખેડવાની જમીન ઓછી હોવાથી જે મોટી પીડા થાય છે તે શા માટે સહન

કરેછે. થોડા કરોડ નાણું ખરચી ખેડવાની જમીન વિના એ ભૂખેમરતા ખેડુતોને અહિં લાવી સુખી કરવાનો લાભ શા માટે લેવામાં આવતો નથી તે સમજાતું નથી કેમકે એ નાણાં તેમને ધીરવામાં આવેતો તેમાંની પાઈએ પાઈ એ તેઓ કનેથી પાછી મેળવી શકાય તેમ છે.

**અસ્સિનાબોઇઆ** પ્રાંતના મુખ્ય શેહેરનું નામ **રેજાઈના** છે. એ શેહેર મધ્ય રાત્રે આવ્યું પણ હું ત્યાં ઉતર્યો નહિ. એ ભાગમાં વસનારા **ઇન્ડિયન** લોકને શેહેરમાં રાખવાને અહીં પોલીસના એક હજાર સ્વારો રાખ્યા છે. આ વાવ્ય મુલકમાં અતિ કેફી દારૂ (પીવાનો) વેચવાની સખત મનાઈનો કાયદો કર્યો છે તે બજાવવાનું કામ પણ એ પોલીસ કરે છે. એ પોલીસ ફોજના અમલદારોને રેલવેની ટ્રેનોની ગાડીઓમાં આવી બેસારૂઓના સામાનની એ કારણ માટે જડતી લેવાનો અધિકાર છે. ૧૩ મી સપ્ટેમ્બરને વાહાણેવાએ બેહદ **પ્રેરી**ના (બીડના) પ્રદેશમાં અમે હતા. એ ઉજડ અને વસ્તી વિનાનો પ્રદેશ છે. બસેં માઈલ ઉપરાંત ચાલ્યા ત્યાં લગી માણસની વસ્તી જોવામાં આવી નહિ. શુમારે દશ દશ માઇલે રેલવેની સંભાળ લેનારા નોકરોનાં ઝુપડાં આવતા તેમાંના દરેકમાં ત્રણ ચાર આદમી હતાં તે વિના કોઈ ઠેકાણે માનવી નજરે પડતું નહિ. પ્રેરીની જમીન રસાળ દીસતી હતી અને પુષ્કળ ઘાસથી ઢંકાયલી હતી. જનાવરોની વસ્તીમાં કોઈ કોઈ નાના સરોવરોપર બતકનાં ટોળાં તથા કોઈ ઠેકાણે મોટા શકરા દીઠામાં આવતા, અને આ વાયવ્ય ભાગમાં હાસ્યકારક રૂપનાં ગોફર નામે ભાંયમાં દર કરી રહેનાર જનાવરો સર્વ સ્થળે વસે છે તેઓ દૃષ્ટિયે પડતાં. મધ્યાન્હે અમે **માપલ ક્રીક** નામે પોલીસ સ્વારોનું થાણું છે ત્યાં પ્હોંચ્યા. અહિંથી દક્ષિણ ભણી પંદરેક માઇલપર ઢોરો અને ઘોડા ઉછેરવાનો મોટો પ્રદેશ છે જેને માટે અહિં સ્ટેશન કર્યું છે. આ જગ્યાની થડમાં **કાળા પગવાળા** (બ્લાક ફીટ) ઈન્ડિયન લોક વસેછે. તેઓમાંના મસ માણસો સ્ટેશન ઉપર ભેંશોનાં આપેલાં સિંગડાં વેચવા આવ્યા હતા. પૂર્વે તેઓ ભેંશ વગેરેના ચામડાનાં કપડાં પહેરતા તેને ઠામે, હવે ચળકતા રંગની ધાબળીની બંડીઓ અને સુરવાળો પહેરેછે. એ કપડાં તેમની નારીઓ સીવેછે. તેઓમાંના એકે અનેક રંગના પટાવાળી બંડી અને સુરવાળ પહેરી હતી તે વેચવાનું હલકું કામ ન કરતાં દૂર માનભેર ઉભો હતો તે તેમનો મુખી હતો. તેની બાયડી સિંગડાં વેચતી હતી. તે ત્રીશેક વરસની હતી. પણ જાણે ત્રણસેં વરસની હોય તેવી ઘરડી દીસતી હતી.

**ડનમોર જંકશન**માં સાંકડા માપનો રેલવે જોડાયલો છે, તે ૧૦૯ માઇલ પર **લેથબ્રીજ** નામે સ્થળ છે ત્યાં સુધી છે. અહિં કોયલાની ખાણુ છે. એમાંના કોયલાને વેચવાને બજાર મળેતો દર રોજ બેહજાર ટન માલ કાઢી શકાય એવી છે. આગળ જતાં માર્ગમાં **લાંગવીન** નામે નાનકડુ સ્ટેશન આવ્યું. એ સ્ટેશન ઉપર એકજ ઘર છે તેમાં લાઇન ઈન્સ્પેક્ટર રહે છે. એણે અહીં પાતાળ કૂવો ખોદ્યો, પણ તેમાં પાણી પીવામાં કામ લાગે તેવું નથી. એ કૂવાની ઉપર સહજ દિવો ધરતાં તેમાંથી નીકળતો ગ્યાસ માલમ પડયો. એ ગ્યાસને તે આદમી નળી વાટે પોતાના ઘરમાં લાવેછે અને તેને બાળવાના લાકડાને ઠામે કામે લગાડેછે. શિયાળામાં એ થળમાં ટાઢ એવી પડે છે કે થર્મામિટરમાં પારો સુનની હેઠે ૩૫ કે ૪૦ અંશ પર્યંત ઉતરે છે. એવે સમે તે પોતાના ઘરમાં એ ગ્યાસવડે ૭૦ અંશ ગરમી રાખી શકે છે. કદાચિત કોઈ વખતે એ સ્ટેશન આગળ ખનીજ તેનો કીમતી ભંડાર જડે પણ ખરો.

૧૪ મી સપ્તેમ્બર, બુધવારની રાત્રે એક કલાકે અમે કાલ્ગરીમાં ઉતર્યા. રેલવે ત્રેનમાં લાગ લાગટ ૩૭ કલાક સુધી ગોંધાઇ રહ્યા પછી તેમાંથી ઉતરવાનું આવવાથી અમને આનન્દ થયો. કાલ્ગરી નગર બાલ્યાવસ્થામાં છે. એની ઉમર માત્ર બે વરસોની છે. વસવાનો આરંભ થવાને માત્ર એટલી ટુંકી મુદત થયા છતાં તેમાં ઉદ્યોગની ધુમ જોશથી મચી રહી છે અને લગભગ ૨૦૦૦ હજારની વસ્તી થવા આવી છે. મકાનો બાંધવાનું કામ ચોમેર ચાલી રહ્યું છે. એમાં ત્રણ કે ચાર વિના બાકીનાં બધાંમાં તમામ લકડ કામ છે. શેહેર બાંધવાનો નકશો બનાવ્યો અને તે નકશા પ્રમાણે ઘરો બાંધવા દેછે. રસ્તા બહુ પોહોળા અને બબે માઈલ લાંબા રાખ્યા છે. ઘણા ભાગમાં તો હજી ઘાસ ઉગેલું છે, પણ એમાં લાટ પાડયા છે તે લોકો લે છે અને ઘરો બાંધવા માંડે છે. ગઈ સાલમાં એ નગરને મ્યુનીસિપાલીટીના અધિકાર આપવામાં આવ્યા. મેયર અને તેની કાંઉસિલ લોકો ઠરાવે છે. પહેલી ચૂંટણી કાયદા પ્રમાણે બરોબર ન હતી તેથી બીજી થઇ, પરંતુ પહેલા ચૂંટાયલા માણસોએ પોતાનો અધિકાર છોડ્યો નહિ તેથી બંને કાંઉસિલો અમલ કરવા લાગી. કેટલાક અણબનાવ અને ફરિયાદીઓ થયાં. બેની એક થઈ. બાવ અને એલ્બો નામે નદીઓના સંગમ ઉપર સુંદર સ્થળપર નગર છે. **રોકી પર્વતો**માંથી આવતું મીઠું, શીતળ અને સ્વચ્છ જળ નદીઓમાં વહે છે. એ પર્વતોના બરફથી ઢંકાયલાં શીખરોના આકાર સાઠ માઇલને છેટે દૃષ્ટિમર્યાદામાં દિસતાં હતાં.

રોકી પર્વતોની તળેટીના ડુંગરોને પડખે વહેતી દક્ષિણ સાસ્કાચેવન અને મોન્ટેના એ નદીઓની મધ્યે ઢોરોના ચારાથી ભરપૂર એવા વિશાળ પ્રદેશનું મુખ્ય નગર કાલ્ગરી છે. ઉત્તર અમેરિકામાં ઢોરોને ચરવાનો સર્વોત્તમ મુલક એ સંભવે છે. એનું ક્ષેત્રફળ ચાળીશ લાખ એકર છે અને રોકી પર્વતોમાંના વહેળાઓમાંથી જમીનને જોઈએ એટલું પાણી મળેછે. એ મોટા ચરામાં કેટલાંક વર્ષો લગી ઢોરોને મફત ચરવા દેતા, પણ હવણાં સરકાર એવાં બીડો ભાડે આપેછે. મિ. સ્ટિમ્સન નામે ગૃહસ્થે એમાંની એક લાખ એકર જમીન દરએકરે અર્ધી પેની લેખે ભાડે રાખેલીછે. સને ૧૮૮૧ માં તે અહિં વસ્યો. તેની મરજી હોય તો દર એકરે પાંચ શિલિંગને ભાવે પાંચ એકર ભોંય તે સરકાર કનેથી વેચાતી લેઈ શકે, અને ઘર બાંધવાને ૧૬૦ એકર મફત મળે. પ્રથમ એ બીડ તેણે રાખ્યું તેવારે તેની પાસે ૩૬૦૦ ગાયો અને ૨૦૦ ઘોડા હતા. હાલ ગાયો નવ હજાર, વાછરડાં એક હજાર, ઘોડા પાંચશે અને વછેરા ૧૫૦ છે. એ સઘળો વધારો ગાયો અને ઘોડીઓના વીઆવાથી થયો, નવું જનાવર એકે ન લેતાં ૧૫૦૦ ગાયો અને ૧૦૦ ઘોડા વેચ્યા છે. એ વેચાણની ઉપજમાંથી ખરચ નીકળ્યો અને બારસેં પાઉંડ બચ્યા તે ઘરો બાંધવામાં અને ઓજારો લેવામાં વાપર્યાં.

એ ગાયોને ચારવાને આઠ તરૂણ ગોવાળીઆ છે, ઘોડાને માટે એક માણસ છે, એક રસોઈઓ, અને દશ આદમી જનાવરોને સાચવવાને તથા બીજું જે કામ હોય તે કરવાને રાખેલા છે. ગોવાળીઆનો પગાર મહીને દશ પાઉંડ અને જમવાનું. જો ગોવાળીઓ ચાહે તો એ પગારમાંથી પ્રતિ વરસે સો પાઉંડ બચાવી શકે, અને થોડાં વરસમાં પોતે ઢોરોને ઉછેરવાનો અને વેચવાનો ધંધો કરી શકે. એમાંના એક ગોવાળીઆએ ૮૦૦ પાઉંડની અને બીજાએ ૧૨૦૦ પાઉંડની ગાયો લીધી છે, અને પોતાના શેઠનાં ઢોરોની ભેગો તેઓને ચારેછે. થોડા વખતમાં તેઓ વધારે ધનવાન થઈ પોતાનાં જુદાં બીડો રાખી તથા ઘરો બાંધી રહેશે. આ પ્રદેશમાં બીડા રાખી ઢોરો ઉછેરનારા બીજાઓ છે. પણ તેઓમાં સર્વથી વધારે ઢોરો ઉછેરનાર મિ. સ્ટિમ્સન છે. કોઈ લશ્કરી અમલદારના ૧૮ વરસની

ઉમરના પુત્રે આવી નોકરી માગી. તે કેળવાયલો અને ઘોડે બેસતાં સારૂં શીખેલો અને શરીરે લઠ્ઠ અને ચપળ હતો. મિ. સ્ટિમ્સને તેને પ્રથમ એક માસ અજમાયશને માટે રાખ્યો. મહીનાને અંતે તેને બાહાલ કર્યો. એક વરસનો પગાર બચાવી તે જુવાને નોકરી છોડી દીધી, પોતાને માટે ઘર બાંધ્યું, અને ઢોર ખરીદ કરવાને ભાગીઓ શોધી કાઢયો. એ ભાગીઆ જોડે શરત એવી હતી કે ધંધો કરવાનાં નાણાં તેનાં અને મહેનત એ જુવાનની. પોતાના ભાગીઆ જોડે પ્રમાણિકપણે વર્ત્તી ત્રણ વરસોમાં તેણે એક હજાર પાઉંડ બચાવ્યા. પહેલો અહિં આવ્યો તેવારે એની કને ઘોડે બેસવાની હોશીઆરી ઉપરાંત બીજી કાંઈ પુંજી નહતી. ઉદ્યોગી, બુદ્ધિવાન અને ઘોડા દોડાવતાં શીખેલો માણસ આ મુલકમાં આવી કામ શીખે, દારૂ વગેરેનું વ્યસન ન કરે, અને કરકસરથી નાણું બચાવે તો દશવીશ વર્ષોમાં ધનવાન થઈ શકે. અહિં દારૂ મળતો નથી તેથી એવા માણસને ઘણો ફાયદો થાયછે. જેમ બીજા ધંધા આરંભમાં શીખવા પડેછે તેમ પ્રથમ અહિં આવી ગોવાળીઆના, એટલે ગાયો ચારવાના કામથી કોઇની નોકરીમાં રહી વાકેફ થવું જોઇએ.

સાર્સી નામે ઇંડિયન જાતના લોકને વસવાને માટે કાનડા સરકારે કેટલોક મુલક અહીં જુદો પાડી આપ્યોછે. એ જાત યુદ્ધ કરવામાં શૂરી અને મસ્તાની હોવાથી ગોરી વસ્તીને પીડક અને ભયકારી હતી માટે તેને ઠરાવી આપેલી મર્યાદામાં શાંત રાખવાની ગોઠવણ કરીછે. એ ખાતે કેટલાક એજંટો રાખેલા છે તેમાંના મિ. સ્પ્રીંજેટ નામે એકની સાથે હું એ જાતનું રહેઠાણ જોવા ગયો. એ સાર્સી લોકના રાજાનું નામ તેમની બોલીમાં છે તેનો અર્થ સાંઢમસ્તક થાયછ.

કાનેડાના જે ઇંડિયન ઠેરવેલા સ્થાનમાં વસે તેને તથા તેના કુટુંબને માથાદીઠ પાંચ ડાલર પ્રતિ વર્ષે આપવામાં આવેછે. નવું અવતરેલું બાળક એક અઠવાડીઆનું થાય ત્યારથી તેને માટે પણ એ રકમ તેનાં માબાપને મળેછે. એ ઉપરાંત ઘરના દરેક જણને સારૂ એક શેર ગોમાંસ, અર્ધો શેર લોટ, તથા કેટલોક તમાકુ (તંબાકુ) અને ચા આપવામાં આવેછે. ઇંડિયનને મદિરાપાનનો અતિશે શોક છે, અને તેથી તેની ખરાબી થાયછે. એ ખરાબીથી તેને બચાવવાને કાનડાના તમામ વાયવ્યપ્રાંતમાં દારૂ બના-

વવાની અને વેચવાની મના છે, અને ત્યાંના ગવર્નરનો પરવાનો પાસે ન છતાં યુરોપી કે ઇંડિયન જેની કને દારૂ હોય તેને ભારે દંડ કરવામાં આવેછે, અને સખત કેદની સજા પણ થઈ શકે. હું કાલ્ગરી પોતો ત્યાર પહેલાં વિસ્કી જાતનો દારૂ વેચતાં કેટલાક માણસો પકડાયા હતા અને તેમને ૨૬૦ પાઉંડનો દંડ થયો હતો. એ ઇંડિયનોનાં ઝુંપડાં કે તંબુઓ ટોપી કહેવાયછે. એ ટોપીઓ જોવાને હું અને મારી દીકરી ગયાં તેવારે જોડે દુભાષિયો લીધો હતો. તેણે એ સાર્સી ઇંડિયનોના શૂરવીરોનાં નામોના અર્થ સમજાવ્યા તેના થોડાક નમુનાઃ—મોટો કાગડો, મોટો રીંછ, મોટો છરો, બીજો મુખી, ગરૂડની પાંસળી, રીંછનો ટોપ, યુદ્ધે ચડેછે, ચકમક, બંદુક ઘણીવારથી છોડી, પવિત્ર, શ્વાનચર્મ, પેહેલો ઘા કરનાર, બેવાર ઘા કરનાર, આળસુ છોકરો, નાનો વછેરો, બહુ અશ્વો, ઘરસ્થંભ, બહુ હંસો, છુંદણાવાળો વૃદ્ધ પુરૂષ, નક્ષત્ર પ્રકાશ, પાણી ઉરાઉનાર, ઘરની બહાર રહેનાર, પાછળથી ભારે, જળચર, કતલ કરવા ગયો, વરૂ લાવનાર, ધોળું ખંજર, ડોલતો ડુંગર ઇ૦

સાંઠ મસ્તક એ સાર્સી ઇંડિયનોનો રાજા છે. એને દરવરસે દશ ડાલર તથા તેના કુટુંબના પ્રત્યેક જણને પણ તેટલીજ રકમ અને તેની સાથે દરરોજ દરેકને માટે બશેર ગોમાંસ, એક શેર લોટ તથા કેટલોક તમાકુ તથા ચા આપવામાં આવેછે. એ લોકના પડાવને મધ્ય ભાગે સુખદાયક બે માળનું ઘર છે, અને તેની આસપાસ થોડાંક સારાં ખેતરો અને એક વાડી છે. એ મકાનમાં મેજર ડી બેલ્લેન્હાર્ડ નામે સરકારી એજંટ રહેછે. એની ભલી પત્ની ઇંડિયનોનાં છોકરાંને લખતાં વાંચતાં અને હિસાબ શીખવેછે. એ કામ માટે નાનકડી રૂપાળી નિશાળ બાંધીછે. ઉનાળામાં એ ઇંડિયનો તંબુઓમાં રહેછે, અને શિયાળામાં લાકડાની એક ઓરડાવાળી ઝુંપડીમાં રહેછે. આ વેળા તેઓ એ ઝુંપડીઓને રહેવાજોગ હાલતમાં આણવાના કામે લાગેલા હતા. તેમના તંબુઓનો વ્યાસ ભોંય તળીએ આસરે બાર ફુટ હોયછે, અને આખું કુટુંબ તેની અંદર રાંધેછે, જમેછે, અને સુવેછે. ધાબળીઓમાં વીંટાઈને તેઓ જમીન ઉપર સુવેછે. સ્ત્રીઓ એ લોકની બોલીમાં સ્કુવા કહેવાયછે. એ બાયડીઓ દેખાવમાં એવી બીભત્સ કુરૂપ છે કે તેમને જોઇને ચીતળી ચડે. કામનો બોજો તેઓ ઉપર

હદથી જાદે છે. તેઓ ટટુને પકડે છે અને તેઓની પીઠપર જીન બાંધેછે, બાકડાં ચીરેછે, પટેટા ખોદી કાઢેછે, છોકરાંને રાખેછે, રાંધેછે અને સરકારથી પૈસા મળે તે ખરચવા સિવાયનું બીજું બધું કામ કરેછે. ભાયડો તો એ નાણું મોજમઝામાં ખરચે છે, તમાકુ પીએછે, અને કોઈવાર બતકનો શિકાર કરેછે. ક્રી જાતના અને સાર્સી જાતના ઇંડિયનોને ધર્મ નથી. તેમનામાં કેટલાક વહેમો છે, તથાપિ મિશનરીઓ (ધર્મપ્રચારકો) તેમને ધર્મ શીખવી શકતા નથી.

છાકટાપણું અને જુગાર એ બે ઇંડિયનોના દુર્ગુણો છે. ઘોડે સવાર પોલીસ તેમની આસપાસ ચોકી કરવાને રહ્યાછે તેઓ તેમને દારૂ પામવા દેતા નથી તેથી તેઓ છાકટા થઈ શકતા નથી, પણ તેમનું બીજું દુર્વ્યસન જારી રહ્યુંછે. જુગારમાં હરકોઈ ચીજ આપવાને રાજી હોયછે, અંગ ઢાંકવાની બંડી અને સરકારથી સિધું મળવાનું હોય તે પણ જુગાર રમવામાં ગુમાવેછે. જેઓ તેમને સારી પેઠે જાણે છે તેઓ તેમને સુધારવાની આશા રાખતા નથી. ઇંગ્રેજી સુધારો ગ્રહણ કરવાની તેઓમાં પાત્રતા માલમ પડતી નથી તેથી હાલની પેઠે તેમને હમેશ રાખવા પડશે એમ તેઓ ધારેછે.



**સાર્સી સ્ક્વા અને ટટુનું ઘીસલું.**

કાલ્ગરી નગરના ઘરસંસારનું મોટું લક્ષણ એ છે કે ત્યાં બાઈરાં ઘણાં ઓછાં છે અને પુરૂષો બહુ છે. શેહેરના રસ્તામાં ભાગ્યે કોઈ બાઈરી મળેછે;

બાયડાઓને હજી પરણવાનો વિચાર કરવાનો વખત મળ્યો નથી; એક બે વરસોમાં તેમને તે કાજે વખત મળશે. જેઓ રોજગાર શોધવાને અહીં આવ્યાછે તેઓ પોતપોતાને ફાવે તેવા ધંધામાં ઠરીઠામ બેસશે ત્યારે લગ્ન કરવાની તજવીજ કરશે. મેં કોઈ ઘરડા આદમીને પણ દીઠો નહિ. આખી વસ્તી ત્રીશ વરસોની ઉમરની અંદરની અને ઈંગ્રેજી જાતની નીરખવામાં આવી. જે હોટેલમાં અમે ઉતર્યાં હતાં તેમાં માય નહિ એટલાં બધાં બીજાં માણસો ઉતરેલાં હતાં; સુવાના ઘણા ઓરડામાંના એક એક ખાટલાપર બબે આદમી સુતા. મારી દીકરી વિના બીજી કોઈ નારી ત્યાં નહતી. એ ઉતારાનું નામ લેલાંડ હોટેલ હતું. એમાં દારૂ મળતો હોત તો સદ્ગૃહસ્થો ત્યાં ઉતરી શકત નહિ. કાનડાની આ સીમાને પેલે પાર કાલ્ગરી જેવું નગર હોત તો ત્યાં પીઠાંઓ તથા માઠી ગમતની જગાઓ પુષ્કળ થઈ હોત, કેમકે ત્યાં દારૂની મનાઈ નથી. દારૂ પીનારા ગોવાળીઆ, ખેડુતો, કામવિનાના આળસુઓ કાલ્ગરીમાં આવેછે, પણ ત્યાં દારૂ મળી શકતો નથી તેથી ગામમાં શાંતિ રહેછે.

મુક્તિફોજ આ નગરમાં સારૂં કામ કરેછે. એના ધર્મ અને સુનીતિના ઉપદેશથી લોક પ્રસન્ન છે. અમે સાંજે તેના ઉતારામાં ગયાં તેવારે પાંચશે છશે માણસ ભેગું થયું હતું અને નઠારી સોબત અને માઠી કરણી મુક્તિફોજવાળાએ બોધ કરી તજાવેલી તેવો એક માણસ ભાષણ કરતો હતો અને શ્રોતાજનો તેને વખાણતા હતા. એ ફોજનું નગરસંકીર્તન તથા તેનાં ભાષણો એજ અહીંના લોકની ગમત છે. દારૂ મળતો નથી તેથી લોકની સુનીતિનું રક્ષણ ઘણું થાયછે. કાલ્ગરી થોડા સમયમાં મોટું શેહેર થઈ જશે એવો સંભવ છે. ઢોરો અને ઘોડાનો મોટો વેપાર હાલ ચાલે છે અને તે હજી ઘણો વધશે. એક લાખ વીશ હજાર ઢોર તથા બાર હજાર ઘોડા આસપાસનાં બીડોમાં ચરેછે તેઓ થોડાં વરસોમાં બમણાં થશે. વેપાર ઉપર જગાત કે હાંસલ અને નાકાઓની લોક વિરૂદ્ધ છે, કેમકે તેથી માલ મોંઘો મળેછે. કાલ્ગરીના રસ્તામાં રાત્રે હાલ દીવા થતા નથી, પણ વિદ્યુતના દીવાની ગોઠવણ કરવા માંડીછે. આગથી બચવાને વાલંટીયર ફાયર બ્રિગેડ છે.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## કાનડાનો સ્વાભાવિક બાગ.

૧૬ મી સપ્તેમ્બરે રાત્રે એક કલાકે અમે બાન્ફ સ્ટેશને જવાને કાલ્ગરીના રેલ્વે સ્ટેશનથી ઉપડ્યા. રોકી પર્વતોની બાપ નામે ભાગોળે અમારી ટ્રેન ઝટ પ્હોતી. બાવ નામે નદી એમાં થઈ ૧૫૦૦ માઈલ વહી હડસનના અખાતને મળેછે. બાન્ફ સ્ટેશને ચારથી ઓછા કલાકે પ્હોંચવાનું હોવાથી તથા જે ભવ્ય સૃષ્ટિ રચનામાં અમે પ્રવેશ કરતા હતા તે જોવાની આતુરતાએ કરીને ઝાઝું ન ઉંઘતાં પ્રભાતની વાટ જોતા હતા. કાન્મોર આગળના જંગલમય ખડકો જોવા જેટલું અજવાળું ત્યાં થયું હતું. મળસ્કું થતાં અમે બાન્ફ સ્ટેશને પોતા. અહીંથી ત્રણેક માઈલપર ડાક્ટર બ્રેટનું આરોગ્યતાવર્ધક ગૃહ છે ત્યાં અમે ગયા. બીજો સારો ઉતારો અહીં નથી. કાનડાનો આ મોટો સ્વાભાવિક બાગ જોવા આવનારાને ઉતરવાને કાનેડિયન પાસિફિક રેલ્વેવાળાએ ૩૦૦ માણસો ઉતરી શકે તેવો ઉતારો (હોટેલ) બાંધવા માંડ્યો છે, પણ તેને બંધાઈ રહેવાને એક વરસની હજી વાર છે. સુંદર અને ઘણી વાને અસાધારણ દેખાવો જોવાને વખત વધારે મળે માટે અમે વહેલો નાસ્તો કીધો.

આસપાસની સામાન્ય રચના જોઈ શકવાને અમને ડા. બ્રેટ ઘરને મથાળે લેઈ ગયો. સુમારે બે માઈલ પહોળી, ચપટી અને આદિ કાળના વનથી ભરપૂર એવી ખીણ અમારી નજરે ત્યાંથી પડી. દેવદાર વૃક્ષના કાળાશ પડતા લીલા રંગને પડછે, પાપ્લર ઝાડનાં પાકેલાં પત્રોનો તેજસ્વી પીળો રંગ અને સુકાઈ જવા લાગેલા માપલ દ્રુમનો હિંગળોકીઓ રંગ આવી રહ્યો હતો; વળી બાવ નદી-પૃથ્વી ઉપરની અત્યંત મનોહર નદી-વાદળી ચકચકીત રંગની રિબન કે કોરણ જેવા વેલાને રૂપે વળ ખાતી વહેછે. કૂલ બરફથી ઢંકાયલો કાસ્કેડ પહાડ સન્મુખ આવી રહ્યો હતો. કાસ્કેડનો અર્થ જળ પ્રપાત છે. તેની બાજુઓએથી એક નાના વહેળાનો ધોધ એક હજાર ફુટની ધારાએ પડેછે માટે તેનું એ નામ પાડ્યું છે. ડાબે હાથે કાસલ (કાસ્ટલ) પર્વતો છે તે સતત ફૂલબરફનુ વિશ્વદર્શય છે;



ઢાન્મોર ખડકો.

જમણે હાથે ભૂતમસ્તક પર્વતો છે. એ પર્વતોમાં એક ખડક બીજા સર્વથી ઊંચો છે તેના અજબ દેખાવ પરથી ઇંડિયનોએ એ નામ પાડયુંછે. એઓની પાછળ દેવદાર વૃક્ષોથી ઢંકાયલા સલફ્‌ર (ગંધક) પર્વતો અને ભયંકર દીસતી ઊંચી ટ્વિન્સ એટલે જોળ નામે ભેખડો છે. આ દરાથી ૧૧ હજાર ફુટ ઊંચા છે. તમામ પર્વતોનો દેખાવ રમણિક અને મહાન્ છે. એવો મેં આસ્ત્રિયાના તાબાના ટિરોળ પ્રાંતમાં દીઠો હતો.

અહીં ગંધક મિશ્ર ઉનાં ઝરણુ છે, તેથી કેટલાક રોગો મટેછે. મુખ્યત્વે એ પાણીનો ઉપયોગ કરવાને કેટલાક રોગીઓ ડા. બ્રેટના આરોગ્ય ધામમાં

રહેવા આવેછે. જે ગુફાઓમાંથી એ રોગ નિવારણ ઝરણો વહેછે તેઓને જોવાને અમે ગયા. બે મુખ્ય ઝરા હાલ વપરાસમાં છે, તેઓ ગંધક



**કાસલ પર્વત.**

(ગ્રંથકર્તાએ દોરેલા ચિત્રપરથી)

પર્વતના મધ્યમાંના કાંટામાંથી નીકળેછે અને બાવ નદીથી આઠસે ફુટ ઊંચા છે. મુખ્ય ઝરામાંથી દરરોજ પંદર લાખ ગ્યાલન ઉષ્ણોદક વહેછે, અને તેની ઉષ્ણતા ૧૩૫ અંશ છે. થોડે છેટે બીજો ઝરો છે તેનું ઉષ્ણતામાન ૮૫ અંશ છે, તેમાં ઉતરી માણસો નાહી શકેછે. પર્વતને બીજે પડખે એક કોતર છે. એમાં પેસવાનું દ્વાર ઉંચે હોવાથી લાકડાની નિસરણીવડે તેમાં જવાયછે. એ બાકામાંથી અંદર જતાં વિશાળ ઓરડો આવેછે. એ ઓરડાની છાતમાં બાકું છે તેમાંથી અજવાળું આવેછે. એ ઓરડામાં આશરે ૩૦ ફુટ પહોળો અને ૩ થી ૬ ફુટ ઉંડો ખાડો છે તેમાં ઉના ઝરણના પરપોટા નીકળેછે. એ પરપોટામાંની વરાળ કોતરમાં ફેલાઈ જાયછે તથા તેમાં ગંધકનો જબરો વાસ હોયછે તેથી એ ગુફામાંની હવા એવી હોયછે કે તેમાં રહેવું લગભગ અસહ્ય છે. સંધિવાના વ્યાધિથી પીડાતા માણસો આ કોતરમાં સ્નાન કરેછે, અને આરામ થયાની કેટલીક વાતો સાંભળવામાં આવેછે. લંગડાને ટેકાની એક લાકડી ભીંતે લટકેછે તેની જોડે સંશયયુક્ત વાકય એવું છે કે "એનો ધણી ઘેર ગયો".

આ ઝરણોના રોગ નિવારણ ગુણોની માહિતગારી મને નથી, તથાપિ યુનાઇટેડ સ્ટેટસના અને કાનડાના મુખ્ય ડાકટરોની સંમતિ હોઇ ભિન્ન ભિન્ન વ્યાધિઓથી પીડાતા માણસોને અહીં આવવાની તેઓ ભલામણ કરેછે તેપરથી સંભવેછે કે સંધિવાના, લોહીના બિગાડના તથા ચામડીના રોગોવાળા માણસો બાન્ફમાં ઘણા આવશે. સ્નાનગૃહની સમીપમાં ખુલ્લી હવામાં નાહાવાની સારી તળાવડી છે તેના પાણીની ઉષ્ણતા ૮૫ અંશ છે તેમાં મને તરવાની ઠીક મઝા પડી. આ ઝરાઓ સિવાય અહીં સ્વચ્છ અને કૌવત આપે એવી હવાનો લાભ લેવાને તથા આનન્દકારી સુંદર સૃષ્ટિ રચનાનાં દર્શન કરવાને હજારો માણસો આવશે. બાન્ફના રેલવે સ્ટેશન અને ઝરાઓની વચ્ચે નદી વહેછે તે ઉપર હોડીઓનો પૂલ હાલ છે તેને બદલે લોઢાનો પૂલ બાંધવા માડ્યોછે. બીજે દિવસે અમે બાવ નદીને મળનારો નાનો અને હીંગળોક સરોવરમાંથી નીકળનારો વહેળો જોવા ગયા. ભૂર્જવૃક્ષની છાલનાં નાવડાં ઇંડિયન લોકો બનાવેછે તેમાંના એકમાં બેશીને હું અને મારી દીકરી એ વહેળાની વાટે હીંગળોક સરોવર જોવા ગયાં. એ નાવડાં એટલાં હલકાં હોયછે કે છોકરાઓ પાણીમાંથી ઉપાડી કાંડે આણી શકેછે. ચાટના વડે ગેંજ નાવડાને હંકાર્યું. એ સુંદર સરોવરની આસપાસ એવું ઘાડું જંગલ અને ભાંગી પડેલાં ઝાડોનાં થડો અને ડાળાં પડેલાંછે કે જમીન વાટે ત્યાં જઈ શકાતું નથી. માણસે નહિ બિગાડેલા જૂના જમાનાની સૃષ્ટિ રચનાના અપૂર્વ ખૂબસુરત દેખાવનું વર્ણન કરવાને યથાયોગ્ય શબ્દ મને જડતા નથી. સરોવર કાચના જેવું લીસું દીસતું હતું અને તેનો કાંઠો ગૂંચવાયલી ઝાડી, પોપ્લર, અને મેપલ વૃક્ષોનાં પત્રોનો પાનખર ઋતુનો ઝળકાટ મારી રહેલો રાતો અને સોનેરી રંગ અને તેઓની વચ્ચેથી ઉપર આવેલાં ઊંચાં તથા ઘેરાં કે કાળાશ પડતાં હીરવી રંગનાં ગંધતરૂઓ અને સરળ દ્રુમોથી ઘેરાયલો હતો. એની પૂઠે ફૂલ બરફ (હિમ) નાં વસ્ત્ર પહેરેલા પર્વતો, અને સર્વના પૂર્ણ પડછાયા જળપૃષ્ઠ ઉપર પડેલા અતિ સુંદર દેખાતા હતા.

અમે શાંતિ અને આનન્દમાં એક દિવસ બાન્ફમાં ગાળ્યો. પાણી ફેરની આ જગ્યાની ખ્યાતિ વધતી જાય છે,પરંતુ હજી તેમાં ઇશ્વરની ભક્તિ કરવાનું

મંદીર તૈયાર નથી. **વેસ્લીયન** પંથવાળાએ લાકડાનું દેવલ બાંધવા માંડયું છે તે લગભગ પૂરૂં થવા આવેલું છે, અને **ઇપિસ્કોપલ** સમાજે મંદીર બંધાવવાને જગ્યા પસંદ કરીછે. **ટાઉનહાલ**માં હાલ પ્રાર્થના કરવામાં આવે છે. એ મકાન નાનું અને લાકડાનું બનાવેલું છે. દર રવિવારે સાંજે **વેસ્લીયન** પંથનો ઉપદેશક મી. **વિલ્લિયમ** ભજન કરાવે છે અને તે વેળા **હોટેલ** બાંધવાપર રહેલા કારીગરો અને મજુરો તેમાં સામિલ થાય છે. એ માણસો તેના ઉપર પ્રેમ રાખે છે. એ ઉપદેશક ઉદ્યોગી અને હોંસીલો છે. અહીંથી આઠેક માઇલપર કોયલાની ખાણ ખોદનારા વસે છે તેમને ભજન કરાવવાને તે હર રવિવારે સવારે જાય છે. આણી તરફનાં નવાં વસેલાં ગામોમાં અને કસબાઓમાં ધર્મનો બોધ કરવામાં તેણે પોતાની ફરજ ઠીક બજાવી છે. **ઇપિસ્કોપેલિયન** માર્ગીઓ પોતાના માર્ગનો પાદરી આવી ચડ્યો હોય તો સવારે તેની જોડે ઉપાસના કરે છે. આ વખતે ત્યાં એક **બીશપ** આવ્યો હતો. તેની વર્ત્તણુક પોતાના પંથના લોક જોડે કેવી છે તે મારા જાણવામાં નથી, તથાપિ તે પોતાનાં છોકરાં ઉપર બહુ માયા રાખે છે તે મેં નજરે દીઠું. પોતાનાં નાનાં બચ્ચાંને બહુ હેતથી ચમચેવતી જમાડતો મેં તેને જોયો. તેની હારે તેનો મદદગાર **આર્ચડીકન** હતો તે આનન્દી તરૂણ **કાનડા**માં વસેલો **આઇરિશમેન** છે. સાંજે **વેસ્લીયન** પાદરીના ભજનમાં તે આવ્યો હતો. અહીં સરકારી ધર્મ પંથ ન હોવાથી **ઇપિસ્કોપેલીયન** પંથના પાદરીઓ બીજા માર્ગીઓની સાથે એમ ભળવાને વધારે રાજી હોય છે. ઇંગ્લાંડમાં તેમ થતું નથી.

**બાન્ફની** ખીણ અને આસપાસના પર્વતો સહિત એક લાખ એકર ભૂમિ થાય છે તે **કાનડા** સરકારે સાર્વજનિક બાગને સારૂ આપી દીધી છે. મનોરંજક સ્થળોએ ગાઢાં જંગલોમાં થઈને જવાય છે માટે તેઓમાં **રસ્તા** બાંધવા વખતે વખતે રાજ્ય તરફથી નાણાં ખરચવામાં આવ્યાં છે. એ ખાતે આશરે સોળ હજાર પાઉંડ ખરચાઈ ચૂક્યા છે; અને કામ પુરૂં થતા લગી હજી બીજા ખરચશે; એ બાગ ખાતે મી. જી. એ. **સ્ટુઅર્ટ** નામે અમલદાર રાખ્યો છે તે તેના કામને ઘણો યોગ્ય છે, તેણે કરવા ધારેલાં કામો મને જણાવ્યાં. જેમ બને તેમ સૃષ્ટિ રચનામાં ફેરફાર કરવામાં નહિ આવે; સઘળાં જંગલી પશુઓનું અને પક્ષીઓનું રક્ષણ કરવામાં આવશે; માછલાં પકડવા સંબંધી અમુક નિયમો ઠરાવ્યા છે. સારા રસ્તા તથા પગ-

વાટ ઠેર ઠેર કરી જવા આવવાનું સુગમ પડે તેમ માત્ર કરવામાં આવેછે. પર મુલકનાં વન વૃક્ષો રોપવાનો પ્રયત્ન કરવામાં આવશે. એમાં જમીન



**ધોધ પર્વત. ( કાસ્કેડ માઉંટન )**
(ગ્રંથ કર્તાએ દોરેલા ચિત્ર વરથી)

વેચવામાં નહિ આવે, અને કોઈ ભાગ ભાડે આપવામાં આવશે તો સખ્ત શરતો કરવામાં આવશે. મી. સ્ટુઅર્ટની તમામ ધારણાઓ પરિપૂર્ણ થશે તેવારે આ **કાનેડિયન નેશનલપાર્ક** (આ કાનડાનો સાર્વજનિક બાગ) રજા કે નવરાસના દિવસોમાં જઈ જોવાનાં પૃથ્વી ઉપર સ્થળો છે તેઓમાંનો એક અતિ આકર્ષક થશે.

એ બાગ ૨૪ માઇલ લાંબો અને ૧૫ માઇલ પોહોળો થશે. **બાવ નદી** ૧૫ માઈલ સુધી એ ઉપવનમાં વહેછે, તેમાંના નવ માઇલમાં પાણી એટલાં ઊંડાં છે કે નાની આગબોટ હંકારી શકે. **સ્પ્રે નદી** એ ઉપવનમાં છ માઈલ વહે છે. પર્વતમાંથી નીકળી એનું પાણી નિર્મળ બીલોર જેવું વહેતું દિસે છે. બાગની મર્યાદામાં તેનો પ્રપાત ૧૦૦ ફુટનો છે. જે ઉપવનમાં હું તેને હાલ વહેતો જોઉંછું તે નારંગીઆ, હીંગળોકીઆ અને સોનેરી રંગોથી ઝળકી રહ્યું છે. **ઘોસ્ટ નદી** (ભૂત નદી) **કાસ્કેડ નદી** (ધોધ નદી) **ફોર્ટીમાઈલક્રીક** (ચાળીશ માઇલ ખાડી) અને બીજા અર્ધા ડજન (છ) વહેળાઓથી સુંદરમાં સુંદર નદી રચનાના ભાત ભાતના દેખાવો બની રહ્યા છે. આ ઉપવનમાં **ડેવિલ સરોવર** ( **શેતાન સરોવર**) છે તે બાર માઈલ

લાંબું અને બે માઇલ પહોળું છે. એનાં અને હિંગળોક સરોવરનાં સુંદર જળ ઉંડા અને સ્વચ્છ છે, અને તેઓની પ્રત્યેક બાજુએ આવી રહેલી હજારો હાથ ઉંચી ગિરિમાલાઓ છે તેણે કરીને બહુજ રમણીય દેખાવ દિસે છે. હિંગળોક તળાવો ટુંકા વહેળાઓથી જોડાયલાં છે અને એ વહેળાઓમાં પણ હલકાં નાવડાં ફરી શકે છે. એ તળાવોમાં અનેક જાતનાં જળચર પક્ષીઓ વસે છે.

બાવ અને સ્ને નદીઓનો સંગમ અતિ સુશોભિત છે. બાવ નદી સીતેર ફુટ ઉંચા ખડક પરથી ભૂસ્કો મારે છે, અને વચમાં અથડાતી અથડાતી બસેં ફુટ લાંબા રૂપાળા ખાડમાં પડે છે. એજ ખાડમાં સ્ને નદી ધસી આવે છે. એ ખાડની ઉપર બાગેલા ટનલગિરિનો સીધો ખડક ૭૦૦ કે ૮૦૦ ફુટ ઉંચો બીવડાવતો હોય તેવો દેખાય છે, અને તેને તળીએ ઉગેલાં વૃક્ષોના અને ઝાડીના આ પાનખર ઋતુના રંગો અવર્ણનીય છે.

આ સાર્વજનિક બાગમાંનાં પશુઓ અને મચ્છોનો શિકાર ઇંડિયનો પહેલાં એટલો બધો કરતા કે તેઓ ઓછાં થઈ ગયાં છે. એ નાશને હાલ અટકાવવામાં આવે છે. એ વનમાં કાળાં હરણની જાત હજી હયાત છે. એથી નાની જાતોની વસ્તી વધારે છે. કાળી પુંછડીવાળાં, ધોળી પુંછડીવાળાં અને રાતા રંગનાં મૃગો તથા આંકડીઆં શિંઘડાંવાળાં સાબરો વધારે છે. મોટાં શિંઘડાંવાળાં હરણનાં ટોળાં પહાડોમાં ચરે છે. બહુ મોટા કદનાં ઘેટાં અને લાંબા રેશમી વાળ અને રૂપાળી ચામડીવાળાં બકરાં પર્વતોમાં વસેછે. રાખોડીના રંગનાં, તજના રંગનાં અને કાળા રંગનાં રીંછો એ વનમાં છે. એમાંની પહેલી જાતના કોઇકજ જોવામાં છે. રોકી પર્વતના અજણાયલા ભાગોમાં તેઓ વધારે છે. બાકીની બે જાતો વનસ્પતિના હારપર જીવનારી છે, અને ઉન્મત્તાઇથી તેઓ ઉપર હુમલો કરવામાં ન આવે તો કોઇને ઇજા કરતી નથી. એ ઉપરાંત બીજાં ખૂબસુરત જનાવરો ઘણાં છે—બીવર, ઓટર, કસ્તૂરી મૃગ, છછુંદર, માર્ટેન, બાજર, ખીસકોલી અને એવાં બીજાં ઘણાં છે. સુંદર પીંછાંવાળાં અને મધુર ગાનારાં પક્ષીઓની પણ અનેક જાતો છે. એ સર્વેનું રક્ષણ કરવાનો પ્રયત્ન એ વનનો ઉપરી અમલદાર કરે છે, અને વરૂ, ચિત્તા, શિઆળ વગેરે શિકારી પશુઓનો વિનાશ કરે છે. ઇંડિયનો આ જંગલમાં શિકાર કરી પોતાનો નિર્વાહ કરતા હતા માટે તેઓને કોઈ પ્રકારનો બદલો આપી એમાં મૃગયા રમતા અટકાવવાનો વિચાર ચાલે છે. બાન્કૂની પોલીસ ફોજમાં વધારો કરી વનની

સંભાળ લેવાને શીખવેલા અનુભવી માણસોને નોકરીમાં રાખવાથી એ ધારણા પાર પડી શકે તેવી છે. એ કામમાં કેટલાંક ઇંડિયનોને પણ કામે લગાડી શકાશે. બાન્ફમાં જનાવરોનું સંગ્રહસ્થાન કરવાની સૂચના કાનેડા સરકારને કરવામાં આવી છે, અને તે પ્રમાણે કરવામાં આવશે તેમાં સંદેહ નથી. એવું સંગ્રહસ્થાન વિદ્યાની સેવા બજાવી શકે. અર્વાચીન કાળમાં જંગલનો મનોરંજક ઉપયોગ કરવાનો પ્રયોગ ચાલે છે તેનું ટુંકું બ્યાન મેં આ પ્રમાણે કર્યું છે, અને તે પરિપૂર્ણ થશે તેવારે ફુરસદના સમયમાં આનન્દ ભોગવવાને જવાને આનાથી વધારે સારાં સ્થળો પૃથ્વી ઉપર બીજાં થોડાં હોવાનાં. ભવ્ય અને વિશાળ હોટેલ (ઉતારો) કાનેડિયન પાસિફિક રેલવેવાળા બાંધે છે તે આ વિસ્મયકારક સૃષ્ટિ શોભા જોવા જનારાને બહુ ઉપયોગી થશે.



બાન્ફની કાનેડિયન પાસિફિક રેલવે હોટેલ.

# પ્રકરણ ૭ મું.

## સેલ્કર્ક પર્વતો.

૧૯ મી સપ્ટેમ્બર સોમવારે અમને પાછલી રાત્રે ૪ કલાકે ઉઠાડવામાં આવ્યા, કેમકે દર રોજ પશ્ચિમ ભણી જતી ટ્રેન બાન્ફ સ્ટેશન પર થઈ પાંચ વાગે જાય છે. કાનેડિયન પાસિફિક રેલ્વેના નોકરો પોતાની ફરજ નિયમ પૂર્વક બરોબર બજાવે છે એવું અદ્યાપિ અમારા જોવામાં આવ્યું હતું; માત્ર આજેજ બાન્ફનો સ્ટેશનમાસ્તર ટ્રેનની સંભાળ લેવાને હાજર થવાને બદલે પોતાની પથારીમાં સુઇ રહ્યો હતો, અને તેથી અમારે ઉતારેથી જે ઓમનીબસમાં અમે આવ્યા તેમાંથી અમારા સા-

માનને હાથે ઉપાડી લેઈ જઈ લગેજની ગાડીમાં મુકવો પડ્યો. એ સામાનનો ભાર નિયમથી વધારે છે કે નહિ તેની કોઇએ તજવીજ કરી નહિ. જે ભવ્ય સૃષ્ટિ રચના ત્રેનની આસપાસ હતી તે અમારાથી જોઈ શકાઈ નહિ, કેમકે કરાં અને વરસાદથી આકાશ છવાયલું હતું તથા તાઢ ઘણી હોવાથી બરફનાં વાદળાંએ પર્વતોનાં શિખરોને ઢાંકી દીધાં હતાં. સાત કલાકે **સિલ્વર સીટી** (રૂપાનગર) નામે સ્થળપર થઇને અમે ગયા. ત્રણ ચાર



**શિખર સરોવર.**

વર્ષોપર રોકીપર્વતમાંથી રૂપું કાઢવાની કલ્પના ઉઠી હતી; અને લોકોએ તેની શોધ કરવાને અહીં આવી લાકડાનાં ઘણાં ઘર બંધાવ્યાં તેથી નાનકડું શહેર બન્યું. પણ રૂપું જડયું નહિ, તેથી શહેર ઉજડ પડયું છે. શહેરનું અલ્પ આયુષ દર્શાવનારાં વસતી વગરનાં ઘરો માત્ર છે. ૧૧૬૫૮ ફૂટ ઊંચો અને બરફથી ઢંકાયલો લેફ્રોય ડુંગર ગાડીમાંથી દેખાયો, અને થોડીવારમાં સુંદર બાવ નદીનું મૂળ નજરે પડયું. દશ હજાર ફૂટથી ઊંચા એવા હેકટર અને ગોટ પહાડોની વચ્ચે ભરાયલા બરફના ડુંગરમાંથી એ નદી નીકળે છે. રેલવે જે ઉંચે ઢાળે ચડતો હતો તેની વધારેમાં વધારે ઉંચાઇએ અમે પ્હોંચ્યા. સમુદ્રની સપાટીથી એ ઉંચાઈ ૫૩૦૦ ફુટ છે. એના શિખરપર કાદવવાળું છાછર સરોવર છે તેના બે છેડેથી પાણી ઝરી બે નદીઓ બને છે તેમાંની એક બે હજાર માઇલ વહી આટલાંટિકને મળે છે, અને બીજી દોઢહજાર માઇલ વહી પાસિફિકને મળે છે. હવે અમને રૂપાળી બાવ નદીનાં છેલ્લાં દર્શન થાય છે. આનન્દમાં ગાળેલા એટલા બધા દિવસોમાં અમે તેની દિલખુશકારી સોબતમાં હતા. રોકી પર્વતોમાંનો એક માઉંટ સ્ટીફન નામે છે તેની ઉંચાઈ ૧૨૦૦૦ ફુટથી અધિક કહેવાય છે. તેની છાયામાં રહેલા કિકિંગ હાર્સ નામે ઘાટમાં અમે પ્રવેશ કર્યો. રોકી પર્વતમાં માઉંટ સ્ટીફન ગિરિરાજ કહેવાય છે. કાનેડિયન પાસિફિક રેલવેનો વહીવટ કરનાર મંડળીના પ્રમુખનું નામ સ્ટીફન હતું તેના સંભારણાને માટે એ બધાથી ઉંચા શિખરનું નામ સ્ટીફન પડયુંછે.

કિકિંગ હાર્સનો અર્થ મારનાર ઘોડો છે. એ ઘાટની યોજણી થઈ તે વારે તે કરનારામાંના એકનો ઘોડો તેમાં અડિઅલ થઈ લાતો ઉછાળવા લાગ્યો તેપરથી એ હાસ્યજનક નામ પડયું. એ નામ તેને હમેશ વળગી રહેશે. એ ઘાટનું ચિત્ર પાસેના પાનામાં છે. અહીં ભવ્ય દેખાવ દૃષ્ટિએ પડે છે. અડાબીડ ખીણ છે. બંનેમેર બહુ મોટાં સરળ અને ગંધતરૂ (દેવદાર વૃક્ષની એક ખુશબોદાર જાત) આવી રહ્યાં છે. જંગલના અગ્નિથી બળી ગયલાં વિશાળ સ્થળોનો રાતો ભુરો રંગ એ ઝાડોના શ્યામ લીલા રંગને દીપાવી દેતો હતો. ડુંગરોની ટોચને પડખે ૨૦૦ ફુટ ઉંચાં અને દશબાર ફુટ જાડાં થડ મોટા કાળા સોટા જેવાં દીસતાં હતાં અને કિકિંગ હાર્સનદી સર્પાકારે વહેતી હતી તે રૂપેરી ફીત જેવી દેખાતી

હતી. અમારી ત્રેનને બે ઇજીનો જોડયાં હતાં તેઓ પાછળ ગતિ કરતાં દશ માઇલમાં ૧૨૫૦ ફુટનો ઢાળ ઉતરતાં હતાં. ત્રેનને લગાડેલા પ્રત્યેક બ્રેકને અતિ સખ્ત સ્ક્રૂ કરી દીધો હતો. ઘુઘવાટ કરતા વહેળાથી સેંકડો ફુટ ઉંચા ખડકોની બાજુઓ કાપી રસ્તો બનાવ્યો છે. કોઈ કોઈ ઠેકાણે પાણીના ઘસારાથી પહાડને પડખે પડેલા ખાડા આવતા તેઓ ઉપર બાંધેલા પુલો પર થઈ અમારી ત્રેન જતી. રેલવેથી ખાડા બસેં ત્રણસેં ફુટ નીચા હતા. નવ કલાકે અમે ફીલ્ડ સ્ટેશને પહોંચ્યા. રૉકી પર્વતોને વચગાળે વગડામાં એ સ્ટેશન છે. અહીં ૨૪ કલાક રહેવાને વિચારે અમે ઉતર્યાં. રેલવેવાળાએ નાનો સુખદાયક ઉતારો અહીં બાંધ્યો છે. આ ભયંકર ઢાળપર નાખેલા રેલ (લોઢાના સળીઆ) ખરેખરા કંબરલાંડના હામેટાઇટ લોઢાના બનાવેલા છે તે જાણી હું ખુશી થયો. જે જે સ્થળોએ ઘસારો વધારે છે કે ભયથી બચવાને મજબુતીની જરૂર છે તે તે સ્થળે મુકેલા રેલો ઉપર બરો શબ્દ લખેલો હતો તે જોઈ હું રાજી થતો હતો. (આ પ્રવાસનો લખનાર બરો નગરનો લોઢાનો વેપારી છે.)

કાનડામાં અતિ સુખદાયક અને સારી ગોઠવણવાળી હોટેલો છે તેઓમાંની એક આ ફીલ્ડ સ્ટેશન ઉપર છે. તેનો માનેજર મારો ઓળખીતો નીકળ્યો. લિવરપુલની પાર્લેમેંટમાં જવાની મેં ઉમેદવારી કરી હતી ત્યારે તેણે મારે માટે મત આપ્યું હતું. તેણે શિરામણ બહુ સારૂં બનાવ્યું હતું. ૧૩૦ માઇલપર કાલગરી શહેર છે ત્યાંથી તેણે સિધું આણ્યું હતું. એથી વધારે નજીક દુકાનવાળું નગર કે ગામ નથી. શિરામણ કરી હું અને મારી દીકરી અહિંની સુંદર સૃષ્ટિ રચના જોવા નીકળ્યાં. આસપાસ જંગલ એવું ગીચ છે કે રેલવેની સડક વિના ચાલવાનો માર્ગ નથી. બંને પડખે વન વૃક્ષોથી ભરપૂર પર્વતો છે. આગળ એક માઇલ જતાં ખીણ બહુ સાંકડી થઈ અને ત્યાં કિકીંગ હૉર્સ નદીનું શાંત જળ કાંકરાવાળા બે કાંઠાની વચ્ચે વહેતું હતું. ત્યાં અમારા જોવામાં એક સુંદર રીંછ આવ્યું તેવામાં ત્યાં ત્રણ ચાર લાઇન ઇન્સ્પેકટરો ટ્રોલીમાં આવ્યા તેમણે તેનો શીકાર કર્યો, અને તેનું ચામડું અમને આપ્યું.

૨૦ માને મંગળવારે પ્રાતઃકાળે અમે ફરીને આગગાડીમાં સવાર

થયા અને ગ્લેઝિઅર હાઉસ નામે સ્ટેશન પર્યંત ગયા. અહીં પણ નાની સુખદાયક હોટેલ રેલ્વેવાળાએ બાંધી છે. સેલ્ક પર્વતોમાંના જેનું શિખર સર્વથી વધારે ઊંચું છે તેનું નામ **સર ડોનલ્ડ સ્મીથ** છે. **કાનેડિયન પાસિફિક રેલ્વે કંપની** જેમણે ઉઠાવી અને પ્રથમ જેઓ ડેરેક્ટરો થયા તેઓમાં એક ગૃહસ્થ એ નામે હતો તેની યાદગીરીને માટે એ નામ પાડ્યું છે. એ શિખર ૧૧૦૦૦ ફુટ ઉંચું છે અને સદા બરફથી ઢંકાયલું રહે છે. તે પરથી મોટો ગ્લેઝિઅર એટલે બરફનો ડુંગર ઉતરી આવી જ્યાં સ્તંભે છે તેની તળેટીએ એ હોટેલ છે. ત્યાં અમે બપોરે પોતા. ચવેણું ખાઈ ગ્લેઝિઅર જોવા ગયા. ત્યાં જવાને માટે પગવાટ કરી છે. એ ગ્લેઝિઅરનું ડોળ બારેખમ છે. તે અર્ધો માઇલ પહોળો અને સાત આઠ માઇલ લાંબો છે. પરંતુ **સ્વિત્ઝર્લાંડના ગોર્નરના કે અલેતેશના** મહા વિશાળ હિમ ક્ષેત્રોથી નાનો છે. અમે જોયો તે વેળા તે તાજા બરફથી ઢંકાયલો હતો, અને તેજસ્વી તડકામાં શોભાયમાન દીસતો હતો. **સર ડોનલ્ડ** શિખરપર અદ્યાપિ કોઇ ચડયું નથી, અને અમારા ઉતારામાં વાત ચાલે છે કે જે પહેલો ચડે તેને **કાનેડિયન પાસિફિક** રેલ્વેના ડિરેક્ટરો એક હજાર ડાલર તથા જન્મ પર્યંતનો એ રેલ્વેપર મફત પ્રવાસ કરવાનો પાસ આપશે.

**રૉકી પર્વતોની** સૃષ્ટિશોભાથી સર્વ વાતે **સેલ્કર્ક પર્વતોની** સૃષ્ટિશોભા વધારે સરસ છે. **રૉકી** પાહાડમાં ગ્લેઝિઅરો ( હિમ ગિરિ ) અને મોટા હિમ ક્ષેત્રો નથી. **સ્વિત્ઝર્લાંડ**માં ગિરિ શિખરોની જે શોભા જોવામાં આવે છે તેવીજ મેં **ગ્લેઝિઅર હાઉસ** સ્ટેશનના પ્લાટ્ફારમ ઉપરથી નિરખી. સુંદર બારેક શિખરો તો હું ગણી શકયો. તેઓની ઉંચાઇ દશ હજાર ફુટથી ઓછી દીસતી નથી. તેઓની બાજુઓપરનાં હિમ ક્ષેત્રો માઇલના માઇલ સુધી ફેલાયલાં હતાં, અને ઘણા હિમ ગિરિઓ દેખાતા હતા તેઓ મુકાબલે નાના હતા તથાપિ રમણીય હતા.

બીજી સવારે અમે હિમ છાપરાં તથા આ દેદીપ્યમાન પર્વતોને પડખે જળ પ્રપાતો છે તે ઉપર લાકડાના ટેકાને આધારે રહેલા પુલો જોવા નીકળ્યાં. એમાંનો એક પુલ ૧૭૬ ફુટ ઉંચો છે અને ૫૦૦ ફુટ લાંબો છે; બીજો **સ્ટોનીક્રીક** પુલ ૨૯૬ ફુટ ઉંચો અને ૪૫૦ ફુટ

બાંધેો છે. મોટાં લાકડાં નીચેની ખીણમાં જડી તેઓની ઉપર ચોકઠાં બનાવી એ ચોકઠાં ઉપર આ પુલો બાંધ્યા છે. દુનીઆમાં લાકડાના રેલ્વે પુલો છે તેઓમાં સહુથી ઉંચો એ સ્ટોનીર્ચીક પુલ છે. જે જંગલમાં થઇને આ રેલ્વે જાય છે તેમાંનાં લાકડાંનો એ બનાવેલો.

હિમ છાપરાં રેલ્વેની સડક ઉપર બાંધેલાં છે. ભારે પત્થર કામપર એ છાપરાં કર્યાં અને ઘણાંજ મજબુત છે. તેઓને જબરાં કરવાને બેવડાં કર્યાં છે, એક લાકડાના સોટાના અને તેની ઉપર પાટીઆના



હિમ છાપરાં.

પાહાડને પડએથી જ્યાં જ્યાં નાશકારક બરફની ભેખડો ધસી આવે છે ત્યાં ત્યાં એ છાપરાં કર્યાં છે. સેલ્કર્ક પર્વતોની બરફની ભેખડોના અતિ ભારે બળનું વર્ણન બરોબર થઇ શકતું નથી. પાહાડની બાજુએ ઉંચાણમાં મોટા ખાડોમાં બરફના મોટા જથા શિયાળામાં ભેગા થાય છે, અને વસંત ઋતુમાં નીચેની ખીણમાં એટલા જોરથી ધસી આવેછે કે તેઓની આગળ કાંઇ ટકી શકતું નથી. માર્ગમાં જે આવે છે તેને ઘસડી જાય છે. મોટાંમાં મોટાં કદનાં ઝાડો, મોટા પાહાણા, જમીન અને ઝાડીઓને ખોદી છુંદીને ભેળસેળ કરી નીચે ખીણમાં ઢકેલી મેલે છે. એ હિમ ભેખડોના લપસવાથી પવન ઉત્પન્ન થાય છે તેના બળને પણ પ્રતિરોધ કરવાનું કામ લગભગ અશક્ય જેવું છે. એ ભેખડોના ધસારા રેલવેની સડકને ઘણી મુસ્કેલી અને ધાસ્તીમાં નાખે છે.. અને કેટલાંક અડવાડીયાં લગી ટ્રેનનાં આવ જાવ અટકાવે છે, ને માણસોના જીવ લેછે. પરંતુ હવે આ છાપરાંઓ નીચે થઇ ટ્રેનો બીન હરકતે દોડી જાય છે. એ અતિ મજબુત છાપરાંના ઢાળ એવા કર્યા છે કે તેપર થઈને બરફ અને તેની આગળ ઘસડાતી ચીજો નુકસાન કર્યા વિના તેઓપર થઇને ચાલી જાય છે. એ છાપરાંમાંનાં કેટલાંક અર્ધા માઈલથી વધારે લાંબાં છે તેઓને બાંધવાનું કામ હજી ચાલે છે અને ત્રણ હજાર આદમીઓ તેપર લાગે છે. તેમની તંબુની છાવણીઓ સડકની બાજુઓના દેખાવની શોભામાં ઉમેરો કરે છે. કાનેડિયન રેલવેવાળાને માથે તેમનાં ભોજનનો તથા તંબુઓનો ખરચ છે અને તે ઉપરાંત તેમને અડવાડીએ ચાર ડાલર આપે છે. દિવસમાં ત્રણવાર માંસ સહિત ભોજન જમી તથા તાજી તંદુરસ્ત હવામાં વસી તેઓ આનન્દ કરે છે.

સેલકર્ક પર્વત ઓળંગવામાં ઉંચામાં ઉંચા સ્થળે રેલવે ચડે છે તે રોજર્સ પાસ (રોજર્સ ઘાટ) કહેવાય છે ત્યાં અમે ચાલતાં ગયાં. અહીં કેટલાંક મકાનો છે તેમાં દારૂનાં પીઠાં છે તથા ગાયન અને નાચવાના અને તેથીએ નઠારાં કામ કરવાની જગાઓ છે. કારીગરોમાંના જેઓ અનીતિવાન છે તેઓ અહીં એ નઠારી મોજમઝા ભોગવવા આવે છે, તથાપિ મને માલમ પડયું કે તેઓનો મોટો ભાગ સુનીતિવાન હોઇ દારૂ વગેરેમાં પોતાની કમાઈ ઉડાવી ન દેતાં તેનો સંગ્રહ કરી આ નવા મુલકમાં વસવાની પેરવી કરે છે. રોજર્સ પાસ એ સાંકડી ખિંડ છે, તેમાં

મસ બરફ પડ્યું હતું અને તેને પડએ બરફથી છવાયલા ઉંચા પર્વતો પાસે પાસે આવી રહેલા છે.

તા. ૨૧ મીને બુધવારે ગ્લેઝિઅર સ્ટેશનેથી અમે ઉપડયા. રેલ્વેના ડરેક્ટરો અને અમલદારોને પ્રવાસ કરવાને રૂપાળી ખાનગી ગાડીઓ હોય છે તેવી એક અમારી ત્રેનને જોડેલી હતી. એ ગાડીઓ સુખદાયક પ્રવાસ ગૃહો છે. અમારી ત્રેન ઉપડયા પછી થોડીવારે તે ગાડીમાંથી આવી કોઇ આદમીએ એક કાર્ડ મને આપ્યું. "મનિટોબા અને નાર્થવેસ્ટર્ન રેલ્વેનો જનરલસુપરિન્ટેંડંટ મી. બેકર છે તેનું લખેલું એ કાર્ડ હતું. કાનેડિયન પાસિફિક રેલ્વેની ઉત્તરે એની કરવાજોગ સારા મુલકમાં એ રેલવે છે. સેલ્કર્ક ગિરિમાળાનો સુંદર સૃષ્ટિ દેખાવ જોવાનો વગ પોતાની ગાડીમાં સારો છે માટે તેમાં જવાને તથા તેની જોડે જમવાને તેણે મને અને મારી પુત્રીને બોલાવ્યાં. અમે તે નોતરૂં સ્વીકારી તેમાં ગયાં. એ ગાડીમાં તે દર પખવાડીએ નવ દિવસ દાહાડો રાત રહી પોતાની નોકરીને માટે મુસાફરી કરે છે. તેણે એ ગાડી અમને અંદરથી બતાવી. એમાં એક જમવાનો, તથા એક મોટો બેઠકનો ઓરડો છે, એક રસોડું, એક સાંતરાની ઓરડી તથા બે સુખદાયક સુવાની ઓરડીઓ છે. બધામાં યોગ્ય સુશોભીત રાચરચીલો છે. ગાડીને દરેક છેડે ઝરૂખા છે. એમાંના એક ઝરૂખામાં સિધાંની પેટીઓ હતી તેમાંનું સિધું બગડે નહિ માટે તેની આસપાસ બરફ રાખેલું હતું. આજુબાજુનો દેખાવ ખુલ્લી રીતે જોવાને બીજા ઝરૂખામાં બેસવાને ખુરશીઓ હતી. જમવાનું વખાણવા જોગ હતું—સુપ, કાલુ માછલી, સેકેલું ગોમાંસ, બે શાક, પુડીંગ (એક પ્રકારની મીઠાઇ), મેવા, ફળો, અને છેલ્લે ઘણી અરસ બનાવેલી કાફી (બુન). કેટલાક ઈંગ્રેજ મિત્રોની જોડે મી. બેકર સેલ કરવા નીકળ્યો હતો. જે જે સ્ટેશન ઉપર તેની ગાડી રાખવાની તેની મરજી હોય તે સ્ટેશનપર તેને ત્રેનથી છુટી પાડવામાં આવતી. હરકોઇ જતી આવતી ત્રેનમાં તેની ઇચ્છા પ્રમાણે જોડવામાં આવતી. એથી કરીને તે અને તેના મિત્રો માર્ગમાં આવતાં તળાવોપર જળચર પક્ષીઓનો શીકાર કરતા અને સૃષ્ટિ રચનાનું સૌંદર્ય નિરખતા. અમે તેનાથી રાતના દશ કલાકે જુદા પડયા. ગ્લેઝિઅર હાઉસ સ્ટેશન છોડયા

પછી થોડી વારમાં રેલવે એ માઈલમાં છસેં ફુટ નીચે ઉતરે છે. એ ખિંડો એક એકને કાટ ખુણે મળે તેનો ઉપયોગ કરી આ કામ પાર પાડવામાં ઈંજીનીયરની વિદ્યાએ અતિશે ચાતુર્ય દર્શાવ્યું છે. પહેલી ખીણને એક પાસે રેલવે લાઈન ઘુમારે એક માઇલ જાયછે. ત્યાં ઉંચો પુલ છે તેને ઓળંગે છે અને બીજે પાસે થઈ જ્યાંથી નીકળી લગભગ ત્યાં પાછી આવે છે. પણ તે વેળા તે વધારે નીચાણમાં હોય છે; ત્યાંથી સડક બીજી ખિંડમાં ઉંચે જઈ પાછી વળી તેની બીજી બાજુએ તેના મુખથી ૧૨૦ ફુટ નીચી ઉતરે છે, તથાપિ એ ધાટમાં તો હજી ૧૩૦ ફુટ માત્ર નીચી ઉતરી છે; ત્યાંથી મુખ્ય ખિંડમાં ચકરાવો ફરી નદી ઓળંગે છે, અને થોડે જઈ પાછી આવે છે. લગભગ સમાન્તર છ રેલવે લાઈનો જોવામાં આવે છે, ને તેમાંની પ્રત્યેક બીજીથી વધારે નીચાણમાં છે. લાકડાના ટેકા અને માળાઓ ઉપર બનાવેલા પુલો ઉપર એ સડકો છે. ખિડને મથાળે ઉભા રહી આ સર્પાકારની સડકો ઉપર આપના જેવા સી, સી, સાદ કરતી ટ્રેનને જતી જોઈ આશ્ચર્ય પામીએ છીએ.



મોટો વાંક.

પ્રભાતે અમે **ગોલ્ડરેંજમાં (સુવર્ણગિરિ માળામાં) ટોમ્પસન નદીની** ખીણમાં થઇ જતા હતા. એ નદી મોટી **ફ્રેજર** નદીને મળનારી છે. **રોકી** કે **સેલ્કર્કના** જેટલી આ ગિરિમાળા ઉંચી નથી. એમાં **ગ્લેઝિઅરો** તો છેજ નહિ, તથાપિ એનાં ઘણાંક શિખરો બરફથી ઢંકાયલાં રેહે છે, અને બાજુઓપર વૃક્ષોની ઘણી વધારે જાતો છે તેથી વધારે ઉંચા ગિરિઓનાં વૃક્ષોનાં સ્થળમાં લીલા રંગો કરતાં વધારે તેજસ્વી અને શોભાયમાન રંગો દિસે છે. આ ખીણમાં વધારે નીચા ઉતરી મોટી **ફ્રેજર** નદીની ખીણમાં પ્રવેશ કરીએ છીએ એટલે વધારે વસ્તીવાળો **બ્રિટિશ કોલંબિઆ** પ્રાંત આવે છે. અહીં ભૂમિ રચનામાં ખેડુતોનાં મકાનો, **ઇંડિયનોના** ગામડાં, અને ચીના લોકની છાવણીઓ ભળેલી જોવામાં આવે છે. એ મુલકમાં ત્રણ મોટા ઉદ્યમો છે; એટલે, સાલમન માછલાંને સુકવવાનો, અને ખાણ ખોદવાનો. **ઇંગ્રેજો** ખેતી કરે છે, **ઇંડિયનો** સાલમન માછલાં પકડી સુકવે છે, અને **ચીનાઓ** ખાણમાંથી ધાતુઓ કાઢવાના કામમાં લાગેલા છે. આ દેશમાં મોટાં ઝાડો અને વિશાળ જંગલો છે. **અમેરિકા** ખંડના બીજાં સંસ્થાનોમાં વસ્તી ઉતાવળે વધે છે તેથી તેઓની સમીપનાં જંગલોનો કાટ જલદીથી ખુટી જવાનો અને આ દેશથી લાકડું ત્યાં જશે. આખા **બ્રિટિશ કોલમ્બીઆમાં** ઉનાળામાં તાપ પડે છે અને વરસાદ વરસતો નથી, તથા તેનાં જંગલોમાં **ઇંડિયનો** વગેરે વસનારાની ઘણું કરીને ગફલતથી આગ વારે વારે લાગે છે. એવા વનદાહ અમારી નજરે ટ્રેનમાંથી ઘણા પડ્યા. રેલવેના ઈંજીનમાંથી તનખા ઉડે છે તેથી પણ વખને સડકની પાસેના જંગલમાં લાહે લાગે છે. સરળવૃક્ષોનાં વનોમાં માત્ર નીચાં ઝાડો અને ઝાડવાં બળે છે, ઉંચા તરૂઓને ભડકા પોહોંચતા નથી, તેઓનાં થડ માત્ર દાઝે છે તેથી તેઓનો દેખાવ બિગડે છે પણ બીજી ઝાઝી ઈજા સરળોને થતી નથી. જે જંગલોમાં મોટાં ગંધતરૂ દેવદાર હોય છે ત્યાં અગ્નિ ખુબ માહાલે છે અને સર્વસ્વને બાળી નાખે છે. એ ઝાડોનાં થડો પોલાં થઇ સડે છે, અને જ્યારે અગ્નિ તેઓને ઝાલે છે ત્યારે તેઓ ઝટ સળગી જઈ બસેં ફુટ લાંબાં બળતાં વૃક્ષો બાંયે પડી આગને વિસ્તાર પમાડે છે. પરંતુ આ મુલકનાં હવા પાણી વનસ્પતિને એટલાં બધાં માફક છે કે બળી ગયલાં જંગલોની કાળી થઇ ગયલી જમીનમાં તે આશ્ચર્ય પમાડે એટલી ઝડપથી ફૂ-

રીને ઉગે છે. દશ બાર વરસોમાં રાક્ષસી કદનાં બળી ગયલાં દ્રુમોને ઠામે તેવાંજ બીજાં ઉગેલાં હોય છે અને તેઓના છોડવા પ્રફુલ્લિત હોય છે. ઝાડો એટલાં મોટાં ઈંગ્લાંડનાં ઉપવનોમાં ત્રીશ વર્ષોમાં થાય તો તેઓના ધણીઓ બહુ ફૂલાય. જંગલો બળતાં હોય છે તેવેળા કોઈવાર રેલ્વે ત્રેન કલાકે ૨૫ માઈલને વેગે તેઓમાં થઈ દોડી જતી હોય છે, ત્યારે ત્રેનમાં બેઠેલા માણસો તેના તાપથી પીડા પામે છે. એક સમે આખી ત્રેન એ આગમાં બળી ગઈ હતી, માત્ર એક ગાડી બચી હતી. લોહેની ગરમીથી રેલ ફૂલાઇ જઈ વાંકા વળી ગયલા હતા તેવામાં ત્રેન આવી તે રેલપરથી ઉતરી દાહમાં દોડી. અમેરિકાની ત્રેનોમાં એક છેડેથી બીજે છેડે બેસારૂઓ જઈ શકે છે તેથી તેઓને ઉગારવામાં મુશ્કેલી પડી નહિ. ટપાલને કાઢી લેવામાં ગાર્ડ મસ દાઝયો, પણ બીજા કોઇને ઝાઝી ઇજા થઈ નહિ. છેડે સુવાની ગાડી હતી તેને ધસડી કાઢી. પણ બાકીની તમામ બળીને રાખ થઇ ગઇ.

પરંતુ આવી આફતો આ મહાવિશાળ વનોના થોડાજ ભાગપર આવી પડે છે, અને દરેક સ્ટેશનપર ઈમારતી કાટના અને બાળવાના ઈંધણના ઢગના ઢગ વેગનોમાં ચડાવવાની વાટ જોતાં પડેલાં હોય છે તેઓ પુરાવો દેછે કે આ નવો રેલવે લક્કડના મોટામાં મોટા વેપારને ઉત્પન્ન કરે છે.

**ફ્રેજર ખીણના** ઉપલાણામાં અને આગળ **ટામ્પસન** ખીણમાં ગાડાને જવાને બાંધેલી સડક છે. એ ભાગમાં બીજી સડક નથી—**ન્યુ વેસ્ટ મિન્સ્ટર બંદરથી કારિબુ** નગર લગી સોનાની ખાણોવાળા મુલકમાં તે છે. એની આસપાસ મોટા ખેડુતોની વસ્તી પણ છે. **બ્રિટિશ કોલંબિયાની** સરકારે એ રસ્તો બંધાવ્યો છે, અને તે બંધાવતાં ખરચ ઘણો થયો હતો. એના હેઠલા ભાગનો દૂર દેશો જોડેનો વેપાર હાલ **કેનેડિયન પાસિફિક રેલવે** વડે ચાલે છે. અંદરના ભાગમાં ગાડાંઓથી વેપાર ચાલે છે. એ ગાડાંઓ મોટાં હોય છે, અને દરેકને દશ કે બાર બળદ જોડવામાં આવે છે. સાલમન પકડવા જવાને તથા બીજા શિકારને માટે ઇંડિયનો પણ એ માર્ગનો ઉપયોગ કરે છે.

**બ્રિટિશ કોલંબિયા**માં મુખ્ય જળ માર્ગ **ફ્રેઝર નદી**છે. તે **રૉકી પર્વ**-તોના છેક ઉત્તર ભાગમાંથી નીકળે છે અને તેના મુખથી ૧૨૦ માઈલ પર્યંત તેમાં વાહાણો ફરી શકેછે. તેને કાંઠે અઢીસેંહ માઈલ સુધી રેલ્વે છે, અને ત્રેનમાંથી ભાતભાતના સુંદર દેખાવો દૃષ્ટિયે પડેછે. કોઈ ઠેકાણે તે ઉંડી ખીણમાં ખડકો ઉપરથી કુદકા મારતી ગરજડે છે ને ફીણ ઉરાડે છે, કોઈ ઠેકાણે વમળ કરતી ઉતાવળી દોડેછે, કોઈ સ્થળે નાજુક મોજાં કરતી શાંત વહેછે અને રેતીના ઢગલા કરેછે, અને આ-ગળ વિશાળ નદી રૂપ ધારણ કરેછે તેમાં આગબોટો ફરેછે અને **ઈંડિયનો** નાવડામાં બેસી સાલ્મન માછલીઓ પકડે છે. કાંઠાં ઉપર કોઇ જગાએ પાનખર રૂતુમાં વૃક્ષોના સોનેરી અને ત્રાંબા રંગી પાંદડાં શોભી રહેછે; કોઇ કોઇ ઠામે ખેડુતોના સુખકર ઘરો તબેલા તથા ઢો-રોના ટોળાં જોવામાં આવેછે. ઉદ્યોગી **ચીનાઓ** તેની રેતીમાં કોઈ ઠેકાણે સોનું ખોળેછે. તેના મુખથી ૧૫ માઇલ ઉપર **ન્યુ વેસ્ટ મિન્સ્ટર** બંદર છે ત્યાં તેની પહોળાઇ બે માઈલ છે. એ બંદરથી માલ ભરીને વાહાણો અને આગબોટો સાગર વાટે દુનીઆના બીજા દેશોમાં લેઈ જાયછે. મેં એક ઝાહાઝને ૨૨૦૦ ટન સાલ્મન ભરેલા ડબ્બા લેઈને લંડન જવાને હંકારતું જોયું.



**ફ્રેઝર નદી ઉપર સાલ્મન મછ પકડવાના મછવા.**

૨૨ મી તારીખે અમે **હારિસન સરોવર** જોવાને ગાડામાં બેસીને ગયા. **બ્રિટિશ કોલંબિઆના** સર્વોત્તમ ભાગમાં પચાસ માઇલ લંબાઇનું એ સરોવર છે. ત્યાં જવાનો રસ્તો બહુ ખરાબ છે. એવો નઠારો માર્ગ મારા જન્મારામાં મેં જોયો નથી. એ રસ્તે છ માઇલ ગયા ત્યારે સરોવરની તીરે નવો હોટલ ( ઉતારો ) બંધાયો છે તે આવ્યો. આ રમણીય સ્થળપર માત્ર એ એકજ ઉતારો છે. એ ઉતારો બહુ સુખકર અને સ્વચ્છ હતો. એ સરોવર બે ગિરિમાળાઓથી ઘેરાયલું છે. તેમાંના એકપર શિખર સુધી ગાઢું વનછે, અને બીજી વૃક્ષો વિનાની અને બરફ મય છે. એ સ્થળનું સૌંદર્ય નિરખવાને અમે ત્યાં એક દહાડો રહ્યા.

બીજે દિવસે અમે **વાંકુવર** સ્ટેશને ગયા. પાસિફિક મહાસાગર તરફનો **કાનેડિયન પાસિફિક** રેલ્વેનો છેડો એ છે. મારા રેલ્વે વડે કરેલા ૩૦૦૦ માઇલના પ્રવાસનો અંત અહીં આવ્યો. એની પૂર્વે મેં મુસાફરીઓ કરેલી તે સર્વ કરતાં આ મનુષ્ય હિતમાં કિંવા સૃષ્ટિલાલિત્યમાં સરસ હતી.

વામાં કાનડાના સઘળા નગરોથી **વાંકુવર** નાનું છે. એનો આરંભ થયાને હજી પુરાં ત્રણ વર્ષ પણ થયાં નથી. ત્યાર પહેલાં અહીં મોટા કદનાં ઝાડોનું રાન હતું. એમાંના એક ઝાડના ઠુંઠાનો વ્યાસ મેં ભરી જોયોતો ૧૧ ફુટ ૮ ઇંચ થયો. શેહેર કાંઇક મોટું થવા આવ્યું તેવામાં ગઇ સાલના જુન માસમાં લાહે લાગવાથી તમામ બળી ગયું, એકે ઘર બચ્યું નહિ. ફરીથી બાંધવા માંડયાને હજી માત્ર પંદર મહીના થયા છે. જે ઘરો હાલ છે તેઓ બધાં માત્ર લાકડાનાં છે, પણ કેટલીક ઈંટોની અને પથ્થરની રૂપાળી ઇમારતો ચણાય છે. **કાનેડિયન પાસિફિક રેલ્વે** હોટેલ બંધાઇ રહેવા આવીછે. તેમાં બસેં માણસો ઉતરી શકશે, અને દરેકને સુવાને જુદો ઓરડો મળશે. મોટા ડક્કા, અને વખારો સમુદ્ર કાંઠેછે. સાગર હંકારનારાં ૩૦૦૦ અને ચાર હજાર ટનના વાહાણો અને સ્ટીમરો માલ ઉતારી અને ભરી શકે તેવી ગોઠવણો કરી છે. મુખ્ય રાજમાર્ગની બંને બાજુએ સુંદર દુકાનો છે, અને ઉદ્યોગી અને મહેનતુ ૪૦૦૦ માણસોની વસ્તી છે તેમાંના ઘણા ખરા પુરૂષો છે. દશ

વર્ષો પૂરાં થતાં પહેલાં વાંકુવર શેહેરમાં વીશ કે ત્રીશ હજાર માણસોની વસ્તી થશે.

---

## પ્રકરણ ૮ મું.

### બ્રિટિશ કોલમ્બિયા.

પચીસમી તારીખને શનીવારે અમે, બ્રિટિશ કોલમ્બિયાની રાજધાની **વિક્ટોરિયા** જવાને માટે **યોસેમાઈટ** નામની આગબોટમાં **વાંકુવર**થી ઉપડ્યા. **જાપાન** જતા પહેલાં ત્યાં એક પખવાડીઉં રહેવાનો વિચાર હતો. એ સંસ્થાન જોવાની ઈચ્છા મને ઘણા વખતથી હતી. **કેનેડિયન પાસિફિક રેલ્વે**ને લીધે હવે જાણે એ પાસે આવ્યું છે, બાકી અગાઉતો એ ઘણું વેગળું લાગતું અને ત્યાં જવું ઘણું મુશ્કેલ હતું. પાંચ વર્ષ ઉપરતો ઇગ્લંડ અને **બ્રિટિશ કોલમ્બિયા** વચ્ચે વ્યવહાર માત્ર જળ માર્ગે છેક હૉર્ન ભૂશિર આગળ થઈને ચાલતો. ઝડપથી જનારાં વહાણને પણ એ રસ્તે છ કે સાત માસ થતા. એ વહાણોમાં ઘણા વખતથી વેપાર ચાલેછે, અને રેલ્વે થઇછે તે છતાં પણ એ વેપાર ઓછો થયો હોય એમ લાગતું નથી. હવે તો ફક્ત ચૌદ કે પંદર દિવસમાં આ બે દેશ વચ્ચે મુસાફરી થાય છે; અને વસવાના સાધન તથા સામગ્રીથી ભરપુર એવા આ પ્રદેશમાં જવાનું મુસાફરોને એવું સહેલું થઇ ગયું છે, કે તેથી કરીને થોડા વખતમાં એ ઇગ્લંડનાં સંસ્થાનોમાંનું એક બનશે. **બ્રિટિશ કોલમ્બિયા**માં જે ત્રણ અઠવાડીઆં મેં મુસાફરી કરી તે દરમિયાન જે જે તપાસ કરી, તે ઉપરથી એને વિશે મારા મનમાં જે આવ્યું, તેનો થોડોક હેવાલ આપવા ધારૂંછું. એ તપાસ કરવામાં ત્યાંના **લેફ્ટેનંટ ગવર્નર, મેયર ફેલ, સેનેટર મૅકડોનલ્ડ**, અને એ સંસ્થાનના બીજા ઘણા રહેવાસીઓની મને સહાયતા મળી હતી.

એ પ્રદેશ પર્વતો તથા ખીણોના સાગર જેવો ગણાય છે. તેની ભૂમિની આકૃતિ કેવીછે તે **વાંકુવર**થી **વિક્ટોરિયા** વહાણમાં બેશીને જતાં જણાય છે. આ ખીણો ઠેઠ દરીઆ સુધી આવેછે અને તેથી અખાત બને છે. તે ઘણીવાર સોએક માઇલ લંબાણમાં હોય છે, અને સમુદ્રમાં ફરતી આગબોટો છેક છેડા લગી જઈ શકેછે. વળી **પાસિફિક** મહાસાગર અને

એ અખાતોની વચ્ચે ટાપુઓની લાંબી હારછે; **વાંકુવર** આ ટાપુઓમાં મુખ્યછે, અને તેની લંબાઇ ૩૦૦ માઇલ છે. એને લીધે પાણી ત્યાં આગળ શાંત રહેછે તેથી **ઇંડીઅનો**નાં હોડકાં તથા મોટાં પેડાંથી ચાલતીઆગ બોટો સફર કરી શકેછે. **બ્રિટિશ કોલમ્બિઆ**ના પ્રદેશમાં જવાની બધી તરફથી જળમાર્ગે સુગમતા છે. એવી વિચિત્રતા બીજા કોઇ દેશમાં નથી. ત્યાંના અખાતો, વહેળા અને નદીઓમાં, ઉત્તમ જાતનાં, ખોરાક તથા તેલના કામમાં આવે તેવાં, માછલાં પુષ્કળ છે. **વિક્ટોરિયા**ના એક મુખ્ય મહેલ્લામાં એક માછી પાસે કેટલીક માછલી હતી તેની મેં કીમત પૂછી. તાજી સૅલ્મન માછલીનો ભાવ એક પૌંડે બે પેન્સ હતો. કૉડ અઢી પેન્સે પૌંડ. હૅલિબટ ચાર પેન્સે, અને સારી પ્લેઇસ સાડા ત્રણ પેન્સે, પૌંડ એ લેખે વેચતો. મને લાગેછે કે **બ્રિટિશ કોલમ્બિઆ** પાસેના સમુદ્રમાં માછલીઓ અખુટ છે. લોકોનો મુખ્ય ખોરાક સૅલ્મન છે તે છતાં ઈ. સ. ૧૮૮૫ માં ત્યાંથી ૭૩,૨૪૦૦૦ પૌંડ આથેલી સૅલ્મન માછલી પરદેશ ખાતે ચઢાવવામાં આવી હતી. એટલે સાત સાત શેરની એક એવી વીસ લાખ માછલી પકડવામાં આવેછે. આ સંખ્યા ઝટ માનવામાં આવે એવી નથી. આ વર્ષની નીપજ બીજા બધા વર્ષ કરતાં વધારે છે. અને તે એ પણ **ફ્રેઝર** નદી અને તેની શાખાઓમાંથીજ. દર વર્ષે સૅલ્મન ત્રણ વખત પકડાય છે એ માછલીઓ ઇંડાં મુકવાની ઋતુમાં મીઠા પાણી વાસ્તે જમીનની છેક નજદીક નિરાંતે આવેછે. જેઓ **ફ્રેઝર** નદીમાં આવે છે તેનો દરીઆના પાણીથી ૮૦૦ મૈલ દૂર નીકળી જાયછે. સૅલ્મન માછલી પકડવાનું મુખ્ય મથક **ન્યુવેસ્ટ મિન્સ્ટર** છે; આ શહેરની આસપાસ ગાઉના ગાઉ લગી **ઇંડિયનો**ની હોડીઓથી નદી ઉભરાઈ જાયછે. એ લોકો, સાધારણ જાળથી કાંઇક મ્હોટી, પણ એજ જાતની જાળથી માછલાં મારેછે. આ સિવાય **બરડ**ના અખાતમાં, **અલીટ** અખાતમાં અને **રકીના** નદીમાં બીજાં ઘણા આથવાનાં મથક છે. વળી, થોડાંક **ફ્રેઝર**ની ઉત્તરે છે. બધાં મળીને એકંદર ત્રીસછે. એને લીધે આશરે પાંચ છ હજાર આદમીઓને જૂદી જૂદી રીતે રોજી મળેછે. ગયાં બે વર્ષમાં સૅલ્મન માછલી પકડવાનાં ધંધામાં વધારો થયો છે, કેમકે **વિનિપેગ, ટૉરંટો, મૉન્ટ્રિયલ** અને **શિકાગો**ના

બજારમાં તાજી સૅલ્મન મોકલવામાં આવેછે. એને ઠંડકમાં સાચવીને બગડી ન જાય તેવી ગાડીઓમાં ભરીને મોકલે છે. એથી વેપારના સ્વરૂપમાં અગત્યનો અંશ દાખલ થશે. જેમાં આવો ગુણકારી અને પુષ્ટિકારક ખોરાક ઇગ્લંડ અને યુરોપમાં ચાર પેન્સે પૌંડને ભાવે વેચવા મોકલી શકાય, તે ધંધો બેહદ વધો જશે. એમ લાગે છે કેમકે માછલીની નીપજ તો અખૂટ છે. કેટલીક નદીઓમાં એટલી તો ઉભરાઈ જાયછે કે વાસ્તવિક રીતે માછલીઓ એક બીજાને પાણીની બહાર હડસેલી મુકે છે અને હજારો કિનારા ઉપર મરી જાયછે. વિકટોરીઆથી ત્રણેક માઈલ ઉપર બારા આગળ એક નાની ખાડીછે ત્યાં આગળ આવો બનાવ કોઈ વેળા બને છે. એ માછલીઓને ખેડુત લોકો ખાતરના કામમાં વાપરે છે. પૅસિફિક મહાસાગરની સૅલ્મન ખારા પાણીમાં ઝટ પકડી શકાય છે પણ મીઠા પાણીમાં પકડાતી નથી, આ એક ચમત્કારિક વાત છે. ગયા અઠવાડીઆમાં માછલીઓને આવવાનો વખત નહોતો તેમ છતાં મારી દીકરીએ એસ્કીમોના બારામાંથી ગલ વડે એક સુન્દર રૂપેરી માછલી પકડી હતી. જ્યારે માછલી પકડવાનો વખત હોયછે ત્યારે તો લશ્કરી કાફલાના અમલદારો લાકડી અને દોરી લઈને નીકળી પડેછે. એ લોકે મને કહ્યું કે એક માણસ સાતથી વીસ રતલ વજનની બાર માછલી પકડે એતો સહજ વાત છે.

સૅલ્મન પછી બીજે નંબરે અગત્યનું ઉલૅકન નામની માછલી પકડવાનું કામછે. આ માછલીને મીણબત્તીની માછલી કહેછે, કેમકે એમાં એટલું બધું તેલ છે કે સુકવી હોય તોપછી મીણબત્તી પેઠે બળેછે. ઈંડિયનો એને વપરાસમાં લેછે. એનું કદ સાર્ડિનના જેટલું છે. આ માછલી તાજી, મીઠામાં આથેલી અને શેકેલી ઘણી સ્વાદિષ્ટ લાગે છે. એનું તેલ કૉડલિવર, અને બીજાં બધાં માછલીનાં તેલથી ચઢીઆતું ગણાય છે. ઉલૅકન માછલીઓ માર્ચ મહીનામાં પોતાનું દોડવાનું શરૂ કરે છે. તેઓ મુખ્ય કરીને નેસ નદીમાં જોવામાં આવેછે. તેમની વાટ જોઇને ઘણા ઇંડિયનો એ નદીને કાંઠે એકઠા થાયછે. એ લોકો કોથળી જેવી જાળોવડે પકડે છે, અને ઘણીવાર એકજ સપાટામાં હોડકું ભરાઇ જાય એટલાં માછલાં પકડાય છે. પછી લોઢાનાં વાસણમાં થોડોક

વખત ઉકાળીને તેલ નીચવી કાઢવામાં આવે છે; તેને નેતરની ટોપલીઓથી ગાળીને દેવદારની પેટીઓમાં ભરેછે. જ્યારે ટાઢું પડેછે ત્યારે પાતળી ચરબી જેવું થઇ જાય છે; અને **મી. કીલરના** કહેવા પ્રમાણે ઇંડિયનો એને માખણને બદલે વાપરે છે. સૅલમનની પેઠે આ ઉપયોગી માછલીની નીપજ પણ અખૂટ છે.

હેરિંગ્સ નામનાં માછલાં પણ પુષ્કળ છે. આપણી તરફના સમુદ્રના કરતાં કદમાં તો નાનાં હોયછે પરંતુ ગુણમાં એના કરતાં કાંઈ ઉતરતાં નથી. ઇંડિયનો આ માછલાં મોટી પંઝેટીના જેવા દાંતાની જગાએ ખીલા જડેલા અસલી હથીઆરથી પકડે છે. તેઓ પોતાનું હોડકું આ માછલાંનાં ટોળાં આગળ હંકારી જાયછે, અને પાણીમાં પેલું હથીઆર નાંખે છે. દર વખત છ સાત માછલાં પકડાય છે અને એ રીતે થોડી વારમાં હોડી માછલાંથી ભરાઈ જાયછે. હૅલિબટ, કૅાડ, ક્રૅબ્સ વગેરે બીજી ઘણી જાતની માછલીઓ કિનારા આગળ અને દરેક અખાત તથા નદીઓમાં પુષ્કળ હોયછે. ત્યાંની કાડ માછલી ન્યૂફાઉન્ડલૅન્ડ-કુલસના કરતાં મોટી નથી હોતી પણ આનો સ્વાદ બહુ સારોછે. તે એટલીબધી થાયછે કે જો એ કામમાં સુધારો થાયતો બંને મોકલી શકાય એટલી જૂદી જૂદી જાતની **આટ્લાંટિક** મહાસાગરની કાડ થાય એમ ખાતરી પૂર્વક મનાય છે. એ બાબતના પ્રયોગ શરૂ થયાછે.

જ્યાં હેરિંગ તથા ઉલૅકન માછલાં ઘણા થાયછે ત્યાં સાધારણ રીતે સમુદ્ર બધી જાતનાં ડૅાગ ફિશ નામનાં માછલાંથી ઉભરાઈ જાય છે. તેમના કાળજામાંથી તેલ કાઢવા સારૂ એક મોટું કારખાનું હોયછે, અને તેમાં સેંકડો **ઇંડિયનોને** કામે લગાડવામાં આવેલા છે. આશરે ૪,૦૦૦૦૦ માછલાં દર વર્ષે પકડાય છે. તેમાંથી ૪૦,૦૦૦ ગૅલન તેલ નીકળે છે. આ તેલ દુનીઆમાં સૌથી સરસ છે.

સીલ માછલી પકડવાનો ધંધો વળી ઘણો અગત્યનો છે. **વિક્ટોરિયાથી** જે લોકો સીલ માછલી પકડવાને સારૂ જાયછે, તેમનો **બેહરીંગ** ની સામુદ્રધુનીમાં રહેતું **અમેરિકન નૌકાસૈન્ય** ગેરવાજબી રીતે અટકાવ કરેછે તેથી હાલમાં એ ધંધો બંધ પડેલા છે. આનું સમાધાન કરવા સારૂ બે રાજ્યો વચ્ચે એક મંડળી નીમાઈ છે તે એનો ફડચો

કરશે એ મંડળીના એક સભાસદ તરીકે **મી. ચેમ્બરલેન** નીમાયા છે. આથી કેનેડાના લોકો બહુ રાજી થયાછે.

આશરે પંદર આગબોટો અને વહાણો આ વેપારમાં રોકાએલાં રહેછે. તેમાં ચારસેં કે પાંચસેં ખલાસીઓ તથા શિકારીઓ હોય છે. હર વર્ષે લગભગ ૧૩,૦૦૦ સીલ પકડવામાં આવેછે.

જે લોકો પારખી શકેછે તેમના ધારવામાં એમછે કે **ન્યુફૌન્ડલૅંડ**ના કિનારાપરથી જેટલી કૉડ માછલી મળેછે તેટલીજ **પૅસિફિક** મહાસાગરનાં ઉંડાં પાણી આગળના કાંઠાપરથી મળી શકે.

ગયા થોડાં વર્ષમાં માછલાં પકડવાના કામને લગતા પ્રશ્નો ઉપર મેં સારી પેઠે વિચાર કર્યોછે; અને તેપરથી હું નિશ્ચયપૂર્વક માનુંછું કે આવાં બેસુમાર માછલાંની નીપજ એ **બ્રિટિશ કોલમ્બિયા**ની કુદરતી દોલત છે. હવે **કનેડિયન પાસિફિક** રેલવેથી કરીને માલ વેચવા લઈ જવા સારૂ જે નવો અને ટુંકો રસ્તો થયોછે, તેથી થોડા વખતમાં એ વેપારમાં ઘણી મૂડી રોકવામાં આવશે.

ડબાઓમાં ભરી મૂકેલી માછલી અને એવા પ્રકારની બીજી વસ્તુઓની ખપત **આસ્ટ્રેલિયા** અને **ન્યુઝીલાંડ**માં ઝાઝી છે. હાલમાં જથાબંધ સૅલ્મન હૉર્ન ભૂશિર તરફ થઈને **લંડન** આવેછે. ત્યાંથી વહાણમાં ભરીને **સુએઝ**ની નહેરને રસ્તે **આસ્ટ્રેલિયા** મોકલવામાં આવેછે. એ રીતે આ માછલાં પૃથ્વી પ્રદક્ષિણા કરીને જે મહાસાગરમાંથી પકડાય છે તેના તેજ મહાસાગરમાંને એક ઠેકાણે વેચાવા જાયછે. હું ધારૂંછું કે **લોસ્ટોફ્ટ, યારમથ** કે **ઍબર્ડીન**ની કોઈ સાહસિક પેઢીઓ પોતાની શાખાઓ **વિક્ટોરીઆ**માં રાખશે, અને **પૅસિફિક** મહાસાગરનાં ઉત્તર અને દક્ષિણનાં બજારોમાં વેચવા સારૂ દરેક જાતની આથેલી તથા સુકવેલી માછલી મોકલશે.

હમણાં, પરદેશ ખાતે જે માલ **બ્રિટિશ** કોલમ્બિઆથી ચઢેછે તેમાં ઘણે ભાગે સૅલ્મન હોયછે. આશરે ૯,૦૦,૦૦૦ ડૉલરની આ માછલી બહાર ગામ મોકલવામાં આવેછે. બીજે નંબરે કોયલા છે. તે ૮,૦૦,૦૦૦ ડૉલરની કીમતના થાયછે. કોયલા ઘણું કરીને **યુનાઇટેડ સ્ટેટસ** તથા **સૅન્ડવિચ** દ્વીપોમાં જાયછે. **બ્રિટિશ કોલમ્બિઆ**માં કોયલા ઘણે સ્થળેથી નીકળે છે, પરંતુ **નૅનીમો** અને **વાંકુવર** બેટ એ બે જગાએ

જ એ ખોદવાનું કામ બરોબર ચાલેછે. ત્યાં સારા કોયલા ઘણા ખોદી કહાડવામાં આવેછે. આ કોયલા વરાળ બનાવવાને સારૂ ઘણાજ સરસ છે. અને **એસ્કીમો**માં રાખેલાં લશ્કરી વહાણોમાં તથા જે આગબોટો ચીન અને **વાંકુવર**ની વચ્ચે મુસાફરી કરેછે તેમાં આ કોયલા વપરાય છે. ત્યાં પાંચ ખાણોછે તેમાં ૨૦૦૦ ખોદનારાઓ કામ કરેછે, અને તેઓને આઠથી તે દશ શિલિંગનો રોજ મળે છે. આ ખાણોની નજદીક, **ટેક્સેડા** બેટમાંથી અશુદ્ધ લોહચુંબક નીકળેછે. એમાંથી સેંકડે ૬૮ ટકા ચોખ્ખુ લોઢું, અને થોડાક ટકા ફૉસફરસ નીકળે છે. આ કાચી ધાતુ વહાણમાં ભરીને **વૉશિંગ્ટન ટેરિટરિ**માં અને સંસ્થાનોના લોઢાના કારખાનામાં મોકલે છે. ત્યાં તેની ભુરી કાચી ધાતુ સાથે મેળવણી કરે છે. થોડાક વખતમાં આ કોયલા તથા લોઢાની ખાણો પાસે આવવાથી લોઢા તથા પોલાદનાં કારખાનાં બહુ નીકળશે.

એ માલ **પૅસિફિક**નાં બજારોમાં જરૂર વેચાવો જોઇએ. ચીના મજૂરો મળી શકે તોતો આ પરીણામ થવાનુંજ. પરદેશ ચઢતા માલમાં ત્રીજી વસ્તુ સોનું છે. એની કીમત ૭,૦૦,૦૦૦ ડૉલરછે, અને એ માત્ર **સ્ટેટસ**માંજ જાયછે. પ્લેસર નામની ખનન ક્રિયાથી એ કાઢવામાં આવે છે એટલે નદીની જમીનના કાંકરા અને રેતીને, અસલી રીત પ્રમાણે હાથે ધોઇને સોનું કાઢવામાં આવે છે. પણ હવે એ વેપારમાં વધારે મૂડી રોકવામાં આવે છે અને કાચમણીનો ભૂકો કરવાનું કામ ચાલતાં સોનાની પેદાશ બહુ વધશે, અને ઘણા મજૂરોને રોજી મળશે. **બ્રિટિશ કોલમ્બિઆ**માંથી સોનું, કોયલા અને લોઢા સિવાય બીજા કોઈ ખનિજ પદાર્થ ખોદી કહાડવામાં નથી આવતા; પણ સરકાર ભૂસ્તરવિદ્યા સંબંધી શોધ કરાવે છે તે ઉપરથી માલમ પડ્યું છે કે ત્યાં રૂપુ, ત્રાંબુ, સીસુ, પ્લૅટિનમ વગેરે બીજી ઘણી ધાતુઓની ખાણો નીકળશે. આ ખબર **કૅનૅડા** તથા **સ્ટેટસ**ના ખનિજ શોધનારામાં ઝડપથી ફરી વળીછે. બહાર ચઢતા માલની પાંચમી ચીજ ઇમારતી લાકડું છે. તેની કીમત સુમારે ૫,૦૦,૦૦૦ ડૉલરછે. પાંચમી અને છેલ્લી વસ્તુ રૂઆંછે. એ આશરે ૨,૫૦,૦૦૦ ડૉલરની કીમતનાં છે. ઇમારતી લાકડાને એમાં સર્વોપરી થવાને બહુ વખત નહીં લાગે. **ઑસ્ટ્રેલિયા, ચિલિ, પિરૂ, ચીન, યુ-**

નાઇટેડ સ્ટેટસ, ગ્રેટબ્રિટન વગેરે દેશોના વેપારીઓને માલમ પડ્યુંછે કે બ્રિટિશ કોલમ્બિયામાંથી તેમને જે જાતનું લાકડું મળી શકે છે તે જાતનું લાકડું બીજા કોઈ દેશમાં નથી થતું. ત્યાં લાલ, પીળા અને ધોળા દેવદાર, પાઇન, હેમ્લોક, સ્પૃસ, લાર્ચ, ફર અને ઓક જેટલાં ઉંચાં વધેછે તેટલાં દુનીઆના બીજા કોઈ પણ ભાગમાં વધતાં નથી. એ દેશમાં પ્રચાર પામેલું લાકડું "ડગ્લસ ફર" નામનું છે. લોઢાની સડકો બાંધવાના કામમાં એ લાકડું બહુ ઉપયોગી છે. એની ઉંચાઈ ઘણું કરીને દોઢસોથી બસો ફીટ હોય છે, તથા ઘેરાવો દશથી વીશ ફીટ હોય છે. આનાથી પણ મોટાં એવાં અસંખ્ય ઝાડ મારા દીઠામાં આવ્યાં છે. તેમની ઉંચાઈ ત્રણસો ફીટ હોય છે અને ઘેરાવો ૩૫ ફીટ હોય છે. ઓકનું ઝાડ જે એક ચોરસ ઈંચે ૫૫૦ પોંડનો ભાર ખમી શકે છે, તેના કરતાં પણ આ ઝાડ વધારે ચીકણાં અને ચિમ્મડ હોય છે અને ૬૩૦ રતલ વજન ખમી શકે છે. ૮૦ થી તે સો ફીટ ઉંચે સુધી ડાળાં હોતાં નથી. એથી વધારે ફીટ ઉંચાં અને ખેંતાલીસ ફીટ ઘેરાવામાં એવાં, વહાણના ડોલને માટે તૈયાર કરેલાં લાકડાં મારા દીઠામાં આવ્યાં છે. આ લાકડાની એક વિચિત્રતા એવીછે કે તે કદી મરડાઈ જતું નથી, તેથી જેવું વહેરાય કે તરતજ કામમાં લઈ શકાય છે. વાંકુવરની મોટી આગ પછી જ્યારે એ ફરીથી બંધાયું ત્યારે ઝાડ પાડ્યાં, અને લાકડાં વહેર્યાં તેને તેજ દહાડે મકાનોમાં જડી દેવામાં આવ્યાં હતાં.

આ પ્રાંતમાં કેટલાં ઈમારતી લાંકડાં થાયછે તેની અટકળ કોઇથી થઈ શકે એમ નથી. પ્રદેશની જમીન, જે ફ્રાંસ અને બ્રિટિશદ્વીપો બે એકઠા કરતાં પણ વધારે વિસ્તારવાળીછે તે બધી આ ઝાડથી ભરાઈ ગયેલી છે. મેં એ દેશમાં ઘોડા ઉપર અને આગગાડીમાં સાતસો માઇલ મુસાફરી કરી છે, અને જોયુંછે કે કેટલેક ઠેકાણે સખત જંગલની આગ લાગી હોય તે સિવાય બધે ઠેકાણે ઇમારતી લાકડાનાં ઝાડ પુષ્કળ અને એક સરખી રીતે મોટાં હોય છે. યુનાઇટેડ સ્ટેટસના સીધાંલાકડાંવાળા દેશો હવે ઝડપથી ખાલી થઈ જવા આવ્યા છે, અને વીશ કે ત્રીશ વર્ષમાંતો બ્રિટિશ કોલમ્બિયા અને પશ્ચિમનાં સં-

સ્થાનો વચ્ચે એ વેપાર વધી જશે. આ પ્રાંતનાં બધી જાતનાં ઇમારતી લાકડાં આસ્ટ્રેલિયા, ચીન તથા જાપાનના બજારોમાં વેચવા સારૂ એથી પણ વહેલાં જશે. દેશનાં બધાં વહેરવાનાં કારખાનાંમાં ધમધોકાર કામ ચાલેછે, અને નવાં નવાં કારખાનાં થતાં જાય છે. અમેરિકાના પૅસિફિક કીનારા ઉપરનો આ ધંધો બેશક લાભકારક છે.

બ્રિટિશ કોલમ્બિયાની જમીન રસાળ છે. આનું કારણ એ છે કે વર્ષોનાં વર્ષોથી એના ઉપર જંગલોની વનસ્પતિ પડેલી રહેછે. મને લાગેછે કે ખેતીનું કામ પણ મુખ્યત્વે કરીને લાકડાં કપાતાં જશે, તેમ થશે, કેમકે આવાં મોટાં ઝાડવાળી જમીન સાફ કરવાનું ખર્ચ એટલું ભારે છે કે તે કામ કોઈ માથે લે નહીં. પણ લાકડાં તરત વેચાય તોજ પાલવે. જમીન જો એકવાર સાફ થાય તો પછી બહુજ સરસ છે. એવી રસાળછે કે સમશિતોષ્ણ કટિબંધમાં થતાં બધાં ફળ વનસ્પતિ અને ધાન્ય ઉગી શકે. દેશના ઘણા ભાગમાં મોટી ખીણો છે; અને નદીના મુખ આગળ કાંઠા વચ્ચે જમીન આવેલી છે, તેની ઝાડીઓમાં નીચાં મેપલ, નેતર અને પોપ્લર હોય છે તેતો ઘણી સહેલાઇથી સાફ થઈ શકે એમછે. ચીના લોકો એક એકરે સાત આઠ પૌંડ લેએ આ સાફ કરવાનું કામ માથે લે છે. આસપાસનાં જંગલોમાં ઢોરને ચરવાની સગવડ છે. ઘાડાં જંગલોમાં સરસ ઘેટાં અને બળદનાં ટોળાં ચરતાં મેં જોયાંછે. આ અઠવાડીઆમાં મેં વાંકુવર બેટની ખેડી શકાય એવી જમીન ઉપર સો માઇલની મુસાફરી કરી. એ જમીન પર્વત અને સમુદ્રની વચ્ચે આવેલી છે. એની પહોળાઈ બેથી પાંચ માઇલની છે. ત્યાં સેંકડો સમૃદ્ધિવાન ખેડુતો આવીને વસેલા છે અને હજી બીજા એટલાને એટલા રહી શકે તેટલી જગા છે. વાંકુવર બેટમાં જઇને વસવા માટે પહેલી થોડીક મૂડીની જરૂર છે; કેમકે છૂટી જમીન છે તે બધી કીમત વધવાની આશામાં લોકોએ લઈ લીધેલી છે, અને વેચાતી લેવી પડે તેમછે. પણ ખંડભૂમિમાં તો હજારો એકરના એકર સરસ ખેડાય એવી જમીન નધણીઆતી પડી છે. એમાં કોઈ કોઈ જગાએ મોટાં ફળદ્રુપ ખેતરો છે. દક્ષિણ હદ તરફની જમીનમાં એક જાતનું ઘાસ ઉગે છે. એને જો કાપ્યા વગર રાખે તો એનું ઉત્તમ પ્રકારનું સુકું ઘાસ થાય

છે. વસંતઋતુમાં પાછું તે તાજું થાય છે અને ઢોરને આખું વર્ષ ચરવા લાયક બને છે. મને નક્કી લાગે છે કે જો કોઈ ખેડુત પાસે મૂડી હોય તો તેને **મૅનિટોબાની** સખત હવા કરતાં **બ્રિટિશ કોલમ્બિયા** વધારે ઠીક પડે; કેમકે ત્યાંની હવા **ડેવનશાયર** અને **ઇંગ્લાંડના** દક્ષિણ કીનારાને બહુ મળતી છે. પણ જે કોઈ મૂડી વિના અથવા થોડી મૂડીથી ખેતી કરવા ઇચ્છતું હોય તેને તો **મૅનિટોબા** લાભકારી છે.

**બ્રિટિશ કોલમ્બિયાની** હવા બધી વાતે જોઇએ તેવી છે. ઉનાળામાં તાપ ઘણોજ નથી હોતો તેમ શિયાળામાં ટાઢપણ બહુ નથી પડતી. આખું વર્ષ હવા સુખકારી અને તન્દુરસ્તી વધારે એવી રહેછે. હિમ ક્વચિતજ પડેછે અને જ્યારે પડે છે ત્યારે થોડાક દહાડા રહે છે. **વાંકુવર** બેટમાં ત્રણ વર્ષની મુદ્દતમાં હવાની ગરમીનું માપ નીચામાં નીચું શૂન્યની ઉપર આઠ ડીગ્રી, અને ઉંચામાં ઉંચુ ૮૪ ડીગ્રી હતું. શૂન્યની નીચે પારો ઉતરી ગયો હોય એવું કદી બન્યું નથી. **આટલાંટિકના** એના એજ **અક્ષાંશ** ઉપર આવી સરસ હવા વાળી જગા બીજી એકે નથી. આમ હોવાનું એક કારણ છે. તે એકે **"જાપાની વહેળો"** એ નામનો એક ગરમ પાણીનો મોટો વહેળો **પૅસિફિક** મહાસાગરમાં વહે છે. તે **અલાસ્કાથી** તે **મેક્સિકો** લગી પોતાની સુખકર હવા પસારે છે. આ વહેળા તરફથી જમીન તરફ પવન નિરંતર વાયાં કરે છે. એ પવન તથા વહેળાને લીધે **જાપાન** અને **ચીનની** આગબોટોને પૂર્વ તરફ આવવામાં બે દિવસનો ફાયદો થાય છે. આ બધી ગરમી છતાં જોઇએ એટલો ભેજ પણ છે, કેમકે **વાંકુવર** બેટમાં ૨૫ દોકડા તથા મુખ્યભૂમિમાં ૪૦ થી ૬૦ દોકડા વર્ષાદ વરસેછે. એકંદર જોતાં **બ્રિટિશ કોલમ્બિયા** દુનીઆના સૌથી રમણીય દેશોમાંનો એક છે; અને જો મારે સ્વદેશ છોડીને બીજે રહેઠાણ કરવાની જરૂર પડે તો એ દેશ (**બ્રિટિશ કોલમ્બિયા**)માં જઇને રહેવા તરફ મારૂં મન ખેંચાયા વગર રહે નહીં.

**બ્રિટિશ કોલમ્બિયાની** રાજધાની **વિક્ટોરિયા**, **વાંકુવર** બેટને છેક દક્ષિણ છેડે આવેલું છે. ઈ. સ. ૧૮૫૮ માંજ એ પહેલવહેલું પ્રસિદ્ધિ પામ્યું. એ વખતે **ફ્રેઝર** નદીમાંથી સોનું કાઢવાની શોધ સારૂ હજારો

ખાણુ ખોદનારા **બ્રિટિશ કોલમ્બિયામાં** ઉતરી પડ્યા હતા. ત્યાંનો બધો વેપાર આજ લગી જળ માર્ગેજ ચાલતો, કેમકે એના વેચાણનું મુખ્ય સ્થળ **વિક્ટોરિયા** છે. એમાં ૧૨૦૦૦ માણસની વસ્તી છે. વસ્તીનો મોટો ભાગ ચીનાઓ અને જાપાની લોકનો છે. અહીંનું બારૂં મોટું અને જમીનથી વીંટાએલું છે. તેમાં ઠેકાણે ઠેકાણે ડક્કા છે. તેથી ત્યાં ઉદ્યમ ચાલી રહેલો જોવામાં આવે છે. **અમેરિકા** અને **કેનેડાનાં** મકાનોના જેવાંજ ત્યાંનાં મકાનો છે. મહેલાઓમાં રાતે વીજળીના દીવા કરવામાં આવે છે. એ દીવા ૨૦૦ ફીટ ઉંચા થાંભલા ઉપર મુકેલા હોય છે. તે જાણે પંદર વીશ ચંદ્રમા હોય તેવા લાગે છે. એ દેખાવ બહુ અદ્‌ભુત થાય છે,



**એસ્કીમોનું બારૂં.**

અને શોભની ખૂબ થાય છે. **વિક્ટોરિયા** અને નવા ઉગી નીકળેલા **વાંકુવર** વચ્ચે ઘણી હરીફાઈ ચાલે છે. મને લાગે છે કે પ્રાંતની અંદરનો વેપાર એની જૂની રાજધાનીમાં રહેશે અને બહાર જતા માલના વેપારનું કામ બધું **વાંકુવરમાં** થશે. ઘણું કરીને **વિક્ટોરિયાની** જૂની અને પૈસાદાર પેઢીઓ પોતાના ખાતાની શાખાઓ **વાંકુવરમાં** રાખશે. એ રીતે દેશની અંદરનો અને બહારનો બંને વેપાર એમના હાથમાં રહેશે. જો **વાંકુવર** તેમનાથી ચઢીઆતું થઈ જાય તો તેમાં વાંક એમનો પોતાનોજ છે. બહુ મોટાં વહાણુ ડક્કાની બાજુએ રહી શકતાં નથી. બારામાં તો ફક્ત ૧૮ ફીટથી ઓછી ઉંડાઇમાં તરી શકે તેવાં વહાણુ આવે છે. ત્યાંથી બે માઇલ ઉપર **એસ્કીમોનું** બારૂં છે. આ બારૂં દુની-

આમાં જે સોથી સારાં બારાં છે તેમાંનું એક છે. પાસિફિક મહાસાગરનાં નૌકાસૈન્યનું એ એક મથક છે. એ બારાની આસપાસ જમીન વીંટાઈ વળી છે. એની લંબાઈ ત્રણ માઈલ, અને પહોળાઈ એકાદ બે માઈલ છે. એકંદર ઉંડાણ પીસ્તાળીસ ફીટ છે. લંગર કરવાની જગા બહુ સરસ છે કેમકે તળીએ એક જાતની ચીકણી ભૂરી માટી છે. ત્યાં કૅનેડાની સરકાર તથા ઇંગ્લંડની સરકારે મળીને એક પાણીવિનાની ગોદી બાંધી છે. તેમાં મોટામાં મોટાં વહાણો રહી શકે એવી ગોઠવણ છે. તે ૪૫૦ ફીટ લાંબી ૨૬ ફીટ ઊંડી, અને મોઢા આગળ ૯૦ ફીટ પ્હોળી છે. કાંકરેટ ઉપર પત્થર ચોઢી દીધેલા છે તેથી કામ સુંદર દેખાય છે. અહીંઆં પણ નૌકાસૈન્યનાં માણસોને સારૂં એક દવાખાનું, લઢાઈના સામાનની વખાર, અને એક નાની સરખી સામન દુરસ્ત કરવાની જગા છે.

કૅનેડાનાં બીજાં શહેરોમાં જેવું રહેવાનું સસ્તું છે તેવું વિક્ટોરિયામાં નથી. ઘર ભાડું ઘણુંજ છે. ચારેક ઓરડાવાળું ઘર હોય તેનું ભાડું મહીને ચાળીસથી પચાસ શિલિંગ હોય છે. લુગડાંલત્તાં તથા ઘરનો સામાન પણ મોંઘો મળે છે. ઇંગ્લંડથી આવતા માલનું લાવવાનું ખર્ચ તથા તે ઉપરની જકાતને લીધે એ માલની કીમત બહુ વધી જાય છે, બાકી તો એ સંસ્થાનમાં આખી દુનીઆના બીજા બધા દેશો કરતાં ધાન્ય સોંઘું મળવું જોઈએ. છડા માણસને એક અઠવાડીઆમાં ૨૪ શીલીંગ ખાધા ખર્ચ થાય છે. અહીંની મજૂરી જેટલી મોંઘી છે તેટલી મારા જાણવામાં બીજે કાંઈ નથી, ને વળી શિયાળામાં તો કામ અનિયમિત ચાલેછે. સુથાર, લુહાર, ચિતારા, કલાઈગરા, વગેરેને વગર મુશ્કલીએ બારથી ચૌદ શિલિંગનો રોજ મળે છે. સાધારણ મજુરોને છ થી સાત શિલિંગ મળેછે. મજૂરીના દરની સ્થિતિનું કાંઈ ઠેકાણું નથી. કોઈ વખત ઘણું કામ મળે છે અને પૈસા પણ વધારે મળે છે. અને કોઈ વખત વળી ધીમું પડી જાય છે. પણ જો કોઈ કામ કરવા ધારે તો તેને સારી રોજીની કાયમની જગા મળી શકે છે. ચીનાઓ ત્રણ ત્રણ આનામાં રોજે આવેછે, અને શહેરમાં બધે ઘણું કરીને ઘરકામ એ લોકોજ કરે છે. રસોઈઆનું, માળીનું, ચાકરડીનું વગેરે બધાં કામ ચી-

નાઓ બરોબર કરે છે. એ બીચારાઓ સોંઘા મળેછે તેથી એમની વિરૂદ્ધ ગેરવાજબી વાંધા લેવામાં આવે છે. એમના કરતાં વધારે મર્યાદશીલ, શાંત, તથા આબરૂદાર લોક મળવા મુશ્કલ છે. મને નક્કી લાગેછે કે ચીનાઓ હોય નહીં ને **કનેડિઅન પાસિફિક** રેલ્વે બંધાય નહીં. એમાંના ઘણાક **હૉંગ-કૉંગ**થી આવેલા છે. તેઓ **બ્રિટિશ કોલમ્બિયા**ના લોકો જેવાજ છે, અને તેથી તેમના જેટલાજ હક એઓને મળવા જોઈએ. તે છતાં મહારાણીની પ્રજામાંથી જે હૉંગકૉંગમાં જન્મેલું હોયછે, તેને **બ્રિટિશ કોલમ્બિયા**માં દાખલ થતા પહેલાં પોતાના શરીર ઉપર દશ પૌંડની જકાત આપવી પડે છે.



**ફ્રેઝર નદીપર સાલમન મચ્છ પકડતા ઈંડીઅનો.**



# પ્રકરણ ૯ મું.

## કૅનેડામાં મદ્યનિષેધ માટે ચાલતો પ્રયત્ન.

કૅનેડાની વસ્તીને એકંદર લેતાં એમાં જે મિતપાનપણું જોવામાં આવેછે તે જોઈને કોઈ પણ બુદ્ધિવાન અને સમદર્શી મુસાફરને અસર થયા વગર રહે નહીં. એમ કહી શકાય કે લોકોનો અડધો અડધ ભાગ જો કે સમૂળગું ન પીનારા નથી તે છતાં ત્હાકે કૉફીથી વધારે જલદ કાંઈ પીવાની ટેવ રાખતા નથી; અને બિલકુલ ન પીનારાની સંખ્યા પણ પ્રમાણમાં બીજી બધી ખ્રિસ્તિ પ્રજાઓ કરતાં વધારે છે. આના પુરાવા પુષ્કળ છે. કૅનેડામાં હું છ અઠવાડીઆં રહ્યો હતો. એ બધો વખત મૉન્ટ્રિઅલ, ટૉરંટો, બીજાં ગામડાંઓ અને નવાં વસેલાં શહેરોની (સારી, નઠારી, અને સાધારણ) વીશીઆમાંજ રહ્યો હતો. ત્યાં મારા દીઠામાં કોઈ કૅનેડિઅન ખાવાની સાથે દારૂ પીતો ના આવ્યો. જો કોઈ વાઈન કે બીઅર પીતું હોય તો તે અંગ્રેજજ હોય. લોકોનાં ઘરમાં પણ ઘણો ભાગ એમજ હોય છે. કૅનેડાના પાદરીઓ બધા ઘણે ભાગે કેફી વસ્તુનો ઉપયોગ ન કરનાર છે. ડાકટરો પણ દારૂ પીવાની ટેવ મુકાવવાને બનતો પ્રયત્ન કરેછે. કૅનેડાની મુખ્યરાજની અને પ્રાંતની પાર્લામેંટના સભાસદો દારૂના વેપાર સંબંધી કાયદાઓ ઉપર ઘણુંજ ધ્યાન આપે છે.

મદ્યનિષેધ માટે થતો પ્રયત્ન સુસ્થાપિત તથા બળવાનછે. વ્યવસ્થાની યોજના ઘણું કરીને ઇંગ્લાંડના જેવીજ છે. મદ્યપાન નિષેધક સભાઓ દેવળ તરફથી મળે છે, અને દરેક રવિવારની ધર્મોપદેશક નિશાળમાં એક "બેન્ડ ઑફ હોપ" (છોકરાઓનું વાજું) રાખવામાં આવે છે.

જાહેર નિશાળોમાં પણ મદ્ય ન પીવાનો બોધ કરવાની ગોઠવણ કરવાનો જબરો પ્રયત્ન ચાલે છે. નોવા-સ્કૉશિયા અને ન્યુ બ્રન્સ્વીકની કાયદા બનાવનાર સભાઓએ નિશાળોમાં એ બાબત શીખવવાની એક ચોપડી ઠરાવી છે. અને ઑન્ટારીઓના જીલ્લાઓમાં પણ એજ જાતની કેળવણી આપવામાં આવે છે.

સંસ્થાનના બધા ભાગમાં "ખ્રિસ્તિ મદ્યનિષેધક સ્ત્રી સમાજ" પોતાનું કામ ફેલાવે છે. એ એક કૅનેડામાં બળવાન મંડળી છે. નિશાળોમાં એ

વિષય શીખવવાની ગોઠવણ પણ એમનાજ નિરંતરના પ્રયત્નનું પરીણામ છે.

"ધી યુનાઇટેડ મેથોડિસ્ટ ચર્ચ" નામની સભાએ મદ્યનિષેધકની ખાસ ચોપડીઓનો નિશાળોમાં ઉપયોગ કરવાનો ઠરાવ મંજુર કર્યો છે. એમના પંથના મેથોડિસ્ટ લોકોને "સ્કોટ પ્રોહિબિટરિ ઍક્ટ" નામનો કાયદો ગ્રહણ કરવાની વિનંતિ કરી છે. જે ઉમેદવારો મદ્યનિષેધની તરફેણમાં હોય તેમનેજ મત આપવાની મેથોડિસ્ટોને ભલામણ કરીછે. એમના એક ઠરાવનો છેલ્લો ભાગ આ પ્રમાણે છે. "અમે મજબુત ભલામણ કરીએ છીએ કે દરેક જણે પોતાની પ્રાર્થનાને અનુસાર મત આપવો; પછી મતને અનુસાર પ્રાર્થના થઈ શકે. કોઈ ખ્રિસ્તિ આદમી એવી પ્રાર્થના કરે કે ઇશ્વિર તું અમારામાંથી દારૂનો વ્યવહાર દૂર કર, અને બીજી ક્ષણે તે વ્યવહાર જારી રહેવા માટે મત આપે એ વિરોધની વાત છે, અને એકદમ બંધ થવી જોઇએ."

ઇંગ્લાંડનું ચર્ચ (ધર્મમંડળ) તેમાં મુખ્યત્વે ઍાંટેરીઓ વાળું ચર્ચ મદ્યનિષેધના સુધારામાં બહુ આગળ વધેલું છે. અને ઘણેખરે ઠેકાણે દેવળોને લગતી સભાઓ સ્થાપી છે.

ગયા વર્ષમાં "પ્રેસ્બીટિરિઅન" ધર્મમંડળની એક સભામાં બધા અધિકારીને તથા દેવળના સભાસદોને કેફી વસ્તુઓનો ઉપયોગ બિલકુલ ન કરવાની ભલામણ અને "સ્કોટ ઍક્ટ" સ્વીકારવાની સૂચના આગ્રહથી કરવામાં આવી હતી.

કૅનેડાની બધી ધર્મ સભાઓમાં એજ જાતના ઠરાવ પસાર કરેલામાં આવ્યા છે. કેટલીકમાંતો એટલે સુધી કે પ્રભુ ભોજન વખતે પણ ખટાસવાળો દારૂ ન લેવો એવો ઠરાવ કર્યો છે. કૅનેડામાં બધી જગાએ એમ માલમ પડયું છે કે બધી જાતના વજનદાર લોકોની એવી દૃઢ ખાતરી થતી જાય છે કે કેફી ચીજોનો ઉપયોગ કરવો એ નઠારૂં કામ છે, અને એનો વેપાર કરવા દેવો એ મોટી રાજકીય ભૂલ છે.

કૅનેડામાં લોકોએ પસંદ કરેલા પ્રતિનિધિઓથી રાજ્ય ચાલેછે, તેથી ત્યાં સ્વતંત્ર પ્રતિનિધિમંડળની રાજસભાએ કાયદાઓ કર્યા છે. આ લોકમતનું બહુજ બળવાન ચિન્હ કહેવાય. કૅનેડામાં પસાર થયેલા મદ્યનિષેધક કાયદાઓનો અભ્યાસ કર્યાથી માલમ પડેછે કે દારૂના વેપારની બાબતમાં લો-

કના વિચાર કેવી આશ્ચર્યકારક રીતે જલદીથી આગાડી વધ્યા છે.

કૅનેડાનાં સંસ્થાનો જોડાયાં તે પહેલાં બહુ વખતપર કેટલાક પ્રાંતોએ કાયદા કરી જાહેર કર્યું હતું કે ફક્ત વેચવાની પરવાનગીનો નિયમ રાખ્યાથી દારૂના વેપારથી ગુન્હા, સાંસારિક દુર્દશા અને દારિદ્ર ઉપજતાં અટકયાં નહીં. તેથી તેમણે એવા સખ્ત ઉપાય લીધા હતા કે આખરે લોકમત એ વેપારનો અટકાવ કરી શકે. નોવાસ્કોશિઆમાં એવો કાયદો થયો હતો કે પરવાનગી આપતા પહેલાં, આસપાસના કર ભરનારાઓમાંના બેતૃતિઆંશ લોકની એની તરફેણમાં સહીઓ લેવી જોઇએ. આ પ્રાંતનાં ઘણાંક પરગણાંમાં છેલ્લાં ૧૦, ૧૫, કે ૨૦ વર્ષમાં કોઇને એ સનદ આપવામાં આવી નથી. યારમથ પરગણામાં તો વળી ૪૦ વર્ષ થયાં કોઈને નથી મળી. છેક ઈ. સ. ૧૮૫૫માં ન્યુબ્રન્સ્વીકમાં એક નિષેધક કાયદો ઘડાયો હતો. પણ લોકોનો મત એટલો આગળ વધેલા નહતો, અને એ રદ થયો હતો. એની જગાએ પરવાનગી મેળવવા બાબતનો એક સખત કાયદો થયો હતો.

આૅંટેરીઓ અને કિવેબેકમાં ઈ. સ. ૧૮૬૪ માં એક ધારો પસાર થયો હતો. એણે કરીને ત્યાંની મ્યુનિસીપાલીટીને મંડળીના મતથી સનદ ન આપવાની સત્તા મળી હતી.

આ કાયદા મુજબ ઘણા જીલ્લાઓએ નિષેધના નિયમની તરફેણમાં બહુમતે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

૧૮૬૭ માં પ્રાંતો જોડાયા પછી મદ્યનિષેધક પક્ષે કૅનૅડાના રાજ્ય સારૂ સામાન્ય નિષેધક કાયદો કરવાને ભારે લડત શરૂ કરી. દરેક પ્રાંતમાં ઉપરા ઉપરી સભાઓ મળવા લાગી, અને ત્રણ વર્ષના અરસામાંતો પચાસહજાર સહીઓવાળી અરજીઓ પાર્લામેંટમાં મુકવામાં આવી હતી. તે અરજીઓમાં મદ્યનિષેધક કાયદાની માગણી હતી. આ ખળભળાટનું પરિણામ એ થયું કે ૧૮૭૪ માં પાર્લામેંટે યુનાઇટેડ સ્ટેટ્સનાં જે જે સંસ્થાનોએ એ કાયદો સ્વીકાર્યો હતો તેમાં નિષેધ કેવી રીતે અમલમાં લવાય છે, અને તેનું પરિણામ શું થાય છે તેની સંપૂર્ણ તપાસ કરવાને બે કમીશનરો નીમ્યા. આ લખતી વખતે મારી પાસે રીપોર્ટ છે, તેમાં બહુ કુશળતાથી દાખલા આપી સાબીત કર્યું છે કે,

પરવાનગીના કરતાં નિષેધનો કાયદો બહુ વધારે ફાયદાકારક છે. રાજસભાઓની ખાસ કમીટીને એ રીપોર્ટ સોંપવામાં આવ્યો. તેમના રીપોર્ટમાં કૅનેડાના રાજ્ય સારૂ નિષેધક ધારો કરવાની ભલામણ કરી હતી. એ રીપોર્ટ બંને સભાઓએ પસાર કર્યો.

અધિકારને લગતી તકરારને લીધે આમાં વધારો થવાને થોડા વખતસુધી અડચણ પડી હતી. પ્રાંતીય અને મુખ્ય કાયદા બનાવનારી મંડળી એ બેમાં કોને કેફી વસ્તુનું વેચાણ અટકાવવાની સત્તા હતી તે વીશે સંશય હતો. ઍસિનિબોઇન, સાસ્કાચીવૅન, આલ્બર્ટા અને ઍથાબાસ્કાના વાયવ્ય તરફના પ્રાંતોને એ લાગુ પડતું નહોતું. તેથી ત્યાંની સરકારે તો એકદમ ૧૮૭૫ માં કમીટીની દરખાસ્ત મંજુર કરી દીધી, અને આખા વાયવ્ય તરફના પ્રદેશમાં ત્યાંના લેફટેનન્ટ ગવર્નરની લખેલી પરવાનગી સિવાય મદ્યનું વેચાણ, બનાવટ તથા સંગ્રહની બંધી કરી. આ કાયદો અમલમાં આવવાને લીધે લોક ઉપર જે ઉત્તમ અસર થઈ તે વીશે આગલાં પ્રકરણોમાં તેમાં મુખ્યત્વે કૅલ્ગરી બાબતના પ્રકરણમાં જણાવેલું છે. ફરીથી એટલુંજ કહીશ કે મારો અભિપ્રાય એવો છે કે એ કીમતી પ્રદેશોની કુદરતી અવસ્થાથી તેમની વૃદ્ધિ અને વિસ્તાર જેટલો થયો છે, તેટલોજ આ ધારાથી થયો છે. અને જો તે એમને એમ ચાલુ રહે તો તેટલોજ થશે. આ કાયદો સખતીથી અને ફતેહમંદીથી અમલમાં આવ્યો છે; અને બધા લોકોની સહાયતા તથા ઉત્તેજન એને મળ્યાં છે.

૧૮૭૮ માં મૅકેનઝીની સરકારે આગળ કહી ગયેલી શંકાનું નિવારણ કર્યું. એ કૅનેડાના મુખ્યરાજ્યની તરફેણમાં ઉતર્યું અને એમ ઠર્યું કે આખા દેશમાં મદ્યનિષેધક ધારો ઠરાવવાની સત્તા કૅનેડાના હાથમાંછે. તેમણે કૅનેડાનો મદ્યનિષેધક કાયદો દાખલ કર્યો. એ બીજી વાર રાજસભામાં વંચાતાં સર્વાનુમતે મંજુર થયો. એ ધારો કાયદા મુજબ નથી એવી તકરાર ઉઠી. પણ કૅનેડાની સદર અદાલતે એકજ ન્યાયાધીશના મત વિરૂદ્ધ એને મંજુર રાખ્યો. ગ્રેટબ્રિટનની પ્રીવી કૌંસીલને અપીલ કરવામાં આવી; પણ ઇ. સ. ૧૮૮૨માં એ ધારો કાયદેસર છે એવો ચુકાદો ત્યાંથી પણ મળ્યો.

એ કાયદાના મંજુર થવા પછી ત્રણ જૂદે જૂદે પ્રસંગે પાર્લામેંટમાં એ વિશે તકરાર ઉઠી હતી, પણ તે તકરાર એકે વખત ફતેહમંદ થઈ નહીં. તેથી એ બાબત વધારે લંબાણ કરવાની જરૂર નથી.

કૅનેડા મદ્યનિષેધક (સાધારણ રીતે સ્કૉટ એક્ટને નામે ઓળખાતો) ૧૮૭૮નો ધારો સ્થાનિક પસંદગી વીશેનો ધારો છે. અને આખા કૅનેડામાં જે પરગણાં કે શહેરમાં મદ્યના વેપાર વિરૂદ્ધ વધારે મત મળે ત્યાં તે બંધ કરવા સારૂ ઘડવામાં આવ્યો હતો.

એના ત્રણ ભાગ પાડવામાં આવ્યાછે. પહેલા ભાગમાં બીજો ભાગ કાંતો સ્વીકારાય કે કાંતો રદ કરાય તે માટે યોજના કરીછે. બીજો ભાગ નિષેધ વિશેનો છે. તે મત આપનારાઓના સ્વીકાર્યા વગર અમલમાં આવી શકે તેમ નથી. ત્રીજા ભાગમાં કાયદો સ્વીકારાયા પછી કેમ તેને અમલમાં આણવો તે છે.

એ ત્રણે ભાગનો સાર અનુક્રમે નીચે પ્રમાણે છેઃ—

## ભાગ ૧ લો.

અરજી કરવા બાબત—કોઈ પણ શહેર કે પરગણામાં મત આપનારાઓનો એક ચતુર્થાંશ ગવર્નર જનરલ ઇન કૌંસિલને અરજી કરે કે અમારા શહેર કે પરગણામાં એ ધારા બાબત મત લો. પછી ગવર્નર જનરલ ઇન કૌંસિલ મત લઈ રજુ કરનાર અમલદાર નીમે, મત આપવા સારૂ દિવસ મુકરર કરે, અને મત એકઠા કરવાને સારૂ જે જે ગોઠવણો અગત્યની હોય તે કરે.

મત આપવા બાબત—મત કાગળમાં લખીને તે કાગળ કોઇને દેખાડ્યા વગર પેટીમાં નાંખવા, મત એકજ દિવસમાં આપી દેવા. દરેક મ્યુનિસિપાલિટીના દરેક વિભાગમાં મત લેવાની એક જગા હોવી જોઇએ.

દગો ફટકો ન થાય તે સારૂ સખત સજા ફરમાવેલી છે. મત આપનારાઓને ખવડાવવા પિવડાવવાની મનાઈ છે. અને મત આપવાને દિવસે આખો દહાડો દારૂ વેચવાની દુકાનો બંધ રાખવી. આમની સભાને સારૂ સભાસદ મોકલવાનો જેને હક હોય તેમને એ સ્કૉટ ઍક્ટમાં મત આપવાનો પણ હક છે.

અમલમાં આણવા બાબત—જો એકઠા કરેલા મતમાં વધારે એ કાયદાની તરફેણમાં હોય તો તેને અમલમાં આણવા સારૂ એક ઢંઢેરો કાઢવો. પણ જે પરગણાંઓમાં પરવાનગી આપવાની રીત જારી હોય ત્યાં મત મેળવ્યા પછી પાંચ મહીને, અને જ્યારે પરવાનગીની રીત નીકળી જાય ત્યારે તે કાયદો અમલમાં આણવો. જે પરગણામાં પરવાનગી આપવાની રીત ન હોય ત્યાં તો એ કાયદો સ્વીકાર્યા પછી ત્રણ મહીને અમલમાં લાવવો.

રદ કરવા બાબત—આ ધારો એ એકવાર સ્વીકારાયો હોય, તો ઓછામાં ઓછાં ત્રણ વર્ષસુધી અને જ્યાં સુધી તે રદ કરવા, મત આપનારાઓએ મત ના આપ્યા હોય ત્યાં સુધી તે રદ થઈ શકે નહીં. જો એ ધારો ના કબુલ થાય, કે રદ થાય તો ત્રણ વર્ષ લગી એને સારૂ ફરી મત અપાય નહીં.

---

## ભાગ ૨ જો.

નિષેધ—કોઈ પણ પરગણામાં અથવા શહેરમાં જે દિવસથી એ ધારો અમલમાં આવે તે દિવસથી તે જારી રહે ત્યાં સુધી, હવે પછી આપવામાં આવશે, તે સિવાય બીજી કોઈ રીતે અથવા નિમિત્તે ફરી દારૂ વેચવો નહીં.

સામટું વેચાણ કરનારાઓ—જે લોકોએ ખાસ પરવાનગી મેળવેલી હોય તે લોક દારૂનું સામટું વેચાણ કરી શકે, પણ દસ ગૅલનથી ઓછો વેચી ના શકાય. એલ કે બીઅર આઠ ગૅલનથી ઓછો ના વેચાય. ફકત પરવાનગીવાળા ઔષધ વેચનારાઓને, બીજા સામટું વેચાણ કરનારાને, અથવા જે લોકોને સારૂ તેમને ભરૂસો હોય કે તેઓ એ દારૂ જ્યાં નિષેધક ધારો નહીં ચાલતો હોય ત્યાં લઈ જઇને વાપરશે તેમનેજ આ વેચાણ કરવું.

પોતાને ઘેર દ્રાક્ષમાંથી બનાવેલો દેશી દારૂ પરવાનગી મેળવીને ગમે તેને વેચી શકાય, પણ તે દશ ગૅલનથી ઓછો નહીં. જો ઔષધના કે ધર્મક્રિયાના કામમાં જોઇતો હોય તો એક ગૅલન જેટલો પણ વેચી શકાય.

ઔષધ વેચનારાઓ—સનદ મેળવી હોય તેવા ઔષધ વેચનારાઓ વેચી શકે પણ એક પાઇન્ટથી ઓછો કોઈ વખત નહીં. નાના ગામમાં એકજ દવા વેચનારને પરવાનગી મળે. કસબામાં બેનેજ, અને મોટાં શહેરમાં દર ચારહજાર માણસની વસ્તીએ એક વેચનારને પરવાનગી મળે. ફકત દવામાં, ધર્મક્રિયામાં અને કોઈ હુન્નર, ધંધા કે બનાવટમાં એનો પ્રમાણિકપણે ખપ પડતો હોય તેમાં દારૂ વેચવાની, દવા વેચ-નારાઓને પરવાનગી છે. ધર્મક્રિયામાં દારૂ જોઇતો હોય તો પાદરીની સહીવાળું સર્ટીફીકેટ હોય તોજ વેચાતો આપવો. દવાસારૂ જોઈતો હોય તો દાક્તરનું સર્ટીફીકેટ જોઇએ. અને જો બીજા ઉપયોગ સારૂ જોઈતો હોય તો બે "જસ્ટીસ ઑફ ધી પીસ"ની સહીવાળા સર્ટીફીકેટ સિવાય કોઇને મળે નહીં. પરવાનગીવાળા ઔષધ વેચનારે એ બધાં સર્ટીફીકેટને ફાઇલમાં એકઠાં કરી મુકવાં જોઇએ, દારૂનું વેચાણ થયું હોય તેનો બરોબર હીસાબ રાખવો જોઇએ અને તેનો રીપોર્ટ કરી ત્યાંની વસુલાત ઉઘરાવનારને આપવો.

---

## ભાગ ૩ જો.

સજા—કાયદા વિરૂદ્ધ વેચાણ કરનારને નીચે મુજબ સજા ફરમાવે-લીછે. પહેલીવાર ગુન્હો કરે તેને દશ પૌંડ કે તેથી વધારે રકમનો દંડ કરવો. બીજીવાર કરે તો ઓછામાં ઓછો વીશ પૌંડ દંડ કરવો. જો ત્રી-જી વખત કરે તો તેને, અને તે પછીને સારૂ વધારેમાં વધારે બેમાસના કેદખાનાની સજા છે.

જે કારકુન કે આડતીઓ કોઇને બદલે વેચતો હોય તે, અને તેનો શેઠ બંને ગુન્હેગાર ગણાશે, અને સરખી શિક્ષાને પાત્ર થશે.

જે દારૂ, અને દારૂ ભરેલાં વાસણો ગુન્હાના સંબંધમાં વપરાયાં હશે તે બધાં જપ્ત કરવામાં આવશે.

રીત—આ કાયદાની વિરૂદ્ધ ગુન્હો કરનાર ઉપર જેમનો અધિકાર છે, તે માણસોની કેટલે સુધી સત્તા છે તથા તેગણે શી રીતે વર્તવું તે બાબત બરોબર સૂચના આપેલી છે.

અમલ—એ કાયદો તોડનાર સામે ગમે તે કોઈ ફરીઆદી માંડી શકે. વસુલાત ઉઘરાવનાર અધિકારીને ગુન્હો થયો છે એમ લાગે તો કામ ચલાવવાની એની ફરજ છે.

જે જે જગાએ આ "સ્કૉટ ઍક્ટ" ચાલે છે તેને સારૂ પરવાનગી આપનાર કમીશનરો અને ઇન્સ્પેક્ટરો નીમવાની ગોઠવણ કરેલી છે. વળી એવી આજ્ઞાછે કે આ ધારો બરોબર અમલમાં આવેછે કે નહીં તેની તપાસ રાખવી એ તેમનું કામ છે.

પુરાવો—ફરીઆદ ચલાવવામાં જે દારૂ કાયદો તોડીને વેચ્યો તે કેવી જાતનો હતો, અથવા શા ભાવનો હતો તે જણાવી શકવાની સાક્ષીને કાંઈ જરૂર નથી. એટલું સાબીત થાય કે કેફી વસ્તુની લેવડદેવડ ગેરકાયદે થઈ હતી તો બસ છે. જ્યાં સુધી ઉલટું સાબીત નથી થયું ત્યાં સુધી કોઈ પણ જગાએથી દારૂ અથવા તેના વેચાણનાં સાધન મળી આવે તે સ્પષ્ટ પુરાવો છે, કે વેચાણસારૂ ગેરકાયદે માલ રાખ્યો. "સ્કૉટ ઍક્ટ" તોડનાર ગુન્હેગારના ધણી કે સ્ત્રી યોગ્ય સાક્ષીછે અને તેને સાક્ષી આપવાની ફરજ પાડી શકાય.

સાક્ષીઓને ફેરવવા બાબત—ફરીઆદમાં કોઈ આદમી સાક્ષીને ફેરવવા પ્રયત્ન કરે તો તે દશ પૌંડ દંડની સજાને પાત્ર થશે.

માંડી વાળવા બાબત—એ ધારો તોડનાર ઉપર ફરીઆદ થાય, અને ગુન્હો સાબીત થાય, તેમાંથી તેને બચાવી લેવા માટે ગુન્હો દાબી દેવાને કે ખાનગી રીતે માંડીવાળવાને કોઈ માણસ પ્રયત્ન કરશે, તેને સાબીત થતાં વધારેમાં વધારે ત્રણ માસના કેદખાનાની સજા થશે.

અપીલ—જડજ, પગારદાર કે પોલીસ મૅજીસ્ટ્રેટ, શેરીફ રેકર્ડર અથવા પૅરીશ કચેરીના કમીશનરે ગુન્હેગાર ઠરાવ્યો હોય તેની સામે કોઇથી અપીલ થઈ શકશે નહીં.

૧૮૭૮ ના અક્ટોબર માસમાં, ન્યુબ્રન્સ્વીકમાં ફ્રેડ્રિક્ટન શહેરમાં પહેલ વહેલા એ કાયદા સારૂ મત લેવામાં આવ્યા. ઇંગ્લાંડમાં પાર્લામેંટની ચુંટણી વખત જેવી સરસાઈ થાય છે, તેવીજ તે વખત થઈ હતી. એ બાબત ઉપર લાંબા વખત સુધી સામસામા પક્ષની તકરાર ચાલ્યા

કરી હતી. મદ્યની તરફેણવાળો અને નિષેધક બંને પક્ષોએ સારી રીતે ગોઠવણ કરી હતી, અને મત આપનારાઓ બરોબર જૂદા પડી ગયા હતા. બંને તરફવાળાને લાગ્યું હતું કે આ મોટા વિગ્રહમાં આ આરંભનું યુદ્ધછે તેમાં પહેલો ઝટકો ઘણોજ અગત્યનો છે. પરિણામે એ થયું કે થોડા વખત ઉપર થએલી પાર્લામેંટની ચુંટણી વખત કરતાં વધારે મત આપનારાએ મત આપ્યા; અને ૨૦૩ ની વિરૂદ્ધ ૪૦૩ મતે કાયદો પસાર થઈ ગયો. આ જયની પાછળ બીજા વિજય થવા માંડ્યા. ન્યુબ્રન્સ્વીકમાં ૧૪ પરગણાં અને ત્રણ શહેરો છે. તેમાંનાં ૧૦ પરગણાં અને બે શહેરોમાં એ ધારો હાલમાં અમલમાં છે. મુખ્ય શહેર સેન્ટજૉનમાં એ ધારો સ્વીકારાયો નથી. પણ એ ધારો કાયદા તરીકે મંજુર થયો ત્યારપછી થએલી બે ચુંટણીની વખતે પહેલીવાર કુલ ૨૧૫૦ મતમાં બે મત એ વિરૂદ્ધ વધારે થવાને લીધે, અને બીજી વખત કુલ ૩૨૯૭ મતમાં ૭૭ મત એ વિરૂદ્ધ વધારે થવાને લીધે પસાર થયો નહતો. આ કાયદાની તરફેણના મતમાં બહુ ઘટાડો થયો છે, ફ્રેડ્રિક્ટનમાં થએલી ત્રણ ચુંટણી વખતે એમ લાગ્યું હતું કે અગાઉ કરી ગએલા ઠરાવોને રદ કરવા એ અશકયછે. એ કાયદાની તરફેણમાંથી ઘણા મત ઘટ્યા છે. આનું કારણ શોધી કહાડવાની તક મને મળી નથી.

નોવાસ્કોશીયાનાં ૧૮ પરગણાં અને એક શહેરમાંથી તેર પરગણામાં એ ધારો સ્વીકારવામાં આવ્યો છે.

મેનિટોબાનાં પાંચ પરગણામાંનાં ત્રણમાં આ કાયદો અમલમાંછે. ત્યાંના મુખ્ય શહેર વિનિપેગનો મદ્યનિષેધક પક્ષ એની પહેલી અજમાયશ કરી જોવાની તૈયારીમાં છે.

પ્રિન્સ એડવર્ડ બેટમાં ત્રણ પરગણાં અને એક શહેરછે તે બધામાં આ ધારો ચાલે છે.

ઑંટેરીઓમાં ૩૮ પરગણાં અને ૧૧ નગર છે. તેમાંનાં ૨૫ પરગણાં અને બે શહેરમાં એ સ્વીકારાએલો છે.

ક્વિબેકનાં ૫૯ પરગણાં અને ચાર શહેર છે; માત્ર પાંચજ પર-

ગણુામાં એ કાયદો ચાલે છે. પણ કિવએકના ઘણાખરા ભાગમાં એક પ્રાંતીય નિષેધક ધારો ચાલેછે. બ્રિટિશ કોલમ્બિયામાં પાર્લામેંટની ચુંટણી કરનારાં પાંચ સ્થાન છે, પણ તે બધાં નિષેધની બાબતમાં એવાં મંદ છે, અને દારૂની તરફેણનો સ્વાર્થ એટલો જબરોછે કે એ કાયદો હજી સુધી અજમાવી જોવામાં પણ નથી આવ્યો. વસ્તીનો અડધો ભાગ ઈંડીઅનો છે; તેમને દારૂનું વેચાણ કરવાની બંધી ત્યાંના કાયદાઓએ કરેલી છે, અને તે સારૂ સખ્ત સજા ઠરાવી છે. આથી તેમનું રક્ષણ થાય છે, અને તેમના ગોરા સ્વદેશીઓને કમનસીબે એ રક્ષણનો લાભ મળતો નથી.

આ કાયદાની વિરૂદ્ધ મતવાળાઓની દલીલ એવીછે કે જે જગાએ એ ધારો સ્વીકારાયો છે ત્યાં મદ્યપાન ઘટવાને બદલે વધ્યું છે.

એના જવાબમાં હું આ બાતપર લક્ષ ખેંચુછું કે જે ૬૩ જીલ્લાઓમાં એ ધારો દાખલ થયો છે તે બધામાં એમનો એમ તે આજ સુધી (અકટોબર ૧૮૮૭) ચાલુજ છે. ફકત એક ઠેકાણે લૅમ્બટન કૉાન્ટેરીઓમાં એનો ઇતિહાસ વિચિત્ર થયો છે. ત્યાં ૧૮૭૯ માં કુલ ૪૯૧૯ માંથી ૨૧૫ વધારે મતે તે સ્વીકારાયો હતો, ૧૮૮૧ માં કુલ ૫૮૧૯માંથી ૧૦૫ વધારે મતે રદ થયો હતો અને વળી પાછો ૧૮૮૫માં કુલ ૬૧૦૪ મતમાંથી ર૯૧૨ વધારે મત મેળવી પસાર થયો હતો. મત આપનાર વિભાગે નિષેધનો એકવાર સ્વીકાર કર્યા પછી ફરીથી મદ્યનો વેપાર જારી કર્યો એવો આ એકજ દાખલો છે. અને તેમાં ચુંટણી પરથી હાલ માલમ પડયું છે કે તેમણે પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ દેખાડયો છે. જે ૬૩ જીલ્લામાં તે સ્વીકારાયો છે તેમાંના માત્ર છ એ તે રદ કરવા પ્રયત્ન કર્યો છે. આ ધ્યાનમાં લેવા જોગછે. એમ સ્પષ્ટ જણાય છે કે આ ધારો જે ભાગમાં અમલમાં છે ત્યાં એ ચાલુ રાખવામાં બહુ ફાયદો લાગેછે. એકંદર ૧,૬૧,૦૦૦ મત એની તરફેણમાં અને ૧,૧૧,૦૦૦ એની વિરૂદ્ધછે. જે જગાએ નિષેધક ધારો થોડો કે ઘણો અમલમાં છે ત્યાં તે ફતેહમંદ નીવડયોછે કે નિષ્ફળ થયો છે તેની ખાતરી દરેક માથા દીઠ કેટલો દારૂ ખપે છે તે જોવાથી થાય છે.

કૅનેડા સંસ્થાનના સાતભાગમાંના દરેકમાં માથાદીઠ હર વર્ષે કે-

ટલા ગૅલન દારૂની ખપતછે તે નીચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| પ્રાંતનું નામ. | માથા દીઠ કેટલા ગૅલન ખપેછે. |
|---|---|
| પ્રિન્સ એડ્વર્ડ બેટ | ·૮૮૪ |
| નોવાસ્કોશીઆ | ૧·૩૨૩ |
| ન્યુબ્રન્સ્વીક | ૧·૫૭૪ |
| મૅનિટોબા | ૨·૨૫૨ |
| ક્વિબેક | ૩·૮૭૩ |
| ઑન્ટેરીઓ | ૪·૭૬૧ |
| બ્રિટિશ કોલમ્બિઅયા | ૭·૭૭૯ |

આ પ્રાંતોમાં જે પ્રમાણમાં નિષેધક ધારો સ્વીકારાયો છે તે, અને ઉપરના આંકડાઓ સરખાવી જોતાં સ્પષ્ટ જણાશે કે પ્રમાણમાં મદ્યની ખપત ઘટતી જાય છે. પ્રિન્સ એડ્વર્ડ બેટના બધા જીલ્લાઓમાં નિષેધક ધારો પૂર્ણ રીતે ચાલે છે; ત્યાંના કરતાં બ્રિટિશકોલમ્બિઅયામાં દારૂનો વેપાર નવગણો વધારે ચાલે છે, કેમકે ત્યાં દારૂની દુકાનો જેટલી આબાદીમાં છે તેટલી ઇંગ્લાંડમાં મેં બીજા કોઈ શહેરમાં જોઈ નથી. આ ઉઘાડો તફાવત છે.

આ વર્ષે મુખ્ય આમની સભામાં મત લેવાયા હતા, તે ઉપરથી સાબીત થાય છે કે લોકોએ ચુંટી કાઢેલા સભાસદો સંપૂર્ણ રીતે સ્કૅાટ ઍક્ટની તરફેણમાં છે. એ કાયદો સમૂળગો રદ કરવાની દરખાસ્ત અને નિષેધક ધારો સ્વીકારેલા પ્રાંતોમાં બીઅર તથા દ્રાક્ષનો દારૂ વેચવાની માગણી રદ થઈ હતી. એ મત પક્ષ પ્રમાણે જૂદા પડયા નહોતા. લિબરલ તથા કન્સરવેટીવ બંને પક્ષના સભાસદોનો વધારે મત કાયદો રાખવાની તરફ હતો.

નીચેની બાબતો ઉપર લક્ષ દેતાં એ ધારાના શત્રુઓની તકરારનું મારે મનથી કાંઈ વજન રહેતું નથી.

૧. જે જીલ્લા એકવાર એ ધારો ગ્રહણ કરેછે તે તેને વળગી રહેછે.

૨. જે પ્રમાણમાં ધારો સ્વીકારાય છે તેજ પ્રમાણમાં દારૂનો ઉપયોગ ઓછો થતો જાય છે.

૩. પાર્લામેંટમાં બંને રાજ્યપક્ષ મળી ઘણા મતે એ ધારો રદ

કરવા અથવા તેમાંથી કાંઈ ઓછું કરવાની વિરૂદ્ધ છે.

આ ધારો સ્વીકારાએલો હોય એવા ઘણા જીલ્લામાં હું ગયો છું. બેશક કેટલાકમાં એનો અમલ બરોબર થતો નથી. પોલીસ મેજીસ્ટ્રેટો તથા ઇન્સ્પેકટરો જેમનું કામ ગુન્હેગારોનો બરોબર ન્યાય કરાવવો એ છે તેમની સામે ત્યાંનાં વર્તમાનપત્રો બહુ ફરીઆદ કરે છે. પણ કાયદા મુજબ વર્તનારા સર્વ લોકો એ ધારો પાળે છે તથા તેનો બચાવ કરે છે. અને વફાદારીથી તેના બધા નિયમો અમલમાં લાવે છે. એવે છ ઘેર હું પરોણા તરીકે રહ્યો હતો કે જેના ઘરધણીઓ પંડે દારૂ ન પીનારા નહોતા, તે છતાં આ કાયદા પસાર થયાથી જણાએલા સામાન્ય લોકમતને માન આપી ઘરમાં કોઇપણ જાતના દારૂનો છાંટોએ નહોતા રાખતા.

દારૂ વેચનારા સિવાય બીજા ધંધાદારીઓ એ કાયદાની બહુ તરફેણમાં છે; કેમકે એથી જે પૈસા દારૂવાળાઓને ત્યાં જતા તે તેમને મળે છે.

લોકોનો સામાન્ય મત એવો છે કે જ્યાં સ્કૉટ ઍકટ સખતાઈથી અને બરોબર રીતે અમલમાં છે ત્યાં તે એ મોટું સુખનું કારણ થઈ પડયું છે, અને એ રદ કરવાની માગણી કોઈ પણ તરફથી થતી નથી. જ્યાં તે સારી રીતે અમલમાં નથી આવતો ત્યાં પણ એણે કરીને લોકોનો પીઠાંઓ ઉપરનો મોહ ઉતરી ગયો છે. અને કૅનેડામાં દારૂની જ્યાફતોની રીત બહુ સાધારણ હતી તે નાશ પામી છે.

કૅનેડા તથા ઇંગ્લાંડની મિતપાનતાનો તફાવત દરેકમાં માથાદીઠ ખપતા દારૂપરથી માલમ પડશે. કૅનેડામાં એક ગૅલન દર માથે ખપેછે. તો ઇંગ્લાંડમાં દશ ગૅલન ખપે છે.

આ ધારાના અમલ બાબત મેં વિસ્તારથી વિગત આપી નથી. જરૂરની બાબતો મેં આ પ્રકરણની કહી છે; અને હું ધારૂં છું કે ઇંગ્લાંડનો દરેક મદ્યનિષેધક મારાં અનુમાન કબુલ રાખશે, કે કૅનેડાના લોકો જેમણે નિષેધ સ્વીકાર્યો છે તેમને તે ઘણો પસંદ છે અને તે મૂકી દેવાને તેઓ બીલકુલ ખુશી નથી. અને બધા લોકોના મત તેમણે ચુંટેલા સભાસદોપરથી જણાય છે કે તેમને એ ધારો રદ કરવાનો ઈરાદો નથી.

આવી બાબતમાં લોકના સ્વાર્થને સારૂ શું સારૂં છે, અને શું ખોટું છે તે તેઓ પોતેજ સૌથી સારી રીતે સમજી શકે.

કૅનેડાનો મદ્યનિષેધક પક્ષ પણ સ્કૉટ્ ઍકટને નિષેધનું પહેલું પગલું માનેછે. મારો અભિપ્રાય તો એવો છે કે, મેઇનમાં ચાલે છે એવો સાર્વત્રિક મદ્ય નિષેધક ધારો કૅનેડામાં થવાને થોડા વખતનો વિલંબછે. સ્કૉટઍકટના અનુભવથી લોક મત ઘણી ઝડપથી સુધરી ગયો છે, બધે લોકોનું વલણ નિષેધ તરફ છે એવું મને માલમ પડ્યું છે. આ વાત કૅનેડાના મદ્ય નિષેધક પક્ષના સુધારકોની આશા તથા ઉત્કંઠાને બહુ ઉત્તેજક છે.



## પ્રકરણ ૧૦ મું.

### પૅસિફિક મહાસાગરપર સફર.

કૅનેડિઅન પેસિફિક રેલવે કંપનીએ રેલવેની ગોઠવણ બહુ ઉત્તમ કરી છે પણ તેમની આગબોટો સારી નથી. વાંકુઅરથી જાપાન જવા પૅસિફિકપર સફર કરવા મેં પોર્ટ વિકટર નામે આગબોટમાં સપ્ટેમ્બરમાં ઉપડવાની ટીકીટ લીધી. દહાડો બદલાતાં છેક સાતમી અકટોબરે ઉપડવાનું ઠરચું; તે દહાડે તો આગબોટનુંએ ઠેકાણું નહોતું. કંપનીના માણસો પણ કંઈ ઠેકાણાસર ખબર આપી શક્યા નહીં, અંગ્રેજોની રીત પ્રમાણે હમે બધા મુસાફરો બહુ બબડ્યા, બીજે દહાડે કલાકના કલાક વાટ જોયા પછી એસ્કીમોના વિશાળ બંદરમાં આગબોટ આવી.

બહુજ ગરબડ અને અંધાધુની આગબોટમાં માલમ પડ્યાં. વાંકુઅરથી સૌથી વધારે ઉતારૂ હતા તે ઉપરાંત કંપનીના આડતીઆએ બીજા સાઠ ચીનાને વિકટોરીઆથી ભર્યા હતા. વગ બીલકુલ હતી નહીં. કેપ્ટનને આ વાતની ખબર નહોતી.

ઝટપટ ધમાધમમાં ખાણું ખાધા પછી જ્યારે કેબીનના ઉતારૂઓએ સુવાની જગા માગી ત્યારે માલમ પડ્યું કે વહાણમાં ફક્ત ૧૨ કેબીનના ઉતારૂઓને સારૂ ગોઠવણ હતી તેથી કૅનેડિઅન પૅસિફિકરેલવેના આડતીઆને અમલદારોનાં કેબીન ખાલી કરાવવાં પડ્યાં અને નવાં

કામ ચલાઉ કેબીન કરાવવાં પડ્યાં. પોર્ટ વિકટર બીજા વર્ગની આગબોટછે એમ જાણીને પહેલેથીજ મેં વધારે પૈસા આપી મારે અને મારી દીકરીને સારૂ બે આખા ઓરડા જુદા રખાવ્યા હતા. એમાંનો એક તો નહાવાની ઓરડીનો બનાવી દીધો હતો. તેમાં દુર્ગંધ ઘણી હતી, અને જીવડાં બહુ હતાં.

બે સ્ત્રીઓ મિશનરી કામ સારૂ જતી હતી તેમને એક નાની સરખી ઓરડી આપવામાં આવી હતી. એ અસલ સીધું ભરવાની ઓરડી હતી તેથી તેમની પથારીઓ પેટીઓ વગેરે નળી ફાટવાથી પલળી જતાં હતાં. બે પુરૂષોને ચીમની આગળ એક ઓરડો બનાવી ગોંધ્યા હતા. ત્યાંની ગરમી ૮૫ થી ૧૦૦ ડીગ્રી થઈ ગઇ હતી તેથી તેમને જમવાના ઓરડામાં બેઠકો ઉપરજ સુઈ રહેવું પડચું. અગાઉ સફરે જઈ આવ્યા પછી મને લાગે છે કે આગબોટ સાફ કરવામાં આવી નહોતી. મારી દીકરીનો ઓરડો અને મારો ઓરડો સાફ કરાવ્યો. તેમાંથી નીકળેલો કચરો અને મુએલાં જીવડાંથી તોબા. જમવાનો ઓરડો માત્ર સોળ માણુસ બેસે એટલો હતો. ત્યાંના અમલદારો સુદ્ધાં અમે ૩૪ આદમી હતાં તેથી જમવાની બે પંગતો કરવી પડતી અને રસોઇઆ વગેરે નોકરોને શકિત ઉપરાંત કામ કરવું પડતું.

મુસાફરીમાં શું થશે તે અમે બધાએ જોઈ લીધું હતું. સાત વાગ્યા એટલે કયારે લંગર કહાડીને ઉપડીશું તેનો દર ક્ષણે વિચાર કરવા લાગ્યા એટલામાં તો એક નાની આગબોટમાં લાકડાનાં પાટીઆં અને વીસ સુથારો આવ્યા, અને ખબર મળી કે તે રાતે ઉપડી શકાય એમ નથી કેમકે પેલા સાઠ ચીનાઓ સારૂ સુવાની ગોઠવણ થવી જોઇએ. અમે સુતા પણ ઉંઘ્યા નહીં, કેમકે કામ કરનારાઓની ગડબડ ઘણી હતી. આખરે જેમ તેમ કરીને અકટોબરની નવમી તારીખને રવિવારે સવારે પાંચ વાગે ઉપડ્યા. બપોર થતામાં ઑલિમ્પીઅન પર્વતની સુંદર હાર નજરથી દૂર થતી ગઈ અને વિશાળ પૅસિફિક ઉપર આવ્યા.

કૅનેડિઅન પૅસિફિક રેલ્વેને ઇનસાફની ખાતર એમતો કહેવું જોઇએ કે આ બધા અંધેરનો વાંક કંપનીનો જણાતો નથી. એ આગબોટો કંપનીનો એક જુદો ઇજારદાર ફેરવેછે, અને તેની આગબોટો જૂની છે.

કંપનીની પોતાની આગબોટો થાય ત્યાં લગી ઇજારદારની બેદરકારી માટે કાંઈ ઈલાજ નથી. થોડા મહિનામાં કંપનીના હાથમાં એ કામ આવશે ત્યારે જેવી રીતે જમીન ઉપર મુસાફરી કરનારાઓને કશી અડચણ નથી પડતી તેવીજ રીતે સમુદ્રપર સફર કરનારાને પણ નહીં પડે. એટલે કોઇને કાંઈ ફરીઆદ કરવાનું કારણ રહેશે નહીં.

વહાણમાં માય એથી બમણાં માણસોને ભરી જવાં એ ઘણું ગેરવાજબી છે. વળી તોફાની ઋતુ હોય ત્યારે તો અસહ્ય દુઃખ ખમવું પડે છે. જીવડાં શરીરપર ચઢે, અને કાર્બોલિક એસિડ નાંખ્યા વગર સુવાય નહીં એવી ગંદી ઓરડીને સારૂ દોઢગણું ભાડું લેવું એ છેતર્યા બરોબરછે. ચીન કે જાપાન જતાં જ્યાં સુધી કંપનીનો વહીવટ સુધરે નહીં ત્યાં સુધી તેની આગબોટોથી દૂર રહેવુંજ સારૂછે. સુભાગ્યે અમારા વહાણનો કૅપ્ટન બહુ સારો હતો તેણે ગેરબંદોબસ્ત દૂર કરવા બન્યું તેટલું કર્યું. એના ઉપરીઓ એના ઉપર ભરોસો રાખે છે તથા તેને પદવી ચઢાવે છે તેને તે (કૅપ્ટન બર્ડ)લાયક છે. એની ગોઠવણને સારૂ વહાણપરના બધા ઉતારૂઓ એના આભારીછે. વહાણના અમલદારો જોડે એ બહુ મળતાવડો હતો. વહાણપર જે હરકતો હતી તેમાંની ઘણી એની ગોઠવણને લીધે દૂર થઈ હતી.

પૅસિફિક પરની સફર વિશે થોડુંજ કહેવાનું રહ્યું છે. હવા એકંદર રીતે ઠીક હતી. દશ દહાડા સુધી પવન ઘણો હોવાને લીધે સફર અરાઢ દહાડા લંબાઈ. પૅસિફિક મહાસાગર ઘણો શૂન્ય લાગે છે. ત્યાં વર્ષાદ તથા ધુમ્મસ હમેશ રહેછે. "જાપાની વહેળો" જે ઉષ્ણકટિબંધ તરફથી દિવસના ચાળીસથી સો માઇલની ઝડપે વહેછે, તેને લીધે સફરના પાછલા ભાગમાં તાપ ઘણો લાગ્યો. હવા ભેજાળછે. ઉતારૂઓ પોતાનો ઘણોખરો વખત વાર્તાની ચોપડીઓ વાંચવામાં કહાડેછે. પંચમાં ટોબિની ડાયરી લખનાર પ્રખ્યાત લેખક એચ. ડબલ્યુ. લુસીની "ઇસ્ટ બાય વેસ્ટ" નામની પૃથ્વી પ્રદક્ષિણાની વાર્તાની ચોપડી મેં ઇંગ્લાંડથી લીધી હતી, તે સૌને બહુજ ગમી. હું ધારૂંછું કે દરેક ઉતારૂએ તે વાંચી કે સાંભળી હશે. હવા જો શાંત હોય તો રાત્રે છત્ર હેઠળ બધાં એકઠાં થઈ, ગાયન કરતાં, વાતો કહેતાં સમસ્યાઓ પુછતાં અને ગમ્મતોમાં વખત કહાડતાં,

હવા સારી ના હોય ત્યારે અમારા ખીચોખીચ ભરાએલાં કેબીનોમાં જઈ ઉઘતાં.

અમારી સાથેના ચીના મુસાફરોથી અમને ઠીક મઝા પડતી. એ લોકોને વહાણના આગલા ભાગમાં રાખવામાં આવ્યા હતા. હવા ચોખ્ખી હોય ત્યારે તેઓ તુતક ઉપર જમતા, તેઓ ખાનારા જબરા હતા. અને ખાતાં ખાતાં હર્ષથી બૂમો પાડતા. જ્યારે હવા તોફાની હોય અને તે નીચે પેસી જતા ત્યારે, બહુ જુજ કીમતના ત્રાંબાના સીક્કાવડે તેઓ જુગાર ખૂબ રમતા. એવા હજાર સીક્કા મળી આશરે દોઢ રૂપીઓ થાય. દરીઆમાં તોફાન થતું હોય ત્યારે તેઓ "ચિન-ચિન જોસ"નો આશ્રય માગતા. "જોસ" તેમનો મુખ્ય દેવતા છે. તેઓ નક્કી એમજ માનતા કે એમના દેવને ખબર નથી કે વહાણમાં ધાર્મિક ચીનાઓ છે નહીં તો પૉર્ટ વિક્ટરને તે આવી રીતે ડોલાવે નહીં. "જોસ"ને તેઓ કહેણ મોકલતા. કાગળ ઉપર લખતા કે વહાણ પરદેશી રાક્ષસો હાંકે છે તથા કેબીનના ઉતારૂઓ પણ તેવાજ છે, પણ તુતક ઉપર એકસો ત્રેસઠ શ્રદ્ધાળુ માણસો છે, અને તેમને દરીઓ લાગ્યો છે. હાથમાં કાગળના નાના વાવટા લઈ વહાણમાં આસપાસ ફરતા, રીકાબીમાં ચોખા તથા થોડાક ત્રાંબાના સીક્કા દરીઆમાં નાંખી હવા શાંત થવાની પ્રાર્થના કરતા. આ બધું કરવા છતાં તેમના "જોસ"નું અંતઃકરણ પીગળ્યું નહીં અને એક અઠવાડીઆ સુધી પવન જોરમાં રહ્યો. એક ચીનો વહાણમાં સીધુંસામન રાખનાર હતો તે ખ્રિસ્તી હતો તેણે એ બધી ક્રિયાઓ તરફ ધિક્કાર બતાવ્યો, અને અંગ્રેજીમાં ભાગી તુટી રીતે કહ્યું કે હું મૂર્ખ નથી અને "ચિન ચિન જોસ"ને નથી માનતો પણ અંગ્રેજો માને છે તે આકાશના ઈશ્વરને માનું છું.

૨૬ મીની બપોરે ખબર મળી કે યોકોહૅમા ત્રીશ કલાકમાં પહોંચી શકાય એટલેજ રહ્યું હતું. અને જો હવા સારી રહેતો વહાણમાં ફક્ત એકજ રાત રહેવું પડે. પણ રાતે પવન થવા લાગ્યો તથા દરીઓ ઉછળવા લાગ્યો. સત્તાવીશમીએ સવારે તો તોફાન શરૂ થયું. એથી આગળ વધવાનું અટક્યું. તોફાન ઘણું વધી ગયું. વહાણમાં મોજાં તુટી પડવા લાગ્યાં અને વહાણ ડોલંડોલા થવા લાગ્યું. કૅપ્ટન બર્ડની હોશીઆરીથી

કશી પણ ઇજા થયા વગર અમે તે પસાર કરી ગયા. અઠ્ઠાવીસમીએ બે વાગતે સમુદ્ર જરા નરમ પડ્યો, અને આખરે વહાણ યોકોહૅમા તરફ મહા મહેનતે વળ્યું.

ઉતારૂઓ થાકેલા અને ફીક્કા થઈ ગયા હતા. ઘણાકતો બીકના માર્યા આખી રાત જાગેલા હતા. પથારીમાંથી ગબડી પડવાથી કેટલાક નીચે બેસી રહ્યા હતા. મારો ઓરડો વચગાળે આવ્યો હતો તેથી હું રાતના આઠથી સવારના છસુધી, પડાય નહીં માટે તકીઆ ગોઠવી ઉંઘ્યો હતો. ઘણા ઉતારૂઓને તોફાન જોવાની ઇચ્છા હતી. તેમણે જોયું તે એવું હતું કે એકવાર દીઠા પછી ફરીથી તે જોવાની મરજી ન થાય. દશેક વાગે અમે જાપાનના કીનારાના એક બેટ આગળ આવી પ્હોચ્યા. માછીઓની હોડીઓ આગળ થઇને અમે ગયા. કાચમાંથી તરેહવાર ગામડાંઓ તથા ટેકરીઓ દેખાતાં હતા. એક બેટમાં બળતો પહાડ હતો. તે બહુ મોટો નહોતો પણ તેમાંથી ધુમાડી ઘણી નીકળતી હતી. બપોરે યોકોહૅમા નજરે પડવા લાગ્યું. એક કલાકમાં તો અમે લંગર કર્યું, અને ગ્રાન્ડ હોટેલની નાની આગબોટમાં બેસી ખુશીથી પૉર્ટવિકટરને છેલ્લી સલામ કરી.

---

## પ્રકરણ ૧૨ મું.

### યોકોહૅમા.

બીજે દિવસે આવેલી બીજી કોઈ કંપનીની "સિટિઓફ સિડની" નામની આગબોટની હકીકત જયારે સાંભળી ત્યારે પૉર્ટ વિકટરના ઉતારૂઓને પોતાને પડેલી અગવડ સારૂ ધીરજ મળી. એ વહાણને પણ પેલું તોફાન નડ્યું હતું, અને અમારા કરતાં વધારે દુઃખ પડ્યું હતું. તુતક ઉપર અને ઓરડાઓમાં કેડ કેડ સમાન પાણી ફરી વળ્યાં હતાં. એની એકાદ બે હોડીઓ ડુબી ગઈ હતી, અને એક ખલાસી બુડી મુઓ હતો.

યોકોહૅમામાં એ લોકો અમારાવાળી હોટેલ (વીશી)માં ઉતર્યા હતા. એમનો સામાન બધો પલળી ગયો હતો અને તેઓ બહુ થાકી ગયા હતા. અમારા અનુભવપરથી એમ લાગે છે કે એ મહાસાગર પૅસિફિક (શાંત) નામને યોગ્ય નથી.

યોકોહૅમા બંદરમાં થોડા ભાગમાં યુરોપીઅનો અને થોડામાં જાપાની લોકો વસેછે. એકાદ માઈલ સુધી યુરોપીઅન વેપારીઓનાં ર- હેઠાણ આફીસો વગેરે છે, તે ભાગ ઘણો સુંદર છે. બંડ નામે એક મોટું મેદાન છે. ત્યાં મુખ્ય વીશીઓ, એક કલબનું સુંદર મકાન તથા બીજાં સારાં સારાં ઘર આવેલાં છે. એની પછવાડી "મેઇન સ્ટ્રીટ" નામે મહેલો છે, ત્યાં કેટલીક પેઢીઓનાં મકાનો, વેપારીઓની આફીસો વખારો વગેરે કામકાજની જગાઓ આવી છે. શહેરને છેડે ટેકરી છે તે ઉપર સુંદર બંગલા છેટે છેટે છે. જાપાની લોકવાળા ભાગમાં પણ ઘણી સરસ દુકાનો, વખારો વગેરે છે. ત્યાં ચોખા, રેશમ, ભરતનું કામ, લાખોટેલાં વાસણ, માટીનાં વાસણ અને ધાતુનું કામ વેચાયછે.

યોકોહૅમામાં વેપાર સારો ચાલે છે, ત્યાં ડક્કા કે ગોદીઓ નથી. વહાણો અખાતમાંજ લંગર કરે છે. જુદી જુદી પ્રજાની વીશ કે ત્રીશ આગબોટો, અને ત્યાંની દેશી હોડીઓ તથા નાની આગબોટો એ બધું મળીને દેખાવ ઘણો સરસ તથા ઉદ્યમી લાગે છે. ત્રણચાર અંગ્રેજી, બે એક યુનાઈટેડ સ્ટેટ્સની, એક ફ્રેંચ, એક જર્મનીની આગબોટો, અને અકેકી અમેરીકાની જાપાનની અને રશીઆની મનવારો એમ જુદા જુદા દેશનાં વહાણો મારી નજરે પડ્યાં. સાધારણ રીતે દુનીઆના બધા દેશોમાં ચાલે છે તેજ પ્રમાણે જાપાનનો માલ લઈ જવાના વે- પારનો ત્રણ ચતુર્થાંશ ભાગ અંગ્રેજી વહાણો ચલાવે છે યોકોહૅમામાં ૧૨૫૦ યુરોપીઅનો વસે છે. તેમાં ૫૮૭ અંગ્રેજો, ૨૨૮ યુનાઈટેડ સ્ટેટ્સના વતનીઓ, ૧૬૦ જર્મનો અને ૧૦૯ ફ્રેંચ લોક છે. ૨૫ વર્ષ ઉપર તો એ માત્ર નાનું સરખું માછલાં પકડવાનું ગામડું હતું. હવે તો સીતેર હજાર માણસની વસ્તીવાળું મોટું શહેર થઈ ગયું છે. કૅનેડા અને યુનાઈટેડ સ્ટેટ્સથી ચીન તથા ઈસ્ટ ઇંડિઝ તરફ જવાના રસ્તા પરનું એ મોટું બંદરછે. ઘણી આગબોટોનું પૂર્વ તરફનું છેલ્લું સ્ટેશન છે.

ગ્રાન્ડ હોટેલ નામની વીશીમાં અમે ઉતર્યા હતા. પૂર્વ તરફની વીશીઓમાં એ સૌથી સારી કહેવાય છે, તે ખરૂં છે કેમકે એનાથી સારી વીશી પૂર્વ કે પશ્ચિમમાં મારા જાણ્યામાં નથી. ઠરીઠામ પડ્યા પછી "જીન રિકિશ"માં સ્વારી કરવા સારૂ અમે શહેરમાં નીકળ્યા. એ આખા જા-

પાનમાં બધે એજ વાહન છે. ગાડી કે ઘોડો મળવો અશક્ય છે. ગમે તેટલું દૂર જવું હોય, બીજે ગામ જવું હોય, તોપણ એમાંજ જવાયછે. આ ગાડી હાથે ઠેલવાની છોકરાંની ગાડીને કાંઈ મળતી છે. ઉપર ઉઘડે વસાય એવી ધમણ હોય છે, અને એકજ માણસ બેશી શકે તેવી ગોઠવણ હોય છે. એ બહુ હલકી હોય છે. એને ચારેક ફીટના વ્યાસનાં પૈડાં હોય છે. બે લાંબી લાકડીઓ જેવું હોય છે તેની વચમાં ઉભો રહીને એક આદમી આ ગાડી ખેંચેછે. લાંબી મુસાફરી સારૂ બે માણસ, અને વળી મારા જેટલા વજનના માણસને સારૂ તો ત્રણ આદમી રાખવાં પડેછે. એ આદમીઓ કલાકના પાંચથી સાત માઈલ ખેંચી જાય છે. એમનામાં સ્નાયુ બહુ બળવાન હોય છે. એકંદર રીતે તેમનું બધું શરીર જબરૂં હોય છે. ઝુલતી બ્હાંયનું ખુલ્લા આસમાની રંગનું સુતરાઉ પહેરણ, અને તેજ જાતના કપડાની ઘુંટણ લગીની સુરવાલ, એ તેમનો પોશાક છે. તેમના પગ ઘુંટણ નીચેથી ઉઘાડા રહે છે. તેઓ જોડાની જગાએ ઘાસના જોડા જેવું કાંઈક પહેરે છે.

શહેરના યુરોપીઅનવસ્તીવાળા ભાગમાં થઈને, ત્યાંનાં પૂર્વ તરફની બાંધણીનાં સરસ મકાનો, તથા તેમની વાડીઓ જોતાં જોતાં, અમે બેંકમાં પૈસા સંબંધી કામ સારૂ ગયાં. ત્યાંથી તાર આફીસમાં જઈને સહીસલામત પ્હોંચ્યાનો તાર મિત્રો ઉપર ઇંગ્લાંડ મુકાવ્યો. પછી ત્યાંના વિચિત્ર લોકો વિશે બહુ સાંભળેલું તે બધું જોવાને ઉત્સુકતાથી ગામમાં ફરવા નીકળ્યાં. ત્યાંની દુકાનો તરેહવાર હોય છે. દરવાજાની ત્રણ ચાર ફીટ પછવાડી જમીનથી બે ત્રણ ફીટ ઉંચો ઓટલો હોય છે. જમીન ઉપર સારૂં સફેત પાથરણું પાથરેલું હોય છે. તે ઘણુંજ ચોખ્ખું હોય છે. અંદર જતાં પહેલાં જોડા કહાડીને એકલાં મોજાં રાખીને જવાની રીત છે. કેટલાક યુરોપીઅનો જેમને પરદેશીઓની રીતભાત નહીં ગણકારવાની કુટેવ હોય છે, અને જોડા નથી ઉતારતા તેમને સારૂ એક નોકર મોટું લૂગડું લાવીને જોડાપરનો સઘળો કચરો કાઢી નાંખે છે.

ખાનાંઓ અને ઘોડીઓ ઉપર વેચવાનો માલ ગોઠવેલો હોય છે. વધારાનો માલ હોય છે તે પાછલા ઓરડામાં કે વખારમાં આગથી નુ-

કશાન ના લાગે માટે લાકડા ઉપર ત્રાંબાનાં પત્રાં મઢી લીધેલાં ખાનાં-માં મુકેલાં હોય છે.



ગુલદાવદીનાં ફુલની દુકાન. યોકોહૅમા.

ગમે તે દુકાને જઈને ઉભા રહીએ તો તેનો માલીક બહાર આવીને નમીને જે ખુશી પડે તે જોવાનું કહેછે, પણ ખરીદવાનું કહી નહીં. એક જગાએ જોખવાનો સંચો હતો તેમાં અમે બધાં તોળાયાં. એ જોઈ ત્યાંના ધંધાદારીને તથા તેનાં છોકરાંને બહુ આનંદ તથા ગમ્મત મળ્યાં. ઠીંગણા જાપાની લોકો કદાવર શરીર જોઈ બહુ આશ્ચર્ય પામેછે, તેથી મારૂં ભારે શરીર જોઈ એમને ઘણી ગમ્મત પડી. "પોર્ટ વિક્ટર"માં સફર કરવાથી મારા વજનમાં ૫ દર શેરનો ઘટારો થયો તેથી હું પોતે સંતોષ પામ્યો છું.

દરેક દુકાનમાં ગુલદાવદીની ડાંખળીઓ ગોઠવીને એક ચીની વાસણ મુકેલું હોય છે. થોડાક ત્રાંબાના સિક્કા આપીને એક રસ્તે ફરતા ફુલ વેચનાર પાસેથી અમે ફુલનો એક મોટો ગુચ્છો લીધો.

એક કલાક અથડાયા પછી પાછાં વીશીમાં જઇને, જમીને સુઈ ગયાં. પથારીમાં સુવાનું એ એક કેવું મોટું સુખ છે, તે જેણે આગબોટની કઠણ લાકડાની બેઠકો ઉપર ત્રણ તોફાની રાતો કાઢી હોય તેજ જાણે.

દુનીઆનાં જે દેશોમાં સૌથી વધારે વર્શાદ વરસે છે તેમાં **જાપાન** એકછે. શનિવારે સવારે ઘણોજ વર્શાદ આવ્યો. **યોકોહુમા**માં હરવર્ષે ૧૬૦ ઈંચ વર્શાદ વરસે છે. જો મારી યાદદાસ્ત શકિત બરોબર હોય તો હું ધારૂં છું કે **બ્રિટિશ** દ્વીપોમાં એવી એકજ જગા છે.

અમારી ટોળીમાં હું મારી દીકરી તથા **રસલ** નામે એક અમેરિકન અને તેની સ્ત્રી છીએ. **પૅાસેફિક** પરની મુસાફરીમાંજ અમારે તેની જોડે મિત્રાચારી થઈ. તેઓ પણ અમારી માફકજ જગત પ્રવાસે નીકળેલાં છે. વર્શાદ બહુ હોવાને લીધી બેરાં "**જીન-રિકિશ**"માં બેસીને બજારમાં ગયાં. હું તથા **મી. રસલ** અંદરના ભાગમાં મુસાફરી કરવાને પરવાનગી મેળવવા સારૂ ત્યાંના અમારા દેશના એલચીઓ પાસે ટોકીઓ ગયા.

અમારે હવે વખત થોડો રહ્યો હતો. તેથી આગલી રાતે અમારા એલચીઓને લખી જણાવ્યું હતું કે બને તો બીજેજ દિવસે પાસ આપવો. **ટોકીઓ** પહોંચીને અમે અમારા એલચીઓને મળ્યા. મને મારો પાસ તરતજ મળ્યો. તે ઉપરાંત જમવાનું મળ્યું, અને અમારા એલચી

ના મદદગાર મી. ટ્રેન્સ સાથે કલાકેક વાતચીત થઈ. મી. રસલ મળ્યા ત્યારે કહ્યું કે એમને તો પાસ બે દિવસ લગી મળી શકે તેમ નહોતું. આથી અમે બંને બહુ નિરાશ થયા. મેં એમને સૂચવ્યું કે તમે પાછા તમારા એલચી પાસે જાઓ અને ઇંગ્લાંડ કરતાં અમેરિકા પાસ આપવામાં આવું ધીમું છે તે માટે આશ્ચર્ય દર્શાવો. તેણે મારા કહ્યા મુજબ કર્યું તેથી બીજે દિવસે તરત પાસ મળ્યો.

ટોકીઓમાં હતો તે બપોરે લિવરપુલની મિસ ડૉર્મર્નને મળવા હું ગયો. એની જોડે મારે જુનું ઓળખાણ છે. બે વર્ષ ઉપર પોતાને ખર્ચે ધર્મોપદેશકનું કામ કરવા સારૂ ઇંગ્લાડથી ગઈ હતી. નાના જાપાની ઘરમાં તે સુખથી રહેતી હતી. એક દહાડો પુરૂષોને અને એક દહાડો સ્ત્રીઓને એમ વારા ફરતી અંગ્રેજી શીખવે છે. શીખનારાં પૈસા આપે છે. બધાં ઘણું કરીને શ્રીમંત હતાં. તેને એવી આશા છે કે તેમાંનાં ઘણાંકને તે ખ્રિસ્તી ધર્મનાં કરી શકશે. પોતાના કામમાં તે બહુ સંતુષ્ટ હતી, અને તેનાં શીખનારાંમાંનાં ઘણાં મિશનરી દેવળના મેમ્બર થયાં છે.

ત્યાંનું એક મુડદું લઈ જતાં જોયું. ઇંગ્લાંડમાં જે કઢંગી અને ખેદજનક રીત છે તેનાથી આ તદન જૂદુંજ હતું. આ મંડળીમાં સુંદર ફુલ ઘણાં હોય છે. મોટા છએક ફીટ લાંબા ગુલદાવદીના હાર લઈ જવામાં આવતા હતા. એ ટોળાના અગ્રેસર, ચળકતા રંગના ઝભ્ભાવાળા ધર્મગુરૂઓ હતા.

બીજે દહાડે સવારમાં અમે બધાં નિકો જવા સારૂ યોકોહૅમાથી ઉપડયાં. એકસો દશ માઈલની મુસાફરી કરવાની હતી. તેમાં ૮૦ માઈલ રેલ્વેમાં હતી. જાપાની રેલ્વેની સડક ત્રણ ફીટ પ્હોળી હોય છે. ગાડી કલાકના ૧૮ માઈલ ચાલે છે. સ્ટેશનો ઘણાંજ ચોખ્ખાં હોય છે. ગાડીમાં સુખ હોય છે. બેઠક ગાડીની લંબાઇમાં સામસામી હોય છે. પહેલા વર્ગની ગાડીના ત્રણ ભાગ કરેલા હોય છે. અમેરિકાની પેઠે ગાડીને ટ્રેનમાં એક છેડેથી છેક બીજા છેડા સુધી જવાય એવું હોય છે. જાપાનમાં ૧૫૦ માઈલની રેલ્વે છે. બીજી ૪૫૦ માઈલની કરવાની છે. એનજીન ચલાવનારા અંગ્રેજો હોય છે પણ બીજું બધું કામ જાપાની લોકો કરે છે.

**યોકોહૅમા**થી નીકળેલી ગાડી **ટોકીઓ** આગળ આવી અટકે છે. ત્યાંથી બીજે સ્ટેશને જવા સારૂ અમારે ત્રણચાર માઇલ સુધી "**જીન-રિકિશ**"માં જવું પડયું. એ સ્ટેશનથી બીજા સાઠ માઇલની મુસાફરી કરવાની હતી.

**જાપાન**ના સહુથી સરસ ખેતીવાળા ભાગમાંથી રેલ્વે જાય છે, તેથી ત્યાંની મુસાફરી બહુ રમણીય લાગી. એ ભાગમાં ઘાડી વસ્તી છે. દરેક ઘરની આગળ નાનો સરખો ફૂલથી ભરપૂર બગીચો હોય છે, તેમાં નાનાં નાનાં ઝાડ પણ હોય છે. પાણીના હોજ, બંધ, નાની હોડીઓ, પૂલ વગેરે ઘણું નાનું નાનું હોય છે. એમાંના કેટલાક બાગતો ચિત્રવાળી રીકાબીઓ જેવા જણાતા હતા.

અહીંની જમીન ઉત્તમ પ્રકારની છે. પાણીના ઝરા ઠેર ઠેર હોય છે. તે ખેતીને સારૂ બહુ કામ લાગે છે. ઘણાં ખેતરોમાંથી વર્ષના ત્રણ પાક ઉતરે છે. મુખ્ય નિપજ ચોખા છે. જાપાની લોકનો એ મુખ્ય ખોરાકછે. તસુએ તસુ જમીન ખેડાણના કામમાં લીધેલી છે. ખેતરોને વાડ કે ખાઇઓ હોતી નથી. જૂદાં પાડવાને સારૂ પાંચ છ ફીટ ઉંચી એક ટેકરી હોય છે. તેના ઉપરથી વળી થોડો પાક ઉતરે છે. તે જે બે જણની જમીન હોય તે વહેંચી લે છે. જમીન હાથેજ ખેડે છે. ૮૦ માઇલ મેં મુસાફરી કરી તેમાં માત્ર બેજ જગાએ ઘોડાને હળ ખેંચતા જોયા. ખેડવાનું કામ ઘણે ભાગે એક વિચિત્ર પ્રકારના હાથે ખેંચવાના હળે કરીને થાયછે. જે વાવીએ તે ઉગી શકે એવી જમીન છે. ચોખા સિવાય ચ્હા, ડુંગળી, કોબીજ, કૉલીફ્લાવર, કપાસ, આદુ, ગાજર, મરી, વાંસ, તંબાકુ, મકાઈ, વટાણા, એરંડા વગેરે ઘણી વસ્તુઓ પાકેછે. કમળ ઉગે છે. પીળાં ગુલદાવદીની જાતનાં ફુલ જ્યાં ત્યાં દીઠામાં આવે છે. તેને ઉકાળીને ખાધાના કામમાં લે છે. વળી રેશમનો કીડો ઉછેરવાસારૂ શેતુરનાં ઝાડની વાડીઓ પણ છે. બીજાં ફળફળાદિ પણ પુષ્કળ થાય છે. એ ફળનાં ઝાડની આસપાસ ટોપીઓ કે જોડા જેવું ગુંથવાસારૂ સુકવવા પરાળ ટાંગવામાં આવ્યું હતું. **જાપાન**ની આ વાડીઓનાં જેવું સંપૂર્ણ ખેતીકામતો **બેલ્જીઅમ**ના ઉત્તમ ભાગમાંપણ નથી થતું.

**ટોકીઓ**થી નીકળ્યા પછી ચાર કલાકે અમે **અટસનોમિયા** આવી

પ્હોંચ્યાં. શહેરના મહેલ્લામાં થઇને અમે અમારે ઉતારે ગયાં. રસ્તામાં લોકોનાં ટોળે ટોળાં અમને જોઇને અમારા પોશાક વગેરે તરફ આશ્ચર્ય દેખાડતાં માલમ પડ્યાં. પણ તેઓ બહુ સભ્ય હતા તેથી બીલકુલ ચીઢ ચડે એમ નહોતું. એ લોકોની ઉંચાઈ પાંચ ફીટ હોય છે. તેથી મારી છ ફીટની ઉંચાઈ તરફ તેમનું ધ્યાન ખેંચાતું હતું. રસ્તે ચાલતાં લોકોનાં હસતાં ટોળાં પોતામાં જે સૌથી ઉંચો આદમી હોય તેને અગાડી કરી મારી લગોલગ ચલાવે. તે મારાથી નીચો માલમ પડે એટલે તેને કહાડી મૂકે. મારી દાઢી તરફ પણ લોકનું ધ્યાન જાય છે. એક વખત એક છોકરી મારી પાસે આવી છેક જમીન લગી નીચી નમીને મારી દાઢી ખેંચી હસતી હસતી દોડી ગઈ.

ત્યાંનાં છોકરાં અત્યંત આનંદી અને વિલક્ષણ હોય છે. છોકરાઓ માથે વાળ રાખતા નથી ફક્ત કાન પછવાડી અને શિખા આગળ નાનાં ઝુલફા રાખે છે. ઇંગ્લાંડમાં બબે પૈસે પંખા મળે છે તેનાપર જેવું ચિત્રમાં હોય છે તેવીજ રીતના અહીંની નાની છોકરીઓ પોતાના વાળ રાખે છે. છેક નાનાં બાળકને મોટાં છોકરાંની પીઠપર બાંધી રાખે છે. એકાદ વર્ષનું છોકરૂં તેની ચારપાંચ વર્ષની બહેન કે ભાઇની પીઠપર બાંધેલું હોય એ દેખાવ બહુ સાધારણ છે. નાના છોકરાનું માથુંજ માત્ર નજરે પડે છે. તેથી બે માથાનું છોકરૂં હોય એવું જણાય છે. બંને છોકરાં સાથેજ હસતાં રમતાં હોય છે. નાનાં મોટાં સઘળાં છોકરાં ઘણાંજ હસમુખાં હોય છે. તેમનું શરીર જાડું અને પુષ્ટિવાળું હોયછે. આખી પૃથ્વીપર સૌથી સુખી અને આનંદી છોકરાં તે એ છે. સસલાં જેવાં બધે ટોળેટોળાં હોય છે. જાપાની છોકરાં તેમનાં માબાપને બહુ આનંદ આપે છે. એમના જેવાં સુખી અને સારી રીતે વર્તનારાં છોકરાં મેં કદી દીઠાં નથી. એક ગામડામાં એક વેળા હું એકદમ એક ખુણા આગળ આવ્યો ત્યારે છોકરાંએ મને રાતી મુછનો રાક્ષસ ધારીને ચીસ પાડી તે સિવાય મેં કદી તેમને રોતાં સાંભળ્યાં નથી. નિશાળમાં કે ઘેર કદી તેમને ખીજવું કે સજા કરવી પડતી નથી. જે કોઈ માબાપ છોકરાંને મારે તતો રાક્ષસ જેવાં ગણાય છે. મને લાગે છે કે ઇંગ્લાંડમાં જો એવી રીત હોય તો ઠીક ના પડે. કેટલાક કહેછે કે જાપાનમાં છોકરાં

માંસ નહીં પણ વનસ્પતિજ ખાય છે તેથી આવાં સારાં છે. પણ એ સવાલનો નિર્ણય એ બાબતમાં મારાંથી વધારે પ્રવીણ લોકોને કરવાનો છે. જાપાની લોકને પોતાનાં છોકરાંને ઠીકઠાક ફેરવવાં ગમે છે. તેમને ઢીંગલી અને પઓ આપે છે. લૂગડાં ભપકાદાર રંગનાં અને અસંખ્ય જાતનાં કપડાનાં પહેરાવે છે, અને તેના કાપ, ઘાટ વગેરે બહુ તરેહવાર હોય છે. આ બધું જ્યારે તેમનાં હસવા લાયક માથાં, મોટા પહોળા ચહેરા તથા કીડીઓમાં જેવી કાળી આંખો જોડે મળે છે ત્યારે તે જોઈ આપણને બહુજ ગમ્મત પડે છે.

જાપાની વીસીઓને ચ્હા પીવાનાં મકાન કહે છે. તેવા એકમાં અમે રાત રહ્યાં. એ વીશી બહુ વિશાળ તથા ખુલ્લી હતી. ઓટલાપર "જીન-રિકિશ" ખેંચનારા અને ગપાટા મારનારાને બેસવાની જગા હતી. એક જગા રાંધ્યા વગરની વસ્તુઓ મુકવાની હતી. તેની પછવાડીની જમીન ઉપર ઉજળું ધોળું પાથરણું પાથરી દીધેલું હતું તેપર જતા પહેલાં જોડા કહાડવા પડતા. જગા બધી ખાલી હતી. તેનાપર કાળી લાકડીઓના ગાળા હતા. રાતે તેમાં કાગળના પડદા ગોઠવી દઈ સુવાના ઓરડા કરે છે. એક બાજુએ હુંચી બેઠક જેવું હતું તે ચિત્રો અને સુન્દર વસ્તુઓથી શણગારેલું હતું. ગુલદાવદીના ફુલનાં કુંડાતો હોયજ. દરેક વીશીમાં આવી બેઠક રાખવામાં આવે છે. જાપાનનો રાજા મિકાડો જ્યારે ગામડામાં જાય ત્યારે જે ચ્હા પીવાના ઘરમાં ઉતરે ત્યાં એ બેઠકપર બેસે છે.

બધી વીશીઓની પાછલી બાજુએ અકેકો બાગ હોય છે. ત્યાં મોટી નહાવાની જગા હોય છે, તેમાં ઊના તથા ટાઢા પાણીનાં પીપો ભરી મુકવામાં આવે છે. જાપાની લોક પોતાનું શરીર તેમજ ઘર બહુજ ચોખ્ખું રાખે છે. ઘણીક વારતો દિવસમાં બબે ત્રણત્રણ વાર ધુએ છે. એ લોક ઘણા બેશરમ હોય છે. ગમે તેની આગળ વસ્ત્ર વગર ન્હાતાં શરમાતા નથી. એક ચાકરડીએ તો એવી દશામાં આવી મને ગંભીરતાથી સલામ કરી. એ બાબતમાં કોણ જાણે કેમ તેમના વિચાર સુધરતા નથી. એમને એ ખોટું જણાતુંજ નથી. ઉનાળામાં તો લુગડાં પહેરવાનાંજ નહીં. અસલના વગર સુધરેલા નિર્દોષ લોકોની એ રીતછે એમ ધારી લેવું જોઈએ.



વીશીની અંદરનો ભાગ. સુવાની ઓરડી.

એમના ખોરાકમાંથી ઇંડાં અને ભાત સિવાય બીજું કાંઈ યુરોપીઅનોને કામનું નથી, કેમકે બીજી વસ્તુઓ બહુ તીખી અને મસાલાદાર હોય છે. રસ્તે લઈ જનાર સહુ ભોમીઆઓને રાંધતાં આવડે છે. રસ્તે વીશીઓમાં એ લોકોજ રાંધી આપે છે. ખાવાની ચીજો બધી પાસેના કસ્બામાંથી જોડે આણવી પડે છે. મોટાં શહેરોમાં જ્યાં યુરોપીઅનો રહેછે તે સિવાય બીજે કાંઈ દુધ મળતું નથી. નિકોમાં જ્યાં દોઢહજાર યુરોપીઅનો હરવર્ષે જાય છે ત્યાં માત્ર બે ગાયો હતી. દેશમાં પેઠા પછી એકે ગાય મારા તો દીઠામાં આવી નહીં.

યોકોહૅમાનો મી. હેકોડેટ નામનો અમારો ભોમીઓ બહુ સારો હતો. તેણે અમને ઘણી વસ્તુઓનું જમણ જમાડ્યું. દશ વાગે નોકરો સુવાની ઓરડીઓ તૈયાર કરતા. બેસવા ઉઠવાના ઓરડામાંજ કાગળની ફરેતાજો નાખી દેવામાં આવતી જેથી તેના ત્રણ ભાગ થઈ જતા. તેમાં પથારીઓ જમીન ઉપરજ કરવામાં આવતી. પથારી ત્રણેક જાડી

રજાઇ ની હતી. ચોથી એક રજાઇને વાળીને તકીઓ કર્યા હતો. જો ઓ-
ઢવાનું ગરમ લઇએ તો પાથરવાને પાતળું મળે, અને પાથરવાને જાડું
જોઈતું હોય તો ઓઢવાનું પાતળું મળે. એકંદર રીતે અમે તો ઠીક ઉં-
ઘ્યા પણ સ્ત્રીવર્ગને એથી બહુ અગવડ પડી.

કોઇ જાતનો સામન મળે નહીં તેથી લૂગડાં અમે જમીનપર
મુક્યાં. સવારે ન્હાવાનું કાંતો હમામખાનામાં અથવા બાગમાં હોજમાં.
અમારી પાસે સાબુ અને ટુવાલ હતા. વારા ફરતી સહુ હોજમાં ન્હાયાં.
નાસ્તો કરીને નિક્કો જવા પચીસ માઈલની મુસાફરીએ નીકળ્યાં. આઠ
"જીન-રિક્શિ" માનવી ઘોડા સાથે તૈયાર હતી. સહુ ગોઠવાઇને રસ્તે
ખડ ખડ કરતાં ચાલ્યાં. સેંકડો આનંદી છોકરાં પછવાડે "ઓ-હી-ઓ
ઓ-હી-ઓ" (સવારની સલામ) કરતાં દોડતાં હતાં. નિક્કો ૮૦૦ ફીટ
ઉંચી ટેકરીપર છે. ખેંચનારા બહુ ઝડપથી ચાલ્યા જાય છે. ૨૫ માઈલ
સાડાત્રણ કલાકમાં કાપ્યા. દરેક ખેંચનારને ત્રણ શિલિંગ આપ્યા તે લ-
ઈને ખુશી થતા તે લોકો તેજ દહાડે ખાલી ગાડીઓ લઇને સપાટામાં
પાછા ચાલ્યા ગયા.



"જીન-રિક્શિ" ખેંચનારનો વર્ષાદની ઋતુનો પોશાક.

રસ્તાપરની વીશીઓમાં અમે બે વાર ગાડી ખેંચનારાને વિશ્રામ આપવા ઉતર્યા. એ લોકો થાકીને પરસેવામાં ગરકાવ થઈ ગયા હતા પણ તેમણે ન્હા કે કાંઈ પીધું નહીં. જ્યાં ઉભાં રહેતાં ત્યાં તેઓ કો- ગળા કરતા અને હાથ પગ ધોતા. એકાદ જગાએ તેમણે ખાઈ લીધું. ખાવામાં ફક્ત ચોખા ઈંડાં તથા શાકજ હતાં. એ એમનો રોજનો ખોરાક છે. એની કીમત બેએક પૈસા જેટલો થાય છે.

ઉભા રહેતા તે દરેક વખતે એ માણસો પોતાના જોડા બદલી નાંખતા. તેમના જોડા ઘાસનાં બનાવેલાં ચંપલ જેવા હોય છે. બે પૈસા- ની ત્રણ જોડ મળે છે. ઘોડાને નાળની જગાએ પણ ઘાસથીજ કામ ચાલે છે. મોટા રસ્તાપર જ્યાં વેપાર ધંધો બહુ ચાલતો હોય ત્યાં એ જુના ઉતરેલા ઘાસના જોડા બધે પાથરેલા હોય છે.

વર્ષાદની ઋતુમાં એ માણસો ઘાસના ડગલા તથા ટોપી પહેરે છે. તેમનો દેખાવ ચાલતી ઘાસની ગંજીઓ જેવો લાગે છે. એડુતો અને બીજા ઉંચી વર્ણના લોક પીળાં મીણીઆંના ઝભા પહેરે છે, અને જુદી જુદી તરેહની મોટી કાગળપર રોગાન લગાવેલી છત્રીઓ ઓઢે છે.

જે રસ્તા ઉપર અમે મુસાફરી કરી તે જાપાનનો એક ધોરી રસ્તો છે. રસ્તાની બંને બાજુએ સ્કૅાચ-ફરને મળતાં શોભાયમાન ઝા- ડની હાર છે. એ ઝાડ આશરે સો ફીટ ઉંચાં હોય છે. ઘટાવાળો મ- નોહર રસ્તો પચાસ માઈલનો છે. એ બધાં કોઇ ધર્મી રાજકુમારે વવડાવ્યાં હતાં. નિકોની ધર્મની જગા તરીકેની કીર્તિ એથી બહુ વધેછે. રસ્તો જાતેજ બહુ સારો છે. ઉપર કાંકરી પાથરેલી છે, અને એની બંને તરફ પાસેનાં ગામડામાં પાણી લઈ જતો નિર્મળ ઝરો વહે છે. રસ્તે જાત જાતના સુંદર દેખાવ નજરે પડે છે.

દેશમાં વેપાર બધો માણસોથીજ થતો હોય એમ જણાય છે. ફક્ત થોડાંક ભાર લઈ જનારાં ટટ્ટુ રાખવામાં આવે છે. ગાડાંતો મારા દીઠામાં બહુ થોડાં આવ્યાં. અટ્સનોમિયાથી નિકો જનારી એક મોટી ટપ્પા જેવી ગાડીછે. તેમાં છ આદમીને બેસાડે છે. ગાડીની આગળ એક આદમી, બધા લોકને આ ભયંકર વાહનથી બાજુપર ખસેડવાને, તતુડું વગાડતો દોડે છે.

દેશમાં માલ એક જગાએથી બીજી જગાએ લઈ જવામાં સ્ત્રીઓ તથા પુરૂષો બંને કામ કરવા લાગે છે. પુરૂષ ગાડી ખેંચે છે, અને તેની સ્ત્રી તેની પાછળ વાંસે છોકરૂં લઇને ગાડી ધકેલે છે. છોકરાંનાં નાક બહુ ગંદાં રાખે છે. ત્યાં રૂમાલ રાખવાની રીત નથી.

ભાર ઉચકનારાં ટટુ સિવાય બીજાં જાનવરો થોડાં દીઠામાં આવે છે. એ ટટુ બહુ નઠારાં હોય છે. વખતે કોઈ જગાએ ટુંકી પુછડીની બિલાડીઓ, એકાદ બે તરેહવાર કુતરા અને મરઘાં નજરે પડે છે. એ દેશમાં લોક માંસનો આહાર કરતા નથી, તેથી ત્યાં ગાયો ઘેટાં ડુક્કર વગેરે જાનવરોનો ખપ પડતો નથી. ફક્ત યોકોહૅમામાં એક ખાટકીની દુકાન હતી તે સિવાય બીજી એકે મારા જોવામાં આવી નહીં.

આખી બસો માઇલની મુસાફરીમાં મેં યંત્ર જેવી વસ્તુ તો એકજ જોઈ. તે સિવાય બીજું કોઈ પણ પ્રકારનાં યંત્ર જોયાં નહીં. તે યંત્ર ચોખા ખાંડવાનું હતું. આ દેશમાં ભાડભુંજા લોક પહુંઆ જેણે ખાંડે છે તેજ રીતે ખાંડવાનું તે હતું. મોટાં ગામડાંઓમાં ચોખા ખાંડવાનું કામ જળ ચકી જેવા યંત્રે કરીને કરવામાં આવે છે.

જાપાનમાં દરેક ઘરની મ્હોડા આગળ એક નાનો સરખો નિર્મળ પાણીનો ઝરો વહેતો હોય છે. ઘરનાં કે ગામનાં બધાં માણસોના નહાવાના કામમાં, બાગમાં, નાનાં ખેતરોમાં, અને લુગડાં તથા વાસણ ધોવાના કામમાં એ પાણી વપરાય છે. આ બધું છતાં તે દેખીતું એવું શુદ્ધ હોય છે કે જોઇને તો પીવાનું મન થાય. ઉકાળ્યા વગર પાણી પીએ ને નુકસાન ના થાય એવા દેશો તો થોડાજ છે. હુંતો હમેશ ચ્હાજ પીતો હતું.

ગામડાની સ્મશાનભૂમિ એક નાના જમીનના કકડાપર છે. તેની આસપાસ ઝાડ આવેલાં છે. દરેક કબરનો નાનો ચોરસ કકડો હોય છે. તે પર એક પથ્થર ઉભો કરેલો હોય છે, તેમાં લેખ લખેલો હોય છે. કબરોનું નાનું ચોરસ કદ જોઇને બહુ ગુંચવણમાં પડાય છે. જાપાની લોકની મુડદાંની પેટી ચોરસ હોય છે. તેમાં મુએલા આદમીના પગ ગરદન આગળ આણીને વાળીને મુડદું મુકે છે. અમે એક મુડદું લઇ જતાં જોયું. તે પેટી સા ચોરસ ફીટની હતી. શબ ઘણીજ ખરાબ દશામાં હતું.

જાપાનમાં સ્ત્રીને પરણતી વખત દાંત કાળા રંગવાનો ચાલ છે. તે શી રીતે રંગાય છે તેની મને ખબર નથી. એકાદ સારાં લુગડાં લતાં પહેરેલી, કાળા વાળવાળી, માથામાં ફુલ વગેરે નાંખેલું હોય તેવી જુવાન સ્ત્રી જતી હોય, તે જ્યારે હસતાં પોતાનું મ્હો ઉઘાડે છે ત્યારે તેમાંના કાળા રંગેલા દાંત બહુજ ખરાબ દેખાય છે. મ્હોડું જાણે અંધારી ગુફા હોય તેવું લાગે છે. ત્યાં કાળા ખોટા દાંત બહુ વેચાય છે. પણ ફૅશનેબલ (ભભકાની રીતો પ્રમાણે ચાલનારા) લોકો દાંત રંગવાની રીત ધીમે ધીમે ઓછી કરતા જાય છે; અને જાપાનમાં ફૅશનનું જોર ઘણું છે તેથી થોડા વખતમાં એ ચાલનો સમૂળગો નાશ થશે. એ રીત હોવાનું મૂળ કારણ એવું કહે છે કે એમ ગનાય છે કે પરણી તે છોકરીએ પોતાના પતિનેજ મોહિત કરવો જોઇએ, તેથી પરણ્યા પછી તેણે બીજા લોકોને સુંદર દેખાવવું ન જોઈએ. બદસુરતી તો પૂરેપૂરી આમ કર્યાથી આવે છે.

જાપાનમાં દરેક માણુસ બીડીની નળી તથા તંબાકુ મુકવાનું પોતાના કમરબંધમાં રાખે છે. એ દાબડી હાથીદાંતની કે ધાતુની કારીગરીવાળી હોય છે. નળી ધાતુની કે વાંસની હોય છે. તેને એક છેડે પ્યાલી જેવું હોય છે તેમાં ચપટી ઝીણો તંબાકુ મુકે છે. ત્રણેક ફુંક માર્યા પછી રાખ નાંખી દેવામાં આવે છે અને પ્યાલી ફરીથી ભરે છે.

જાપાની લોક માત્ર એકજ જાતનો "સકે" નામનો કેફી દારૂ પીએ છે. એ ચોખામાંથી બનાવવામાં આવે છે, અને તેનો રંગ ઝાંખા શેરીના જેવો હોય છે. એ પીપમાં ભરી મુકે છે. તેમાંથી ચીનાઈ સીસીઓમાં કાઢે છે. એ સીસીઓને ઉના પાણીમાં બોળી કાઢીને સુભાગ્ય દેવના ચિત્રવાળી લાખોટેલી કથરોટમાં ચલાણાં હોય છે તેમાં પીરસવામાં આવે છે. એ દારૂ પણ ઘણો નથી વપરાતો. એનાથી કેફ ચઢેલો એકજ આદમી મેં જોયો. એથી વધારે શકિતહીન છાકટો માણસ મેં કદી દીઠો નહોતો. કહે છે કે જે જે કેફી પદાર્થો જાણમાં આવેલા છે તે સર્વેમાં "સકે" પીનારને બહુજ મૂઢ કરે છે. એકંદર રીતે જાપાની લોકો અસાધારણ મિતપાની છે.

——o——

# પ્રકરણ ૧૨ મું.

## નિકો.

નિકોની વીશી પણ જાપાની ઢબનીજ છે, પણ યુરોપીઅન ઘરાકોને જોઇતી સગવડ કરી આપવામાં આવે છે. અમારે બધાંને વારાફરતી ઓટલાને એક ખુણે નહાવાનું હતું. ઉઘાડામાં હતું તેથી છોકરાંનાં ટોળાં અમને નહાતાં જોવાને એકઠાં થતાં. નહાવાનું વાસણ જાપાની કારીગરીનો અદ્ભુત નમુનો હતો. ત્યાંના ઓરડા જ્યાંથી ઉઘાડો ત્યાંથી ઉઘડે એવા હતા. ભીંતો બધી ખસે તેવા ચોકઠાંની હતી તેથી એકાદ ચોકઠું ખસેડીએ કે ઓરડામાં દાખલ થવાય. પણ પલંગ, ખુરસી, મેજ વગેરે છે. રસોઇઓ છે તે એક ફ્રેંચ પાસે રસોઈ શિખેલા છે. પીવાનું પાણી વ્હીસ્કી [ અને બીઅરની ચીઠીઓવાળી ખાલી સીસીઓમાં ભર્યું હતું. તે અમારા જેવા મદ્ય નિષેધીને ગમે એવું નહોતું.

ત્યાં પ્હોંચ્યા પછી એક જાપાની નોકરે જમવાનું પીરસ્યું. જમણ ઠીક હતું. તે પૂરૂં થયા પછી ચ્હા આવી. એટલામાં બારણાં ઉઘડયાં અને છ જાપાનીઓ હસતા ને નમતા પીઠપર મોટાં મોટાં પોટલાં લઈને અંદર આવ્યા. તેમણે માંહી આવીને બારણાં બંધ કર્યાં, પોતાનો બોજો જમીનપર મુકયો અને માલ છોડવા લાગ્યા. તેઓ ધીમે ધીમે સીસોટી વગાડતા જતા હતા. અમે આ બધું શું છે તેનો ખુલાસો માગ્યો. ત્યારે તેમના ઉપરીએ અશુદ્ધ અંગ્રેજી ભાષામાં જવાબ દીધો, કે અમે આ બધો જાપાની સામન વેચવા આવ્યા છીએ. તેણે એક મોટું વાસણ તથા લાખોટેલી પેટી મેજપર મુકયાં. એનું જોઈને બીજાએ પણ તેમજ કર્યું. બધા પોતપોતાનો સામન આગળ ધરવા તથા વખાણવા લાગ્યા. ખુરસીઓ, મેજ, ભીંતો અને જમીન સામનથી ભરાઈ ગઈ. વસ્તુઓના સમૂહમાં જુનાં તથા નવાં માટીનાં વાસણ લાખોટેલાં વાસણ, ડાઈમિયો નામના રાજકુંવરના ઝભ્ભા, તલવારો, છરીઓ ભરત કામ વગેરે ઘણું ઘણું હતું. સામનના ઢગલામાંથી થોડીક અસલી ચીજો અમે પસંદ કરી. ભાવ કરતે કરતે કહેલી કીમતથી અડધોઅડધ

પૈસા આપ્યા. ફકત નિક્કોમાંજ નહીં પણ જાપાનની બધી વીશીઓમાં અમને એ પ્રમાણે થયું.

નિક્કો જાપાનની એક મોટી બલિહારી છે. જ્યાં બોદ્ધ ધર્મ ચાલે છે ત્યાં નિક્કોનાં દહેરાં તથા મન્દિરો પ્રસિદ્ધ છે. નિક્કો શબ્દનો અર્થ "સૂર્ય જેવો પ્રકાશ" એવો થાય છે, અને તે નામને નિક્કો યોગ્ય છે. શહેર તો નાનું છે, પણ જાત્રાળુ લોકની સગવડ સારૂ વીશીઓ બહુ છે. જાત્રાળુ લોક તહેવારના દિવસોમાં ત્યાં રહે છે. શહેર એક સુંદર ખીણમાં આવેલું છે. તેમાં થઈને એક નિર્મળ નદી વહે છે. તેનું પાણી અસંખ્ય ઝરામાં જાય છે. એ ઝરા શહેરના મહેલ્લા તથા વાડીઓમાં થઈને વહે છે. ગામની આસપાસ ઉંચી ટેકરીઓ આવી રહી છે. તેમની છેક ટોચ લગી ઝાડ ઉગેલાં છે. એ ઝાડની ઉપર પાછા પર્વત દેખાય છે. એ પહાડોમાં નાન્ટાઇ-સૅન નામનો પહાડ સૌથી ઉંચો છે. એની ઉંચાઈ સમુદ્રની સપાટીથી ૧૦,૦૦૦ ફીટ છે. શરદ ઋતુમાં તે તળીએથી તે ટોચ લગી ઘણો ભપકાદાર દેખાય છે. ત્યાં એમનો વાયુદેવ રહેછે. જાત્રાળુ લોકો વસંત ઋતુમાં ઉપર ચઢે છે; એક મન્દિર છે તેમાં જાય છે, અને આખાં વર્ષમાં હવા સારી રાખવાને તથા વર્ષાદ સારો વરસાવવાને સારૂ તે દેવ સાથે બંદોબસ્ત કરે છે. નાન્ટાઇ-સૅન એ પ્રાર્થના સાંભળે છે. તેમાંથી ઘણા ઝરા નીચે ઉતરે છે. તેના પાણીથી હજારો માઈલ ફળદ્રુપ જમીન ખેડાય છે.

બીજે દહાડે સવારે નિક્કો પર્વતની હારનો દેખાવ જોવાને અમે ખીણમાં ગયાં. જવાનો રસ્તો એક ઘોંઘાટ કરતા ઝરાને કીનારે કીનારે હતો. એનો કાંઠો ઝાડથી ભરપુર હતો. નિક્કોથી બે માઈલ "અમિદ-બુદ્ધ"ની પ્રખ્યાત મૂર્તિયો આગળ અમે પ્હોંચ્યાં. કોઈ કોઈ જગાએ તેમનાં માથાં શિંટો ધર્મી નિંદકોએ ભાગી નાખ્યાં છે, તે સિવાય નદી કીનારે હારોહાર ગોઠવેલી સેંકડો મૂર્તિયો ગંભીર વદને વિચારમાં મગન દેખાયછે. એ હારની મધ્યમાં અને ટોચે નાન્ટાઇ-સૅન આવેલું છે. એ મૂર્તિયો ગણવી અશક્ય છે. અમારામાંનાં બીજાં જ્યારે એ કામમાં ગુંથાયાં હતાં ત્યારે મેં આગલા પાનાપર આપેલું, ત્યાંના રમણીય દેખાવનું ચિત્ર કાઢ્યું.



નિકોમાં બુદ્ધની મૂર્તિયોની હાર. દૂરથી દેખાતા નાન-ટાઇ-સૅન પર્વતનો દેખાવ. (ગ્રંથકર્ત્તાએ દોરેલા ચિત્ર પરથી)

આઠમા સૈકાથી બાદ્ધ ધર્મીઓ નિક્કોને પવિત્ર જગા ગણે છે. તે વખતે એક ડાહ્યો, વૃદ્ધ ધર્મોપદેશક ઓનથી ત્યાં ગયો હતો, તેને ત્યાંના "શિન્ટો" દેવ **નાન્ટાઇ-સૅન**નો ખાનગી મેળાપ થયો હતો. તેને ધુતારો કે ઢોંગી દેવ ગણી કહાડવાને બદલે તેણે ચતુરાઇથી તેને બુદ્ધનો અવતાર માની સ્વીકારી લીધો. અને તે આજ લગી તેમજ ગણાય છે નિક્કોમાં સૌથી પ્રખ્યાત **શોગન આઇ-યાસુ**ની કબરછે. તેણે રોમન કાથોલીક ધર્મોપદેશકો (જીસ્યુટ)ને હાંકી કહાડ્યા હતા. અને ખ્રિસ્તી ધર્મનો દેશમાંથી નાશ કર્યો હતો. નિક્કોની ઉપરની એક ટેકરીને મથાળે એને એના છોકરાએ ૧૬૧૭માં બહુ ધામધુમથી દાટયો હતો, અને મિકાડો (જાપાનના રાજા) એ તેને દેવની પદવી આપીને, એને "પૂર્વનું તેજ, તથા બુદ્ધનો અવતાર" બનાવ્યો હતો. જ્યારે નિક્કોમાં બાદ્ધ ધર્મીઓની ધર્મ ક્રિયાઓ થતી હશે ત્યારે તેના શણગાર તથા ભભકાદાર ઝભ્ભાવાળા ૨૦૦ ધર્મ ગુરૂઓથી બહુ અદ્ભુત દેખાતું હશે. બાદ્ધધર્મના ભાગી પડવાને લીધે એની કીર્તિ ઝાંખી પડી ગઈ છે. હવે તો ત્યાં છ શિન્ટો ધર્મગુરૂઓ ખ્રિસ્તી મુસાફરોને અંદર જવાને ટીકીટો વેચે છે. **આઇ-યાસુ** હોય તો તો એમને વધસ્થંભેજ જડી દે. ત્યાં એકજ ધર્મક્રિયા એક મોટા મંદિરમાં દીઠામાં આવી. એક ઘરડી ડોસી સારાં લુગડાં પહેરી ને હાથમાં પંખો તથા ઘંટડીઓનું ઝુમખું લઈને જે કોઈ પૈસો આપે તેના મ્હોડા આગળ નાચે છે. અમે થોડાક પૈસા આપી બે ત્રણ નાચ કરાવ્યા.

વીશીમાંથી નીકળીને ચોરી રસ્તે જતાં વચ્ચે બે પુલ આવે છે. એમાંનો એકતો બંધ રહે છે. તે લાકડાનો બનાવેલોછે અને ઉપર લાલ લાખ દોરેલી છે. ૧૬૩૮માં તે બંધાયો ત્યાર પછી દુરસ્ત કરવામાં આવ્યોજ નથી. અઢીસેં વર્ષથી જાપાની વર્સાદ વાવાઝોડાં ખમે છે પણ કાંઈ પણ ઘસાએલો નથી માલમ પડતો. નદીનું આસમાની પાણી પુલનીચેથી બે ઉભા કીનારા વચ્ચે થઈને જોરમાં વહે છે. લાખોટેલાં લાકડાંના લાલ ગરમ રંગની સાથે તેથી ઉલટો ઝાડોનો શીતળ ઘેરો લીલો રંગ સુંદર અને વિચિત્ર લાગે છે. અને નીચેના પાણીના વ્હેળાથી આ બધો દેખાવ પ્રકાશિત થાય છે. વર્ષમાં એકજ વખત એક મહોત્સવના અઠવાડીઆમાં એ પુલ ખુલ્લો મુકવામાં આવે છે.

નદી ઓળંગ્યા પછી તરત ચઢવાનાં પહોળાં પગથીઆં આવેછે. એ પગથીઆં, ઇ.સ ૧૬૧૮માં બંધાવેલી પથ્થરની ટોરી અથવા શિન્ટો કમાનપર જવાને સારૂ છે. તે ૨૭ ફીટને ૬ ઇંચ ઉંચી છે. થાંભલા પથ્થરના છે અને ઘેરાવામાં ત્રણ ફીટને છ ઇંચ છે.

એ કમાન નીચે થઈને ગયા પછી પાંચ માળનું, ૧૦૪ ફીટ ઉંચું તથા ૧૮ ફીટ લંબાઈના છાપરાનું શોભાયમાન "પેગોડા" મંદિર નજરે પડે છે. છાપરાની પાંખો ૧૮ ફીટ લાંબી છે.



"પેગોડા." નિકો.

નીચલે માળે બાર ચિન્હભૂત જાનવરો છે. એક ઉંદર, ગોધો, વાઘ, સસલું, સરડો, સાપ, ઘોડો, બકરૂં, વાંદરૂં, કુકડો, કુતરો તથા ડુક્કર છે. એ બધાં જીવતાંજ હોય એ પ્રમાણે કોતરેલાં તથા રંગેલાં

છે. આ " પેગોડા "ની આકૃતિ ઘણીજ સુંદરછે. તેની બધે ઘટે તેવી જાતની શોભા પાછળ રહેલાં શ્યામ વૃક્ષોને લીધે બહુ દીપી આવે છે. આ ઝાડ નિક્કોનાં બધાં દેવળોની શોભામાં વધારો કરે છે.

નિયો-મોન કે એ રાજાના દરવાજામાં થઈને ગયા પછી એક વિ- શાળ ચોકમાં અવાય છે. તેની આસપાસ લાલ લાખવાળી લાકડાની ભીંતો છે. એ ચોકમાં વાંકીચુંકી હારમાં ત્રણ સરસ મકાન છે. વાર્ષિક ઉત્સવ વખતે જોઈતી સામગ્રીઓ ભરી મુકવા સારૂ એ મકાનો વપરાયછે.



પવિત્ર પાણીનો કુંડ. નિક્કો.

અહીં પણ એક મોટું ઝાડ છે. તેની આસપાસ કઠેરો ભરી લી- ધેલા છે. એને વિષે એવું કહેવાય છે કે આઇ-યાસુએ પોતાના મરણ પહેલાં થોડા વખત ઉપર એક કુંડામાં વાવ્યું હતું, ત્યાંથી લઈને તેને આ જગાએ વાવવામાં આવ્યું હતું. એ ઝાડની નજદીક એક સરસ તબેલો છે. તેમાં "જીમી" નામનું ઘોડું પવિત્ર ટટ્ટુ દેવને વાપરવા સારૂ રાખેલું છે. તેની સામે પવિત્ર પાણીનો પ્રખ્યાત કુંડછે. પથ્થરના એક ગચ્છામાંથી એ ખોદી કાઢેલો છે. તે એવી સરસ રીતે કાપી કહાડેલો છે

કે તેની ચારે બાજુએથી નીકળતા પાણીનું એક સરખું ઝરણું બની જાય છે. એ કુંડ ઉપર એક લાકડાનું છાપરૂં છે. એ છાપરૂં બાર ચોરસ પથ્થરના થાંભલાપર સજ્જડ કરી લાવેલુંછે, અને થાંભલાઓ ઉપર બ્રૉંઝ નામની ધાતુની તખતીઓ જડેલી છે. છાપરામાં કોતરકામ સારૂંછે તથા ચિત્રેલું પણ છે. એ ખુલ્લું હોવાને લીધે અસલના જાપાની સુથારોની અજાયબ જેવી જોડી દેવાની રીત જોવાની તક મળેછે. એ કુંડની પેલી તરફ "કીઓ-ઝો અથવા પુસ્તકાલયનું સુંદર મકાન આવેલું છે. એની



કીઓ-ઝો અથવા પુસ્તકાલય. નિક્કો.

અંદર આઠ બાજુના, સોનાના થાંભલાનું ફરતું કબાટ છે. તેમાં બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રનો સંગ્રહ છે. ભીંતો પર સોનેરી ભોંય ઉપર જુદા જુદા વિષયોનાં ચિત્ર છે. આગલી બાજુએ ૯ ફીટ ઉંચાં પથ્થરનાં તથા બ્રૉંઝ ધાતુનાં ફાનસો છે. તે ઓચ્છવના દહાડામાં સળગાવવામાં આવેછે. પછી બીજાં પગથીઆં આવે છે, ત્યાંથી એક બીજા ચોકમાં જવાય છે. તેના મ્હોડા આગળ પથ્થરનો કઠેરો છે. તે ઉપર ઘંટનો ઘુમ્મટ છે. લૂચુના રાજાએ આપેલી બ્રૉંઝ ધાતુની મોટી દિવાલગિરી છે. કોરીઆના

રાજાનું ભેટ કરેલું એક બ્રાંઝનુંજ ફાનસ છે. વળી એક મોટું ઢોલ ઉભું કરેલું છે. આ બધાની પછવાડી મન્દિર છે. તે પંદર સોળ કોરી કાઢેલાં પક્ષીનાં ટોળાંથી શણગારેલું છે. આ કોતરકામ કલાકેક નિહાળીને જોવા લાયક છે.



કોરીઅન બ્રાંઝનું ફાનસ. નિકો.

વળી બીજાં પથ્થરનાં પગથીઆં ચઢીએ છીએ એટલે ઓટલા આગળ જવાય છે. ત્યાં આગળ યો-મેઈ-મોન નામે અદ્દભુત, સુંદર દરવાજો છે. એ દરવાજો તો નિકોનું રત્ન છે. તે ધોળી લાખ દીધેલા, એક સરખી કોતરણીના થાંભલાપર ટેકવેલો છે. એક થાંભલા ઉપરના

કોતરકામની ભાત અવળી કોતરેલી છે. તેનું કારણ એમ છે કે તેની બાંધણીની સંપૂર્ણતાની દેવોને અદેખાઈ આવે તો તેથી તે બાંધનાર કારીગરપર દુઃખ પડે. આ થાંભલાને "સંકટ ટાળનાર થાંભલો" કહે છે. દરવાજાને બે માળ છે. નીચલા માળને આસપાસ છજા જેવું છે. આગલી બાજુના ગોખલામાં બે મોટી ભયંકર દેખાવવાળી તીર કામઠાં હાથમાં લીધેલાં એવી મૂર્તિયો છે. એની પાછલી બાજુએ જાપાની પવિત્ર કુતરા છે. મકાનમાં બધે કોતરકામ બહુ ચમત્કારી છે. કોઇ જગાએ વાઘ ને એનાં બચ્ચાં, કોઈ ઠેકાણે ફળ તથા ફુલ, વળી કોઈ જગામાં જાનવર, પક્ષીઓ, માછલાં વગેરે વિવિધ પ્રકારનાં પુતળાં છે. એ સૌ આબેહુબ જીવતાં હોય તેવાં છે. વાઘના વાળ કહાડવા લાકડાંના રેષા ચતુરાઇથી કામમાં લીધા છે. થાંભલાને મથાળે, વિચિત્ર કલ્પિત પશુનાં ડોકાં છે. બીજા માળના આડા ભારવટીઆ જ્યાં એક બીજાને છેદીને જાય છે ત્યાં વાળી લાખવાળાં કલ્પિત સ્વરૂપના સરડાનાં ડોકાંછે. છજાના કઠેરાપર રમતાં છોકરાંનાં ટોળાં, પક્ષીઓ વગેરે ઘણી વસ્તુઓ કાઢેલી છે. ટેકાના ભારવટીઆને છેડે પ્રસિદ્ધ ચીના તથા કોરીઅન મહા પુરૂષોની છબીઓ છે. આગલા પાનાપર ચિત્ર છે તે એ દરવાજાના પાછલા ભાગનું છે.

**યો-મેઈ-મોન**ની ડાબી તથા જમણી બાજુએ લાંબો મંડપ છે. તેની ભીંતો કોતરેલાં બેવડાં પાટીઆંની છે, તેમાં પણ જાનવરો, ફળ, ફુલ, ઝાડ, પંખી વગેરે કાઢેલાં છે. એમાં કુદરતીજ રંગ પુરેલા છે. એની કારીગરી ઉત્તમ છે. ભીંતનો નીચલો ભાગ મોટાં પથ્થરનાં ગચ્છાંનો છે. તેમાંથી બારેક ફીટ આઘા આઘા થાંભલા છે. તે તેનાથી જાડા આડા પાટડામાં થઈને જાય છે. આથી કરીને લંબાવેલી જગાઓની બે હાર થાય છે; એક સોળ ઈંચ ઉંચી અને બીજી પાંચ ફીટ ઉંચી. તેમાં કોતરેલાં પાટીઆં મુકેલાં છે.

નીચલી હાર સૌથી સાંકડી છે; ત્યાં બગલાં બતક તથા બીજાં જળચર પ્રાણીઓ ઉડતાં, સરોવરને કીનારે ઉભેલાં અને પાણીમાં તરતાં કે ડુબકી મારતાં કાઢેલાં છે; ઉપલી હારમાં ઘણું કરીને ફુલ કોતરેલાં છે. એ ઘણાં નાજુક તથા સુંદર છે; સ્પષ્ટ નકસી કામનો આ ઉત્કૃષ્ટ નમુનો છે. એવી કારીગરી મેં કદી જોઈ નથી. રંગ પણ ઘણી સરસ રીતે

બધે ધરે તેવા પુરેલા છે. **જાપાન** સિવાય બીજે કાંઈ તે બની શકે એવું નથી. જેનું જુજ વર્ણન મેં અલ્પ શક્તિથી કર્યું છે તેનો સહજ વિચાર પાસેના ચિત્ર પરથી આવશે. ભીંતની અંદરના મંડપનું કોતરકામ સાદું છે.

**યો-મેઈ-મોન**માં થઈને ગયા પછી એક ચોક આવે છે. એની ત્રણ બાજુએ ઉપર કહેલા મંડપ છે. ચોથી તરફ મોટી પથ્થરની ભીંત છે. એ ચોકમાં ઘણાં મકાન છે. એકમાંતો ધર્મના નાચ કરવાનો ઓટરો છે.

બીજામાં વેદિ છે. જે વખતે ગુરૂઓ મંત્ર ભણે છે, તે વખતે પૂજા કરનારા એ વેદિયોમાં સુખડ બાળે છે. ત્રીજામાં ઘોડી ગાડીઓ રાખવા માં આવે છે. એ વાર્ષિક ઉત્સવ વખતે વપરાય છે. **આઈ-યાસુ** તથા બીજા વીરોના આત્મા એમાં તે દિવસે અદૃશ્ય રીતે બેસે છે.

આ ચોકમાંથી નીકળીને બીજા પચાસ ફીટ લાંબા ચોકમાં જવાય છે. ત્યાંથી **નિક્કોની** સૌથી પવિત્ર જગામાં જવાનું છે. એમાં જવાનો દરવાજો પણ **યો-મેઇ-મોન**નીજ જાતનો તથા તેવોજ સુંદર છે. એ દ-રવાજાને **કારા-મોન** કે "ચીનાઈ દરવાજો" કહે છે; એ ચીનનાં લા-કડાંનો બનાવેલો છે અને બહુ સરસ કોતરેલો છે. આ બારણે અમને એક માથે તાલવાળો જાડો ગુરૂ મળ્યો. તેણે અમને જોડા ઉતારવા કહ્યું. આ દરવાજાનાં બેવડાં બારણાંપર બહુ સરસ ફુલ કોતરેલાં છે. સરઠા જીવતા હોય તેવાજ જણાય છે. તેને છાપરૂં ટેકવી રહેલા થાંભ-લા આસપાસ વીંટાયલા કહાડ્યા છે. બારણા પરનાં વિવિધ પ્રકારનાં બધે બરાબર મુકેલાં ચિત્ર કોતરેલાંછે. દરેક ભાગ એવો સુંદર છે, તથા સમગ્ર દેખાવ એવો એકરૂપછે કે આ અદ્દ્ભુત ધર્મમંદિરોના કારીગર તથા બાંધનારા કોતરકામમાં કેવા અત્યંત કુશળ હતા તેનો સંપૂર્ણ નમુનો અહીં મળી આવે છે. થોડાંક પગથીઆં ઓળંગ્યા પછી ભાષણ કરવાનો ઓરડો આવે છે. તે ૪૨ ફીટ લાંબો તથા ૨૭ ફીટ પહોળો છે. એમાં પાથરેલું છે. તે પર વચ્ચે એક કાળો મેજ છે. મેજ ઉપર નાની ગોળ આરસી મુકેલી છે. એ "શિન્ટો" ધર્મનું ચિન્હ છે.



યો-મેઇ-મોનના મંડપનો એક ભાગ. નિકો.



**નીચો-મોન દરવાજો. આઈ-મિટ્સુના મંદિરનું બારણું.**

આ અંદરના મંદિરની ભીંતો ઓકનાં કોતરેલાં પાટીઆંની છે. છત પણ કોતરેલી તથા રંગેલી છે.

ચોકમાં પાછા જતાં એક નાનું બારણું આવે છે. તે ઉપર ઉંઘતી બીલાડીનું પ્રખ્યાત ચિત્ર કોતરેલું છે. પછી બસો લીલ વાળાં ઉભાં પગથીઆં ચઢીને ટેકરીની ટોચે જવાય છે, ત્યાં બળવાન શોગન આઈ યાસુની કબર છે. તે બ્રાંઝની છે તથા બહુ સાદી છે. એની આગળ પથ્થરના નીચા મેજપર એક મોટું બગલું છે. તેના મ્હોડામાં એક સમેદાન, ધુપ દાન તથા પીતળનાં કમળવાળું વાસણ આપેલું છે. એ બધાં ભવ્ય દેવળો જોવામાં છ કલાક અથડાવાથી થાકી ગએલાં હોવાને લીધે, આઈ મિટ્સુનાં ઉતરતાં મંદિરો બીજે દહાડે જોવાનો વિચાર રાખીને અમે વીશીમાં પાછાં ગયાં.



**આઈ-મિટ્સુના મંદિરમાંનો કારા-મોન દરવાજો.**

બીજા **શોગન આઈ મિટ્સુની** કબર આગળ જતાં થોડાં બૌદ્ધ મંદિરો આવે છે. તેમાં દાખલ થવાનો રસ્તો **ટોરી**માંથી છે. એ **ટોરી**માં થઈને ગયા પછી બે લાલ લાખવાળાં જોડાજોડ મકાન આવે છે. એ બે છાપરાવાળા છજાથી જોડાએલાં છે. આમાંનું એક હિંદુ દેવી **અશિતિનું** છે. એ રાક્ષસીએ બૌદ્ધ ધર્મની રાજધાનીમાંથી પાંચસેં છોકરાં ખાઈ જવાની પ્રતિજ્ઞા લીધી હતી. પણ, પોતાની ક્રુર ધારણા પુરી પાડ્યા પહેલાં તે બૌદ્ધ ધર્મની થઈ ગઈ. મઠમાં દાખલ થઈ અને બૌદ્ધ ધર્મમાં પ્રકાશમાન દેવતા થઈ. બીજું દેવળ **અમિદનું** છે. તેમાં **શોગન યોરિટોમો**નાં હાડકાં સંઘરી રાખેલાં છે.

આની પેલી તરફ **નિયો-મોન** કે બે રાજાનો દરવાજો છે. ત્યાં જવાનાં પ્હોળાં પગથીઆં છે. બે રાજા રાક્ષસી કદના છે. તેમને રાતા રંગ્યા છે. યોદ્ધાને છાજતો વિકાળ દેખાવ બધોછે. **ત્યાંથી નાઈ-ટેન-મોન** નામનો બીજો દરવાજો છે ત્યાં જવાય છે. ત્યાં પણ એવાંજ બે પુતળાં છે. પણ તે લાલ તથા લીલાં રંગેલાં છે. દરવાજાની માંહી વાયુના



આઈયાસુના મંદિરમાંનો કારામોન કે ચીનાઈ દરવાજો.

દેવની લીલી રંગેલી મૂર્તિ છે. તે પવનને ઝોળીમાં ભરીને પોતાને ખભે ભરવી લઈ જાય છે. તેની જોડે એનો જોડીઓ મેઘગર્જનાનો દેવ છે. એ બંનેને જેટલા ભયંકર તથા મદોન્મત્ત કોતરી શકાય એટ- લા કોતર્યા છે. **આઈ-મિટ્સુની** કબર જતાં જે ચોકની હાર આવે છે ત્યાં જવાના દરવાજામાંથી એકજ વર્ણવા જોગ બાકીછે. તેનું નામ **કારા મોન** છે. એનું ચિત્ર ૧૩૧ મે પૃષ્ઠે આપેલું છે. એ બધા ચોકમાં ઘણાં મંદિરો તથા બીજાં મકાન છે. એ પણ **આઈ-યાસુનાં** છે તેવાંજ છે; અને તેની આસપાસ પણ તેજ જાતનાં ઠંડાં લીલાં ઝાડ છે.

**આઇ-મિટ્સુની** કબરથી પાછા જતાં વચ્ચે એક મકાન આવે છે. તેમાં જીવતો હોય તેવા એક ઘરડા માણસનું પુતળું છે. તેને લાંબીદાઢી તથાં અસ્વાભાવિક લઠ્ઠ પગછે. એ મૂર્તિ **એનો શોકેકુ** નામના બૌદ્ધ સાધુની છે. તેનામાં અદ્ભુત ચમત્કાર કરવાની અને ભૂતને મંત્રથી વશ કરવા- ની શકિત હતી. ટેકરીઓમાંનાં ભૂતો ઉપર તેની સત્તા ઘણી હતી. પર્વત પરના ઘણાક મુશ્કેલ રસ્તા તેમણે બધાએ મળીનેજ કરેલા છે. **હિટો કોટો નુશિ** નામે એક કમનસીબ ભૂત હતું, તેણે તેની આજ્ઞા તોડી તેથી તેને **નિક્કો** પર્વતની વચ્ચેના એક પહાડમાં પૂર્યું છે. તે હવે ૫,૬૭,૦૦,૦૦,૦૦૦ વર્ષ પછી જ્યારે બૌદ્ધ ધર્મોદ્ધારક પ્રગટ થશે ત્યારે છુટું થશે. જાપાની લોકોને ઘણા ફાયદા કરીને ૭૦૧માં **એનો ચીન** નાસી ગયો છે તે ફરી જણાયો નહીં.

**ઝેંકી** ને **ગોકી** નામના તેના બે આજ્ઞાંકિત ભૂતો તેની મૂર્તિને ટેકવી રહ્યા છે. હજુ **એનો** શરીર બળ તેમાં મુખ્ય તેના પગમાં બળ આપી શકે છે એવું મનાય છે. તે **"જીન-રિકિશ"** ખેંચનારાનો માનીતો સાધુ છે. તેઓ તેના મંદિરમાં બધી જગાએ બેસુમાર લાંબા ઘાસના જોડા ચઢાવે છે.

અમે નિક્કોમાં ત્રણ દહાડા રહ્યાં. પણ જે જે બધું અદ્ભુત તથા જોવા લાયક છે તેનો સહજ વિચાર આણવાને પણ એટલો વખત બસ નથી એમ ખાતરી થઈ. **નિક્કો** મને એક સરસ સ્વપ્ન જેવું યાદ રહી ગયું છે. ગાઢાં પાંદડાંના ઠંડા લીલા રંગથી જુદાં પડી આવતાં ગરમ લાલ રંગનાં મોટા કદનાં દૂરથી જણાઈ રહેલાં મંદિરોની સચેતન છબી

સિવાય મને બીજી કશી છાયા રહી નથી. અને એ બધાંની ઉત્કૃષ્ટ અને અપાર ભાતની કારીગરીની યાદ તાજી કરવાને હવે તો મારી પાસે તેમની છબીઓજ રહી છે. ખ્રિસ્તી કે મૂર્તિપૂજક ધર્મને લગતી દુનીઆની સૌથી સરસ ઈમારતોની બરોબરી નિકો કરી શકે તેમ છે. સુથારના કામ તથા કોતરણી કામની ફતેહમાંતો એની સાથે સરખામણી કરી શકે એવું આખી પૃથ્વીપર કોઈ જગાએ કશું નથી. મેં તો જો કે બહુ ઉતાવળમાં એ જોયું છે, તે છતાં એ જોયાથી મન ઘણું કેળવાયું છે.

નિકો રહ્યા તેમાંથી એક દહાડો તો અમે પાસેના પર્વતોપર મુસાફરી કરી. અમારી ધારણા ચીઉ-સેન-જી સરોવર જોવા જવાની હતી. તે દરીઆની સપાટીથી ૪૦૦૦ ફીટ ઉંચાણમાં છે, તથા પર્વત અને નદીના રમણીય દેખાવમાં આવેલું છે. એ રસ્તે "જીન-રિકિશ" જઈ શકે તેમ નહોતું. તેથી જાપાનનું "કાગો" નામનું બીજું વાહન થાયછે તેમાં બેસીને ગયાં. બે વાંસ ઉપર નેતરની ડોળી જેવું હોય છે તે ચાર જબરા મજુરો ઉચકી લઈ જાય છે. અમારૂં સરઘસ જોઇને અંગ્રેજને તો અચંબો લાગ્યા વિના રહે નહીં. સાત "કાગો" હતાં. ત્રણમાં ત્રણ અંગ્રેજ પુરૂષો, બીજાં ત્રણમાં ત્રણ મડમો તથા એકમાં અમારો જાપાની ભોમીઓ મી. હેકોડેટ હતો. સાતને ઉચકવાને ઓગણત્રીસ આદમીઓ હતા. (કેમકે મારે એક વધારે જોઇતો) એ બધા ધીમું ગાતા ગાતા પગલાં ભરતા હતા. ચીઉ-સેન-જી જવાસારૂ અમારે ૩૦૦૦ ફીટ ઢોળાવવાળા આઠ માઈલ જવાનું હતું. એટલું જતાં ચાર કલાક લાગ્યા. મુસાફરી ઘણી સુખવાળી હતી. પાછાં ઉતરતાં જરા ઠીક નહોતું, કેમકે ઉચકનારાને તે કઠણ પડયું. સાંજે પણ એ લોકે થાકનાં ચિહ્ન જણાવ્યાં નહીં. સુતા પહેલાં જો ૨૦ માઇલ સુધી "જીન-રિકિશ" માં બેસીને જવું હોય તો અમને ખેંચી જવાને તેઓ તૈયાર હોત.

ચીઉ-સેન-જી ગામડું સારૂં છે. ત્યાં ઘણી વીશીઓ તથા શ્રીમંત જાપાનીઓને ઉનાળામાં રહેવાની જગા છે. સરોવરમાં પાણીનો વિસ્તાર ખુબ છે, તેનો ઘેરાવો દશેક માઇલનો છે, તથા તેની આસપાસ બહુ રમણીય દેખાવ છે. તેના જમણા કીનારા પરજ નાન્ટાઈ-સૅન આવેલો

છે. તે તથા સામી બાજુની ટેકરીઓ વિવિધ જંગલોથી ભરપૂરછે. બધી વીશીઓનાં મ્હો સરોવરની તરફ છે પવિત્ર પર્વતની ટેકરીઓ નીચે, રસ્તાની બીજી તરફ ધર્મગુરૂનાં ઘરછે. એમાંના એકમાંથી નાન્ટાઇ-સૅન ને શિખરે જવાનો રસ્તો છે. ત્યાં જવા સારૂ નિકોના મુખ્ય ગુરૂની પરવાનગી જોઇએ છે. સરોવરમાંથી એક ઝરણુ નીકળે છે. તે ૩૫૦ ફીટ ઉંચાઇએથી એવાર ધોધરૂપે પડે છે.

જાપાનના પ્રધાન કાઉન્ટ ઓઇટોએ, મિકાડોની વર્ષગાંઠની ખુશાલીના નાચમાં આવવાનું અમને આમંત્રણ કર્યું હતું. પણ નિકો-ની જોવા લાયક જગાઓ જોવાના મોહમાં અમે ત્યાં ગયા નહીં. તે દિ-વસે સવારે અમે નિકોથી નીકળ્યાં. ઘેરેઘેર કાગળના વાવટા લગાવી દીધા હતા. છોકરાં બહુ આનંદમાં જણાતાં હતાં. આવ્યાં હતાં તેને તેજ રસ્તે અમે પાછાં ગયાં. નિકોથી નીકળી અમે રાજધાની ટોકીઓ ગયાં. ટોકીઓમાં લગભગ દશ લાખ માણસની વસ્તી છે, પણ મહેલ્લા-માં ગૅસનો દીવો સરખો નથી. તે દિવસે મહારાજાની જન્મગાંઠ હોવા-ને લીધે બધાં ઘરોમાં કાગળનાં ફાનસથી રોશની કરી હતી. રસ્તામાં પણ લોકો કાગળનાં નાનાં ફાનસ લઈને ફરતા હતા. એ ફાનસની રો-શનીના જેવો સુંદર દેખાવ મેં કદી દીઠો નથી. મોડી રાતની આગગા-ડીમાં અમે યોકોહૅમા ગયા.

બાકીના થોડા દહાડાં યોકોહૅમામાં રહ્યાં. ત્યાંથી કોઈ કોઈ વખત પાસેનાં ગામમાં તથા ટોકીઓ જતાં.

એક દિવસ કામકુરમાં દેબુટઝ નામની બુદ્ધની મૂર્તિ છે તે જોવા "જીન-રિકિશ"માં બેસીને ગયાં હતાં. આ મહાન કદની મૂર્તિ બેઠેલા આકારમાં છે. તે બહુ પુરાણી છે અને ઊંચાઈમાં ૪૭ ફીટ છે. ધાતુના ૭ ૭ ફીટ ઉંચા કડકા ત્યાંજ પાડીને ગોઠવેલી છે. ગોઠવેલા ભાગ દે-ખાય છે. બુદ્ધની મૂર્તિ બહુ ઉંડા ચિંતનમાં મગ્ન હોય એવું જણાય છે. અને માનનીય શાંતિ ધારણુ કરેલી લાગે છે. કપાળ વચ્ચે મોટું નંગ જડેલું છે તેજમાત્ર તેમાંથી નીકળે છે એવું કહેવાય છે. તે પરથી બુ-દ્ધને "દુનીઆનું નુર" કહે છે. અંદરનો ભાગ પોકળ છે અને મંદિર કરેલાં છે. માથું ગોકળ ગાયોથી ઢાંકી દીધેલું છે. બુદ્ધને પ્રાણીઓપર બહુ

દયા હતી તેથી તેઓ તેના ખુલ્લા માથાનું સૂર્યના તાપથી રક્ષણ કરેછે.



મહાન્ બુદ્ધ. કામકુર.

પાસેની વીશીમાં અમે ગયા. અમારે સારૂ જાપાની ભોજન તૈયાર કરાવવાનું પહેલેથી કહેવડાવ્યું હતું. રાંધવા સિવાય બધા કીસબી હુન્નરમાં એ પ્રજા કુશળ છે, લાકડાનાં લાખોટેલાં વાસણમાં જમવાનું હતું. બધું સામટુંજ પીરસી દીધું. પીરસનારી ત્રણ સુંદર જાપાની સ્ત્રીઓ હતી, તેમણે સાંનો પોશાક પહેર્યો હતો. તે અમને જમતાં જોવા ગમ્મતની આશાએ ઉભી રહી. જમવાનું બીલકુલ સારૂં નહોતું. બધું કાચું તથા બેસ્વાદ હતું. વાસ પણ નઠારી આવતી હતી. અમને તો ભૂખ કકડીને લાગી હતી તેથી એક બીજાના સામું જોવા લાગ્યાં. તે જોઇને પેલી ચાકરડીઓ તો ખડ ખડ હસવા લાગી. એમ કરતાં આખરે તેમાંની એક જઈને ચોખાં ઇંડાં વગેરે કાંઈ ખાઈ શકાય એવી વસ્તુઓ લઈ આવી. અમારાં બૈરાં જોડે ઘર ધણીઆણી તથા તેની ચાકરડીઓ વાતે વળગી. તેમનાં એકેએક ઘરેણાં તપાસવા મંડી ગઈ. સગાંવહાલાં સંબંધી ખૂબ સવાલ પૂછ્યા. પુરૂષો તરફ ધિક્કાર દેખાડતાં અને અવગણના દેખાડતાં

હતાં પછી જ્યારે બીલ કરીને આપ્યું ત્યારે સૌ પોત પોતાના પૈસા લેઈ હસતાં હસતાં આવ્યાં.

પાસેના એક બેટમાં કેટલાંક દેવળ હતાં તે જોવા જવાને વિચારે અમે એક હોડી કરી. પણ વચ્ચે માછીઓની હોડીઓના સમૂહ તરફ અમારૂં ધ્યાન ખેંચાયું. એ હોડીઓની જાળો વગેરે તપાસતાં અંધારૂં થયું, જેથી બેટ જોવા જવાનો વિચાર માંડી વાળ્યો. જાપાનના ઉદ્યમમાં ખેતીથી બીજે નંબરે માછલી પકડવાનું છે. ૨,૦૦,૦૦૦ માછીઓનાં હોડકાં છે, તેથી લગભગ વીશલાખ આદમીને રોજગાર મળેછે. લોકનો માંસમય ખોરાક મુખ્યત્વે માછલી છે.

રવિવાર યોકોહૅમામાં ગુજાર્યો. ત્યાંના યુનિયન–ચર્ચમાં સવારે અમે ગયાં હતાં. ખ્રિસ્તી ધર્મના બે પંથ સિવાય બધા પંથના લોક એકઠા મળી પ્રાર્થના કરે છે. અમેરિકા તથા ઇગ્લાંડના મળી નવ પંથના માણસો ભેગાંજ પ્રાર્થના કરેછે. ખ્રિસ્તી ધર્મમાં જે ભેદ તથા પંથો માલમ પડે છે તેથી ધર્મ પ્રસારવામાં હમેશ અડચણ પડે છે તે થોડા વખતમાં ઓછી થઈ ત્યાંનાં ધર્મપ્રસારક મંડળો એકઠાં થશે એમ આશા છે. જાપાની લોકની ખ્રિસ્તિ ધર્મ સમાજમાં પણ ઘણા માણસ છે. જાપાનમાં વીસ હજારથી વધારે આદમી પ્રોટેસ્ટન્ટ પન્થમાં ખ્રિસ્તિ થએલાં છે. તેથી કરીને બૌધ ધર્મના જુના થઈ ગએલાં વહેમો તથા મૂર્ત્તિ પૂજા ધીમે ધીમે ઓછાં થશે એમ લાગે છે.

જાપાનના મુખ્ય માણસોની ઇચ્છા એવી છે કે યુરોપીઅન સુધારો જાપાનમાં દાખલ કરવો. તેથી એવો સંભવ છે કે રાજ્ય તરફથી ક્રીશ્ચિયાનીટી કોઈ રૂપે સ્વીકાર્યામાં આવશે. ધર્મોપદેશકોને ભય રહે છે કે રોમનકાથોલીક મત સ્વીકારાશે. જાપાનમાં જેટલા જુગ્મો ધર્મોપદેશકોને શિર છે તેટલા બીજા કોઈ મૂર્તિપૂજક દેશમાં નહીં હોય. તેમજ એટલી ફતેહની આશા પણ બીજે કાંઈ નહીં હોય. ત્યાંના ખ્રિસ્તીઓ અંગ્રેજ જેવાજ ઉચ્ચતા પામેલા હોય છે. અને ભાષણ કરનારા તો આપણા ધર્મોપદેશકો જેટલાજ હોશીઆર તથા ધર્મ શાસ્ત્રમાં નિપુણ હોય છે. વળી અમેરિકન ધર્મોપદેશક મંડળીઓએ સ્થાપેલી નિશાળો છે. તેનો લાભ જાપાનના પૈસાદાર તથા સત્તાવાળા લોક ખુશીથી

ળે છે. ત્યાં ખ્રિસ્તી ધર્મ બીજી ઊંચી કેળવણી સાથે શિખવવામાં આવે છે. મિસ ક્રૉસબી કરીને એક અમેરિકન સ્ત્રી છે. તેની યોકોહૅમામાં નિશાળ છે. ત્યાં આશરે ૧૨૦ સ્ત્રીઓ શિક્ષણ લેછે. તેમાંની ઘણીકતો ઉમરાવોની છોકરીઓ છે. જાપાનમાં ખ્રિસ્તિ ધર્મ છૂટથી પળાય છે તથા દેશના સત્તાધિકારીઓ તરફથી એને ઉત્તેજન મળે છે.

૬ રે સવારે અમે વીશીને છાપરે પર્વતનો દેખાવ જોવા ચઢતાં. એ પર્વતનાં ચિત્ર જાપાની હુન્નરકળાની બધી વસ્તુપર જોવામાં આવે છે. કાગળ, લૂગડાં, માટીનાં વાસણ, લાકડાંનાં પાટીઆં, ધાતુનાં વાસણ વગેરે ઘણી ચીજોપર એ ચિત્રેલો હોય છે. ફુજી-યામા પર્વત જાપાનમાં સૌથી વધારે પવિત્ર ગણાય છે. એ બળતો પહાડ બરફથી ઢંકાએલોછે. જમીનથી ૧૨,૦૦૦ ફીટ ઊંચો છે. ૧૭૦૭માં તે છેલ્લો ફાટયો હતો, તે વેળા બહુ નુકસાન થયું હતું. યોકોહૅમાની પડોસમાં જ્યાં જ્યાં અમે જતાં ત્યાંથી એ પહાડ નજરે પડતો.

૯મી નવેમ્બરે જાપાની આગબોટ "યામાશિરો મારૂ"માં, જુની રાજધાની કોબી જે ક્યોટોનું મુલેહનું બંદર છે ત્યાં જવા સારૂ યોકો-હૅમાથી ઉપડ્યાં. એ આગબોટ સારી હતી. તેમાં જાપાની ટપાલ એક બંદરથી બીજે બંદર લઈ જવામાં આવે છે. એના જેવી સગવડવાળી આગબોટમાં હું અગાઉ બેઠો નહોતો. ચોખ્ખાઈ ઉપર બહુ લક્ષ દેવાય છે. બેસવાના અને જમવાના ઓરડા પણ હવાવાળા ને સરસ હતા. રસોઇ ઉત્તમ થતી. વહાણના અમલદારો અંગ્રેજો હતા, ખલાસીઓ જાપાની હતા. એ આગબોટ સર વિલ્યમ આર્મસ્ટ્રૉંગની કંપનીનીછે. એમાં વહાણનો લશ્કરી કાફલો લઈ જવાની ગોઠવણ સપાટામાં થઈ શકે એવું છે. કૅપ્ટન તથા મુખ્ય ઈજનેર જોડે ફરીને તેનો ખુણેખુણો મેં તપાસી જોયો. એ સહુ જોઈ હું બહુ ખુશી થયો. બપોરે અમે બ્રાઇઝ બેટ

આગળથી ગયા. ત્યાં બળતો પહાડછે તેમાંથી **એટના** તથા **વિસુવિયસ** કરતાં વધારે ભડકા તથા ધૂમાડી નીકળે છે. દશમીએ સાંઝે અમે **કોબી** પ્હોચ્યાં. ત્યાંથી બીજે દહાડે સવારે આગગાડીમાં **કીઓટો** ગયાં. **યા-અમી** નામે ટેકરીના ઢોળાવપર આવેલી સરસ વીશીમાં ઉતર્યાં. એની નીચે **કીઓટો** આવી રહેલું છે. એનું ક્ષેત્રફળ આશરે ૨૫ ચોરસ માઈલ છે તથા એમાં ૩,૫૦,૦૦૦ માણસની વસ્તીછે. જાપાનનાં ઘર બધાં એક સરખી ઊંચાઈનાં હોય છે. તેથી દેખાવ બધો એક જાતનો લાગે છે. દશેક માઈલને છેટે લાકડાંથી ઝાડથી ભરપુર પર્વતની હાર આવેલી છે. એ પર્વતનો દેખાવ **નિકો**માં હતો તેવોજ રમણીય છે. પણ **કીઓટો** આવવાનો અમારો હેતુ જાપાની લોકની રીતભાતની હકીકત મેળવવાનો હતો, તેથી એ દેખાવ જોવામાં માત્ર એકજ દહાડો કહાડ્યો. "**જીન-રિકિશ**"માં બેસી પર્વત આગળથી નેળમાં અમે ગયાં. પાછા આવતાં ત્યાં એક ઉતાવળા વ્હેણની નદી આવી. તેમાં હોડીમાં બેસીને ગયાં. ત્યાંથી ગાડીઓ વગેરે બધું હોડીમાં ભરીને ગયાં. નેળને છેડે નાનું સરખું ગામડું છે. ત્યાં **કીઓટો**ના ધનવાન લોક ઘણી ખરી વખત ઉજાણીએ જાય છે. ત્યાં વીશીઓમાં ખુલ્લા ઓરડા તથા રવેશમાં જાપાની લોકો તહેવારના સુંદર પોશાક પ્હેરી આવેલા હતા. કેટલાક અમીર હતા. તેઓ પોતાનો પોશાક નાપસંદ કરે છે અને **પૅરિસ**માંથી નીકળી ગએલી ફેશનના પોશાકની નકલ કરે છે. આ દિલગીરીની વાતછે. પુરૂષો કાળા નીચા કોટ તથા વારનીસનાં બુટ પહેરે છે. માથે ગોળ ટોપી પહેરે છે. તેમના દેશી સુંદર પોશાક જોડે આ પોશાક બીલકુલ મળતો નથી તેથી ઘણો શોકાતુર દેખાવ લાગે છે.





કીયોટોમાં ઉતાવળા વહેળામાં ઝપાટાબંધ પસાર થવું.

## પ્રકરણ ૧૩ મું.

### જાપાનના લોકોની રીતભાત,

જાપાનની જુની રાજધાની કીઓટોમાં રહીને ત્યાંના લોકની સાંસારિક રીતભાત જોવાને એક અઠવાડીઉં ત્યાં રહેવા ધાર્યું હતું.

જાપાન દેશમાં લોક મૂર્તિપૂજક છે તેથી તેઓ સુધરેલા નથી એમ ધારવું ભૂલ ભરેલું છે. ખ્રિસ્તી પ્રજાઓનાં જેવાંજ દેશ સુખ તથા આબાદીનાં સાધનો ત્યાં છે.

વસ્તીના ચાર જુદા ભાગ છે તે સાફ જુદા પડેછે. તે નીચે મુજબ છે.—

| | | |
|---|---|---|
| ૧. | રાજ્ય કુટુંબ | ૩૦ |
| ૨. | ઉમરાવો | ૨૦,૦૦,૦૦૦ |
| ૩. | બૌદ્ધ તથા "શિન્ટો" ધર્મગુરૂઓ | ૩,૨૦,૦૦૦ |
| ૪. | સાધારણ વર્ગના લોકો | ૩,૪૦,૦૦,૦૦૦ |

જાપાનમાં પરદેશીઓ બહુ થોડા રહેછે. તેઓ ફક્ત સુલેહનાં બંદરોમાંજ હોયછે. યુરોપીઅનો ૨,૫૦૦ તથા ચીનાઓ ૩,૦૦૦ છે. સુલેહનાં બંદરોમાં ઘણાક યુરેઝયનો છે. એ યુરોપીઅનોની અનૌરસ પ્રજા છે. ધર્મોપદેશકો એવી ફરીઆદ કરેછે કે બૌદ્ધધર્મી કરતાં ખ્રિસ્તીઓ ખ્રિસ્તી ધર્મના પ્રસારમાં વધારે અટકાવ કરે છે તે વાત આ પ્રજાની હયાતીથી ખરી પડેછે. યુરોપીઅનોની અનીતિ તથા અધર્મીપણું, કેટલાક અપવાદ સિવાય, જાપાન તથા ચીનમાં બહુ ખરાબ છે.

જાપાનના કામ કરનારા લોકો ગરીબ હાલતમાં છે. તેમજ ઘણી થોડી વસ્તુઓની જરૂર પડેછે. જેને ઓછું જોઇએ તે બહુ ધનવાન એ ખરૂં હોય તો જાપાનીઓ ધનવાન છે. એક રોજમાં દશ કલાક કામ કરવું પડેછે. મજુરોને આઠથી ચૌદ પેન્સ રોજ મળેછે; સુથારને અઢી કે ત્રણ શિલિંગ; લુહારને પણ તેથી સ્હેજ ઓછો રોજ મળેછે. ખેતરના મજુરોને ખાધા સાથે દસ પેન્સથી દોઢ શિલિંગ મળે છે. ચિતારા, ધાતુનું કામ કરનારા તથા યુરોપીઅન ઘર શણગારની વસ્તુઓ બનાવનાર કારીગરો દશથી પંદર શિલિંગ રોજના કમાઇને પૈસાદાર બનેછે.

ત્યાં રહેવાનો ખર્ચ બહુ થોડો થાયછે. મોટાં શહેરોમાં પણ એક આદમીને ખાવાના તથા પથારીના પાંચ પેન્સ રોજના પડે છે. જાપાનીઓનો ખોરાક ચોખા, માછલી, શાકભાજી તથા મિષ્ટાન્ન તરીકે ઈંડાંનો છે. મજુરીઆત લોક બધા એકજ જાતનો ખોરાક ખાયછે. તેમનું ખાવાનું ચારેક પૈસામાં તૈયાર રાંધેલું મળેછે. કુટુંબમાં તો માથાદીઠ તેથી અડધું ખર્ચ થાયછે. મજુરીઆત લોકનાં ઘર ઈંગ્લાંડના મજુરોના ઘર જેવાંજ સારાં તથા સ્વચ્છ હોયછે. કરવેરા બહુ થોડા છે. તેમાં એ લોકોને તો ઘણો જુજ વેરો ભરવો પડેછે. ગામ તથા કસ્બામાં પુષ્કળ પાણી પુરૂં પાડવામાં આવેછે. ઘરમાંની ગંદકી રાતે બરોબર રીતે સાફ કરવામાં આવેછે. પછી ખાતરના કામમાં વપરાય છે.

પૈસાદાર લોકને થોડે ખર્ચે તથા ગરીબોને મફત કેળવણી મળે છે. સરકારી નિશાળો કહાડી શરૂઆતની કેળવણી એકેએક બાળકને આપવી એવી યોજના થઈ છે. આ બની શકે તેમ છે કેમકે ૨૯,૦૦૦ શરૂઆતની નિશાળોમાં ત્રીશ લાખ છોકરાં શીખેછે. વળી ૧૮૦ હાઇસ્કુલો છે તેતો જુદી. ૭૨ ટ્રેનિંગકૉલેજો છે તેમાં ૫૩૦૦ માણસો શિક્ષક થવાને તૈયાર થાયછે. કેળવણીખાતે દર વર્ષે ૧૫,૦૦,૦૦૦ પોંડ ખર્ચ થાય છે.

કીઓટોની એક સાધારણ શરૂઆતની નિશાળ જોવા હું ગયો હતો. ત્યાં પાંચસો છોકરાં કેળવણી લે છે. નીચલાં ધોરણની ફી મહીને આઠ પેન્સ તથા ઉપલાંની ૧૩ પેન્સ છે. ગરીબને તો મફતજ ભણાવે છે. મને સમજણ નથી પડતી કે શી રીતે એ ભેદ પાડી શકાય છે. વાંચતાં, લખતાં, ડીકટેશન, અંકગણિત, બીજ ગણિત, ગણિત, હિસાબ ગણવાનું યંત્ર વાપરતાં, થોડું અંગ્રેજી ગાયન તથા કસરત શિખવાય છે મહેતાજીએ અમને ફેરવીને બધું બતાવ્યું. મોટા ઓરડામાં ભીંતે પાટીઆ પર નિશાળના ધારા, શિક્ષકોની ફરજો, તથા મિકેડોએ આપેલું સર્ટીફીકેટ લખેલાં હતાં. નિશાળમાં વચ્ચે રમવાની જગા હતી. એક ઠેકાણે દશ વર્ષ લગીની છોકરીઓને કસરત કરવાનું હતું. એકમાં એક સ્ત્રી-શિક્ષક છોકરા તથા છોકરીઓના વર્ગને જાપાની ગાયન શીખવતી. તે લાકડાના બે કકડા વતી તાલ આપતી. છોકરાંઓએ થોડાં ગીત ગાયાં

પણ તે મને કાંઈ સારાં લાગ્યાં નહીં. એક ઓરડામાં એક શિક્ષક સાઠ છોકરાના વર્ગને વાંચન શિખવતો હતો. તેણે પાટીઆપર નીતિનું વાક્ય લખ્યું. બધાંને બરોબર સમજણ પડે તેમ તેની જોડણી કરી ગયો. પછી તેનો અર્થ અને સારાંસ સમજાવ્યો. એમ કરી જે બરાબર સમજ્યા હોય તેના હાથ ઊંચા કરાવ્યા. અડધાને સમજણ નહોતી પડી માટે ફરી સમજાવ્યું. હજી ન સમજ્યા હોય તેના હાથ ઊંચા કરાવી તેમની પાસે જઈ એક પછી એક સહુને બરાબર સમજાવ્યું. પછી પાટીઆપર લખેલું હતું તે છોકરાઓએ પીંછાંથી લખી લીધું. જાપાનમાં પીંછીઓ કલમની જગાએ વપરાય છે. મેં છોકરાંની કોપીઓ જોઇ. આખરે મને સમજણ પડી કે જાપાનીઓ દુનીઆમાં સૌથી સરસ આ લેખક શી રીતે થાયછે. વાંચન શિખનારાં નાનાં છોકરાંના વર્ગમાં બધા સમજે ત્યાં લગી આગાડી ન વધતાં એનુંએજ ધીરજથી શિખવવાની પદ્ધતિ પળાતી હતી. મુખ્ય શિક્ષકે મને કહ્યું કે કોઈ છોકરો કે છોકરી શિક્ષકનું સમજાવેલું જો પુરી રીતે સમજ્યાં ન હોય તો કદી પોતાનો હાથ ઊંચો કરેજ નહિ.

નીચલાં ધોરણોમાં છોકરા છોકરી એકઠાં શીખેછે. ઉપલામાં તો છોકરા તથા છોકરીઓ જુદાં બેસેછે તથા તેમની કેળવણી પણ જુદીજ છે. ઉપલા વર્ગમાં દરેક જણને પોતાનું બેસવાનું તથા ભણવાનો સામાન મુકવાનો મેજ હોયછે. એક ઓરડાનો દેખાવ બહુજ સુંદર હતો. તે મોટો હતો. એની ભીંતોપર બદામી રંગના કાગળ ચોઢેલા હતા. તેપર ઉડતાં બગલાં ઉપસેલાં કાઢ્યાં હતાં. જમીનપર આછા લીલા રંગનું પાથરણું હતું. વચ્ચે બારથી પંદર વર્ષની જાપાની છોકરીઓ ઉગડી બેઠેલી હતી. તેમણે આછા રંગનાં લુગડાં પહેરેલાં હતાં તથા અંબોડામાં ભભકાદાર ફુલ ખોસેલાં હતાં. તેઓ પુરૂષ તથા સ્ત્રીઓના પોશાક વેતરતી કે સીવતી હતી. દરેક છોકરી પાસે અકેક રેશમ ભરવાની સુંદર પેટી હતી. એ છોકરીઓનું મનોહર ટોળું, તેમના ભભકાદાર પણ સંપૂર્ણ રીતે અનુરૂપ રંગના પોશાક, તથા આસપાસના બદામી ને લીલી શોભા એ બધું મળીને જે દેખાવ થયો હતો તે ઝટ ભૂલાય એવો નહોતો. દરેક છોકરી એકલાં તેનાં પોતાનાંજ નહિ પણ તેના ધણીનાં પણ લૂગડાં શીવતાં નિશાળમાં શિખેલી હોય છે. બીજા ઓરડામાં છોકરીઓ પુરો-

પીઅન ગીતના અક્ષરો જોઈ ગાતી હતી તેમણે થોડી જાપાની કવિતા યુરોપીઅન રાગમાં ગાઈ, તે બહુ મધુરતાથી તથા બરોબર રીતે ગાઈ. હવે ત્યાં એક વાજું આણવાના છે.

ઇંગ્લાંડ તથા **જાપાન** એ બે દેશોની આગળ પાછળની હકીકત ધ્યાનમાં લેતાં લાગે છે કે એકંદર રીતે બંનેમાં શરૂઆતની કેળવણી સરખીજ અપાય છે. ત્યાં શિખનારની ઉત્કંઠા તથા નિશાળનો બંદોબસ્ત બહુ સારો હતો. અમે આગળથી કહેવડાવ્યા વગરજ ગયાં હતાં તોએ કોઈ છોકરૂં કંઈ બોલ્યું ચાલ્યું નહીં. હમે હતાં તોએ વર્ગનું કામ બરોબર રીતસર ચાલ્યું જતું હતું. શિક્ષક તથા શિખનાર એક બીજા સાથે હળેલાં હતાં. શિખનાર બરોબર ધ્યાન દેતાં; શિખવનાર માયા તથા ધીરજથી શિખવતા.

**જાપાન**ની ઊંચી નિશાળો પણ સારી છે. સૌની ઉપર **ટોકીઓ**ની યુનિવર્સીટીછે. તેની પાંચ્યકૉલેજો છે. તેમાં કાયદા, અર્થ શાસ્ત્ર, વૈદક, બાંધકામ, સાહિત્ય તથા પદાર્થ વિજ્ઞાન શિખવાય છે. એ કૉલેજોમાં ૧૨૦૦ વિદ્યાર્થી છે. તેમને શિખવવા સારૂ ૧૦૦ પ્રોફેસરો છે. ૬૦૦ વિદ્યાર્થી પરભાષા શિખે છે. પ્રોફેસરોમાં ઇંગ્લાંડ, **અમેરિકા** તથા **જર્મની**ની યુનિવર્સીટીઓના જાપાની ગ્રાડ્યુએટો છે. જુની ભાષામાં ચીન તથા જાપાનનાં સાહિત્ય શિખવાય છે. **જર્મની**ની યુનિવર્સીટીને ધોરણે એ ચાલે છે. **જર્મની**ની સત્તા દિવસે દિવસે જાપાનમાં વધતી જાય છે.

**જાપાન**ની સરકાર લોકપ્રિય તથા દૃઢ છે. હાલમાં તો નિરંકુશ રાજાનો અમલ છે પણ થોડા વખતમાં પાર્લામેંટ કરવી પડશે એવી વાતો ચાલે છે. દેશમાં રાજકીય લાગણી નથી. અમારો ભોમીઓ **ગ્રાઇટો** જરા ઉચ્છેદક મતનો હતો. તે અમને એક જાહેર સભામાં કોઈ જુલમ વિશે ભાષણ થતું હતું ત્યાં લઈ ગયો. લોકો થોડા હતા અને ભાષણ સાંભળવા તરફ બહુ ધ્યાન નહતું. એક ઠીંગણો વકીલ જુસ્સાથી બોલતો હતો. બે પોલીસના સિપાઈ સભાપતિની ખુરશીપર બેઠા બેઠા ભાષણનો સાર લખતા હતા. જ્યારે તે સરકાર વિરૂદ્ધ છેક બંડ ઉઠાવવા જેવું બોલે ત્યારે તેઓ પોતાની લાકડી ટેબલપર પછાડી તેને અટકાવતા હતા. એ બધું બહુ હાસ્યજનક હતું કેમકે દર બે ત્રણ મિનિટે નાના સરખા ભાષણ કર્તાને એવી રીતે દાબી દેતા હતા.

"ત્યાંનો મહારાજા બધાના કહેવા પ્રમાણે હોશીઆર છે તથા બહુ વખણાય છે. એની ઉમર ૩૫ વર્ષની છે. તે દેવ વંશી છે એવું કહેવાય છે. સૌથી મોટો પુત્ર ગાદીએ બેસે છે. બે હજારને બસેં વર્ષથી એના બાપદાદાની ગાદી ચાલી આવે છે. દશ મંત્રીઓ એના સલાહકાર છે. વસુલાત, ખેતી, કેળવણી વગેરે જુદી જુદી બાબતો સારૂ જુદા સલાહકાર છે. તેમના હાથ નીચે સારી નોકરી કરનારમાંથી રાજાએ પસંદ કરેલાં ચાલીશ માણસની સભા છે. કાયદા ઘડવાનું કામ તેઓ કરે છે. તેઓએ કરેલા ઠરાવ જ્યારે મંત્રીઓની સભા તથા મહારાજા મંજુર કરે છે ત્યારે અમલમાં આવે છે. એ રાજ્ય વહીવટના અમલના કામ સારૂ એક બીજી મંડળી છે. પ્રાંતીય કારભાર દરેક પ્રાંતના સુબાના હાથમાં છે. ૪૪ પ્રાંત છે. ત્યાંના કર એક સભા ઠરાવે છે. એ સભાના સભાસદ ૩૦ શિલિંગ કે તેથી વધારે જમીનવેરો ભરનાર પચીસ વર્ષની ઉમરના માણસો પસંદ કરે છે. આ પસંદ કરનાર ૪૪ પરગણાના થઈને ૧૮,૦૦,૦૦૦ માણસ છે.



શિન્ટો ધર્મનો ગુરૂ.

રાજ્યનો ધર્મ વસ્તીનો થોડો ભાગ પાળે છે, પણ સરકારી ત્રીજો-રીમાંથી તો ફક્ત વીશ હજાર પૌંડજ મળે છે જાપાનમાં બે ધર્મ છે. એકતો બૌદ્ધ અને બીજો "શિન્ટો." બૌદ્ધ ધર્મના ૭૬,૦૦૦ ગુરૂ છે અને "શિન્ટો"ના ૧૮,૦૦૦ છે. વસ્તીનાં એટલાં માણસો બૌદ્ધ ધર્મ પણ માને છે અને તે સાથે "શિન્ટો" ધર્મ પણ માને છે, અને એટ-લાં બન્ને ધર્મની મશ્કરી કરે છે કે ધર્મગુરૂઓની સંખ્યાથીજ એ ધ-ર્મોનો પ્રસાર કેટલો છે તે માલમ પડે. એ બંને ધર્મનો નાશ થતો હોય એવું મને લાગ્યું. એ ધર્મ શો છે તે હું સમજ્યો નથી. બંને પંથમાં વ-હેમ ઘણા છે. અસલનું સુંદર સ્વરૂપ ઢંકાઈ ગયું છે.

જાપાનના રાજ્યનો ખર્ચ ૧,૦૦,૦૦,૦૦૦ પૌંડ છે. ઉપજનો અ-ડધાથી વધારે ભાગ જમીનના વેરામાંથી મળે છે. ચોખાના ખેતરપર એકરે ૧૫ શિલિંગ કર છે તથા બીજી ખેડાણ જમીનપર એકરે ૪ શિ-લિંગ કર છે. બાકીની ઉપજ તંબાકુ, દારૂ, ખનિજ, ગાડીઓ, વહાણ, રેલવે, ટપાલ, તાર, ટિકીટો અને જકાત એ બધાંમાંથી આવે છે. ન્યાયખાતાનો ખરચ ૩,૦૦,૦૦૦ પૌંડ છે, પોલીસ અને કેદખાનાનો ૪,૦૦,૦૦૦, લશ્કરનો ૧૪,૦૦,૦૦૦, નૌકા સૈન્યનો ૪,૫૦,૦૦૦ તથા પેન્શનનો ૬,૦૦૦ છે. તેમાં દરવર્ષે ૩૫,૦૦,૦૦૦ પૌંડ ભરી દેવાય છે. રાજ્યનું દેવું ૫,૦૦,૦૦,૦૦૦ પૌંડનું છે.

ત્યાં સાઠલાખ જમીનદારો છે. તેમની જાગીર નાની નાની છે. તે-મની ખેતી વિષે આગલાં પ્રકરણોમાં કહેલું છે.

વખતે કોઈ ચઢાઈ કરે તો તે વખત સત્તરથી પચાસ વર્ષના બધા આદમી લઢવાને બંધાએલા છે. જાથુકના લશ્કરમાં ૧,૧૦,૦૦૦ માણસછે.

ત્યાંનું નૌકા સૈન્ય પણ સારૂં છે. મારા ધારવા પ્રમાણે પૅસિફિક મહાસાગરમાં બધી પ્રજાના સૈન્યમાં એ સૌથી બળવાન છે.

જાપાનનું ક્ષેત્રફળ ૧,૪૮,૦૦૦ ચોરસ માઈલ તથા વસ્તી ત્રણ ક-રોડ સીત્તેર લાખ માણસની છે. ગરીબોને સારૂ એક કાયદો કરેલો છે જેથી અશક્ત અને ઘરડા ગરીબોને જીવી શકાય એટલું ખાવા મળેછે. ત્યાં માત્ર દશ હજાર ભૂખેમરતાં માણસો છે. પ્રજા ચ્હા પીનાર છે તેથી એ નવાઇ જેવું નથી.

જંગલો બધાં સરકારી ગણાય છે. પણ, એ સરકારી હક બહુ પળાતો નથી.

પરદેશ ખાતે ચઢતો માલ ચ્હા, રેશમ, ચીનાઈ તથા લાખાટેલાં વાસણ, ચૌંઝ, કપુર, આદુ વગેરે છે. તેની કીમત આશરે સાઠ લાખ પૌંડ થાયછે. પરદેશથી આવતા માલની કીમત ચળીસ લાખ પૌંડ છે. જાપાની વેપારમાં ઈંગ્લાંડનો ભાગ સૌથી વધારે છે. ઈંગ્લાંડની ઘણી આગબોટો ત્યાં રહેછે.

જાપાનમાં બસો વર્ત્તમાનપત્રો નીકળે છે. તે બધાંની ચચ્ચાર હજાર નકલો ખપેછે. દેશમાં ૨૫૦ માઇલની રેલ્વે, ૪,૮૦૦ માઇલના તાર તથા ૬,૦૦૦ ટપાલ આફીસો છે.

પરદેશ ખાતાના પ્રધાનની પરવાનગી વગર કોઇ પરદેશીથી સુલેહના બંદરની હદ છોડાતી નથી. તે પરવાનગી પોતાના દેશના એલચી મારફત મળી શકે છે. આનું કારણ એછે કે યુરોપી દેશો જાપાનના સુલેહના બંદરોમાં પોતાની પ્રજા ઉપર જાપાની કાયદા લાગુ પાડવાની ના કહેછે. જો તેઓ જાપાનને સુધરેલા દેશોની પંક્તિમાં ગણે તો જાપાની સરકાર યુરોપીઅનોને દેશમાં જ્યાં ગમે ત્યાં જવા આવવાની તથા વેપાર કરવાની છુટ આપે. યુરોપીઅનોએ જાપાની કાયદા તળે રહેવું જોઇએ. એ બાબત ઘણા કેળવાએલા જાપાનીઓનાં મન કચવાયલાં છે. હું પણ તેમની લાગણીમાં ભાગ લઉછું. ત્યાંની સરકારે નેપોલીઅનના કાયદાને આધારે દીવાની તથા ફોજદારી કાયદા બનાવવા માંડ્યા છે. મુસાફરના જાનમાલના રક્ષણસારૂ જાપાન જેવો સહીસલામત દેશ એકે નથી. વીશ વર્ષ ઉપર તેથી ઉલટુંજ હતું.

જાપાની લોક આનંદી તથા ખુશમિજાજી છે. તેમને રમતગમતનો બહુ શોખ હોય છે અમારા ચાલાક ભોમીઆ આઇટો જોડે ઘણી વેળા હું એ લોકનાં નાટકો તથા મેળાવડામાં ગયો હતો. મિસ બર્ડ તથા મારા મિત્ર મી. એચ. ડબ્લ્યુ. લુસી જોડે પણ એજ ભોમીઆ તરીકે ગયો હતો. લોકની રીતભાતથી બરોબર માહીતગાર છે, અને અંગ્રેજી સારૂં બોલી જાણે છે. ત્યાં નાટકોમાં સ્ત્રીઓ ભાગ નથી લેતી. સ્ત્રીના ભાગ

છોકરા ભજવે છે. નાટક બહુ લાંબા વખત સુધી ચાલે છે. સવારના ૬-થી તે રાતના અગીઆર સુધી. નાટકોમાં સંભાષણ બહુ લાંબાં હોયછે.



ગાયન.

કેટલીક નાટકશાળામાં મદારી કસરત કરનાર, ખેલ કરનાર, નાચનારી છોકરીઓ તથા ગાયન કરનાર હોય છે. ઈંગ્લાંડના કરતાં નીતિનો બહુ સારો બંદોબસ્ત ત્યાં હોય છે. નાની છોકરીઓ સાંભળીને શરમાય એવું કશું જાપાની રમતગમતોમાં હોતું નથી. ગમતની જગાએ કેફીદારૂ બીલકુલ વેચાતો નથી; બીજી જગાએ પણ બહુ થોડો. જ્યાં જુઓ ત્યાં ચ્હા ખરી—તે ખાંડ કે દુધ વગરજ ઉની ઉની પીવામાં આવે છે. "સેક" અથવા ચોખાનો બીઅર એજ એકલી જાપાનમાં વપરાતી કેફી વસ્તુ છે. લોકોનો ઘણો ભાગ મદ્યનિષેધી છે. છાકટો માણસ ક્વચિતજ નજરે પડે છે.

જાપાની છોકરાંને માટે ઘણી રમતો હોયછે. પરીઓની વાતો સાથે તેને લગતા મેજીકલૅન્ટર્નના ખેલ સૌને બહુ ગમે છે. બધાં છોકરાં પાસે રમકડાં તો હોયજ. દરેક શહેરમાં એક "છોકરાંનો મહેલ્લો" હોયછે. ત્યાં નાટકશાળાઓ, બાળવિદ્યા શિખવવાની નાની નાની જગાઓ, પશુઓવાળા નાના બાગ, વાંદરાંની રમતો વગેરે ઘણું હોય છે. હોંસીલાં

માબાપને તેમનાં હસતાં, આનંદી, સુખી છોકરાં સારૂ રમકડાં લેવાં હોય તો તેની અસંખ્ય દુકાનો ત્યાં હોય છે. તેમાં ચીનાઈ માટીનાં રમકડાં, ઢીંગલીઓ, પતંગ, વાવટા, દડા, ભમરડા વગેરે ઘણી ચાંજો મળે છે.

તાયકૂનો નાચ જાપાની લોકને બહુ પસંદ છે. એને વાસ્તે અમારાં બૈરાંને એવી ઈન્તેજારી હતી કે મી. આઇટોએ ક્યોટોમાં વીશીમાં એક ખાનગી નાચ કરાવવાની ગોઠવણ કરી હતી. નાચનારીઓની જુદી જાતજ હોય છે. બાર વર્ષની ઉમરે તેઓ પોતાનો ધંધો શરૂ કરેછે. તેમના માલિક તેમને નાચવા સિવાય બીજી ઉંચી કેળવણી આપે છે. તેમના પગારનો અડધો ભાગ તેમના માબાપને મળેછે બાકીનો પરણે ત્યાંસુધી તેમના ખર્ચ સારૂ એકઠો કરેછે. તેમની બહુ સંભાળ લેવાય છે. તેઓ વાતો ભજવીને કહી બતાવે છે. કેટલાંક મુંગે મ્હોડે ચાળા કરેછે કેટલાક અંદર ગાતાં પણ જાય છે. અમને તો નાચતાં હોય એવું કશું લાગ્યું નહીં. એ નાચતાં નથી પણ વાર્તા કહેતાં તેમાંની સ્થિતિ ભજવે છે એમ કહેવાય.



નાચનાર છોકરી.

વીશીમાં અમે નાચ કરાવ્યો હતો ત્યાં આઠ નાચનારી આવી હતી. તેમાંની બેએ સુંદર રેશમી પોશાક પહેર્યા હતા. તેઓ ભીંતને અઢેલીને બેસીને જાપાની ગિટાર હાથી દાંતના કડકાથી વગાડતાં હતાં બીજી છએ આસમાની તથા કાળા પોશાક પહેર્યા હતા. તેઓ ભજવનાર હતાં. તેઓ અમારી સામે હાર થઈને બેઠાં. તેમની ઉમર ચૌદ પંદર વર્ષની લાગતી હતી. તેઓ બહુ સભ્ય હતાં. પણ જાપાનીઓની કુતૂહલ મુજબ આઇટો મારફતે અમારી જોડે વાત કરવા મંડી ગયાં. અમારાં બૈરાંનાં લૂગડાં ઘરેણાં વગેરે વિષે સવાલ પૂછ્યા. પચાસ વર્ષની સ્ત્રી કુંવારી હતી તે માટે ધિક્કાર બતાવ્યો. અમે પણ થોડા સવાલ પૂછ્યા,

તે પરથી માલમ પડયું કે તેમનાં માબાપની ખાતર તેમણે એ ધંધો લીધો હતો. મેં તે બધાંનાં નામ પૂછ્યાં. આઇટોએ તેનો તરજુમો કરી અમને કહ્યાં. નામના અર્થ ગાતુંદેવદાર, ઉદાર કોમલ બાનુ, હજાર વર્ષની સુંદરી વગેરે બહુ વિચિત્ર હતા.

પછી ચ્હા આવી. ચ્હા સાથે ખાંડ પાએલાં આલુ હતાં. મેં મારા ગજવામાંથી ક્લોરેટ ઑફ પોટાશની તીકડીઓ તેમને ખાવા આપી. તેમણે તે તીકડીઓને વિલાયતી મીઠાઈ ધારી ખાધી.

નાચનો આરંભ થયો. ગાયન ઘણું કઠોર તથા લાંબું હતું. એકનો એક રાગ ગાતાં હતાં. ભજવવાનો ભાગ આવ્યો તેમાં પંખા તથા રૂમાલનો બહુ ખપ પડતો. એક વાર્તા સિંહની હતી. બીજી રાજકુંવરની હતી. બંનેમાંથી એક સારી નહોતી. એમને પૈસા આપવાનો તથા રજા આપવાનો વખત થયો જાણી અમે બહુ ખુશી થયાં. જાપાની તમાશામાં જેવી મર્યાદા પળાય છે તથા યોગ્ય વર્તણુક હોય છે, તેવું ઇંગ્લાંડની નાટકશાળાઓમાં તથા ગાયનની જગામાં થાય એવી મારી ખરા અંતઃકરણની ઈચ્છા છે. ભારે નાચથી તે હલકામાં હલકા તમાશા સુધી કશામાં એવું નથી હોતું કે જુવાન છોકરીઓથી જોવાય નહીં. સુલેહનાં બંદરોમાં યુરોપીઅનો સારૂ તમાશા કરાવવામાં આવે છે ત્યાં અમર્યાદા તથા નીચ વાતો જોવામાં આવે છે.

જાપાની લોકને ખ્રિસ્તીઓના રવિવાર જેવું કાંઈ નથી. વર્ષમાં વીશેક તહેવાર આવે છે. પણ રોજ રમતગમત તથા મઝામાં જે વખત જાય છે તે બાવન રવિવાર કરતાં વધારે થાય છે. ધર્મના તહેવારમાં બધા મંદિરોમાં જાય છે. દુનીઆની બીજી પ્રજાઓ પેઠે તેઓ પણ ઘરડા થાય ત્યાં સુધી ધર્મને વેગળો મૂકે છે.

## પ્રકરણ ૧૪ મું.

### જાપાની દુબાર તથા કિસબ.

ક્યિઓટોમાં સૌથી જોવા લાયક જગા મિકાડોનો મહેલ તથા શોગનોનો અસલી કીલ્લો છે. ત્યાં જવાનું બહુ મુશ્કલ છે; કેમકે રાજ્યના કારભારીની રજા મેળવ્યા વગર નથી જવાતું. અંગ્રેજી એલચીના મદદગારની મહેરબાનીથી અમને ઝટ રજા મળી.

પહેલા અમે મહેલ જોવા ગયા. ત્રીશ વર્ષપર આગ લાગી હતી તે પછી એ ફરીથી બંધાયો છે. તે સિડર નામના દેવદારની જાતના ખુશબોદાર લાકડાનો છે. તેને એકજ મોટો માળ છે તથા કાંઈ ઘણી કારીગરીવાળો નથી. બધાં જાપાની ઘરોની પેઠે આમાં પણ અંદરની શોભા બહુ છે. જતાવાંત જે ઓરડામાં ગયાં તેમાં તો સોંઘા હલકા રંગની અંગ્રેજી ખુરશીઓ, નઠારી શેતરંજી એવું એવું હતું. તે જોઇને અમને નાખુશી ઉપજી હાલમાં મિકાડોના દરબારમાં જર્મન લોકોનું ચલણ છે, તેથી પાશ્ચાત્ય સુધારો દાખલ થઇને ધીમે ધીમે આખા મહેલમાં એવું થઈ જશે એમ ભય રહે છે.

બે દરબારીઓને અમને મહેલ દેખાડવાનું સોંપ્યું હતું, તેઓ તે ઓરડામાં અમને મળ્યા. એક ઓરડામાંથી બીજામાં જવાને ખસેડી સકાય તેવી ફરેતાબો હતી. પહેલા વિભાગમાં ત્રણ મિજલસના ઓરડા હતા. તેમાં રાતા રંગનું બીછાનું હતું. એ રંગ મિકાડોનો છે. પ્રજાને તે વાપરવાની બંધી છે. બીજી ઓરડીઓની માફક આમાં પણ કાંઇ સામાન નહોતો. જાપાની લોક જમીનપર બેસે છે. ટેબલ વગેરે બીજી ચીજો જરૂર પડે ત્યારે આણે. કુટુંબનાં માણસો સારૂ સાત આઠ ઓરડા છે તે એક મોટા બેઠકના ઓરડાની આસપાસ આવેલા છે. એ મોટા ઓરડામાં ઓટલી છે તે પર રેશમી ચંદરવો છે. વીશ વર્ષ ઉપર મિકાડો ત્યાં રહેતો. ચોકમાં થઇને મિકાડોનો દરબાર ભરાય છે તે ઓરડામાં જવાય છે. ત્યાં વચમાં એક ઓટલી જેવું છે તથા ચંદરવો પણછે. ઓરડો ૧૦૦ ફીટ લાંબો અને ૮૦ ફીટ પહોળો છે. ભીંતોપર ચીન, કોરીઆ, અને જાપાનના પ્રખ્યાત વિદ્વાનોની છબીઓ છે. અમીરોને એકઠા થવાના ઓરડાના ત્રણ ભાગ છે. ત્રણે ભાગ એક એક કરતાં સહજ ઉંચા છે. તેમાં ઉમરાવો પદવી પ્રમાણે બેસેછે. તેની પાછળ મહારાજાનો અભ્યાસ કરવાનો ઓરડો છે. એમાં ચોપડાઓ તથા લખવાનો સામન મુકવા સારૂ ભીંતમાં તાકાં છે. બધે ભીંતોપર પીળા કાગળ ચોઢેલા છે. તે પર બહુ સારાં ચિત્રો કાઢેલાં છે. ચિત્રમાં કુદરતી દેખાવજ કાઢેલા હોય છે. જાપાની લોકને પક્ષી જીવડાં તથા ફુલ ઉપર બહુ પ્રીતિ હોય છે. આ ભાવને તેમના ધર્મથી ઉત્તેજન મળે

છે, કેમકે બોદ્ધ ધર્મમાં નાનામાં નાનાં પ્રાણીને મારવાની પણ મના છે. અંગ્રેજોનાં છોકરાં પેઠે જાપાની છોકરામાં પતંગીઆં પકડવાં, ઉંદરની પૂછડી બાંધવી, માખીની પાંખ ખેંચી કહાડવી વગેરે જંગલી નિર્દય કામ કદી કરતા નથી. એથી કરીને તેમના હુન્નર કામમાં પણ જે ચિત્રો હોય છે તેમાં પક્ષી, જાનવર, પુષ્પ વગેરેને જીવનનું સંપૂર્ણ સુખ ભોગવતાં કાઢેલાં હોય છે. ચિત્રમાં દેખાવ વિવિધ પ્રકારના તથા સુંદર હોય છે.

એ બધી શોભા જોવામાં ત્રણ કલાક ગાળ્યા. પછી જેટલો ભાગ દેખાડવામાં આવતો હતો તે પૂરો થયો. પેલા બે દરબારીઓએ આઇટોને કહ્યું કે બીજા કોઈ પરદેશીઓ આ ભીંતોની શોભા આટલા ધ્યાનથી જોતા નથી તેથી આપને વધારે બતાવીશું. અમારાપર મહેરબાની કરીને તેમણે મિકાડોના ખાનગી ઓરડા અમને બતાવ્યા. બધામાં તે સૌથી સરસ હતા તેમાં વીશેક ઓરડીઓ હતી. મિકાડોના સુવાનાં ઓરડામાં ઉત્કૃષ્ટ કારીગરીનું લૂગડાં મુકવાનું કબાટ હતું.

બીજે દહાડે શોગનનો કિલ્લો જોવા ગયા. એ કિલ્લો અઢીસેં વર્ષપર બાંધેલો છે. અંદર જવાનો દરવાજો બહુ શોભાયમાન છે. તેપર ફુલ પંખી વગેરે ગીલ્ટનું તથા કોતરકામ ઘણું સારૂં છે. મહેલની પેઠે આને પણ એકજ માળ છે, તથા એજ ઢબથી શણગારેલો છે. અસલ મહેલ બળી જવા પછી હાલનો બાંધેલો છે તેથી તેને શણગાર બધો હાલની રીત મુજબ છે. પણ આ કિલ્લોતો અઢીસેં વર્ષ પર બંધાએલો તેથી એની કારીગરી અસલી છે. ઓરડાઓ વચ્ચે સુંદર કોતરકામ વાળી લાકડાની જાળીઓ છે તે નીચેની રંગીત તકતી સાથે સરસ દેખાય છે. એ મહેલ જોતાં નવાઈ લાગેછે કે હાલની યુરોપી કારીગરીમાં સૌથી સુંદર અને સારૂં છે તેનો ઉદ્ભવ જાપાનની કારીગરીની અસરથી થયોછે. સાઉથ કેન્સિંગટનમાં અહીઆંના કારીગરો પાસેથી અહીંના નમુના કરાવી લઈ જાય તો હુન્નર સુધારવામાં બહુ કામ લાગે. જાપાની લોક આ અદ્ભુત કારીગરીમાં જે વિગત વગર જરૂરની હોય તે કહાડી છે અને સાદાં તથા ઘટતા પ્રમાણના અવયવોવાળાં રૂપજ રાખેછે.

મહેલમાંથી બહાર આવ્યા પછી મને તથા મારી દીકરીને ચ્હા પીવાનો બાગ જોવાની ઇચ્છા થઈ. બાગમાં ગુલદાવદીનાં કુંડાંથી ઘેરી

લીધેલા લાકડાના વીશેક ઓટલા છે. બાગમાં દાખલ થતાં બાગ ફુલનું સંગ્રહસ્થાન હોય એવું લાગે છે. ત્યાં લોકોનાં ટોળાં જમતાં હતાં બધાએ અમને જમવાનું કહ્યું. આઈટોએ કહ્યું કે એમાંના એકાદનું નિમંત્રણ સ્વીકાર્યું હોય તો ઠીક. તેથી એક કુટુંબનાં સાત આઠ આદમી એકાદ છોકરાની વર્ષગાંઠની ઉજાણી કરતાં હતાં તેમની સાથે અમે બેઠા. જમવાની અમે ના પાડી અને ન્હાને મીઠાઈ લીધાં. મારી દીકરી પરણેલી છે કે નહીં તે જાણવા તેઓ બહુ આતુર હતાં. જ્યારે માલમ પડ્યું કે કુંવારીછે ત્યારે તેમણે પહેલો ધિક્કાર બતાવ્યો. મેં મજાકમાં કહ્યું કે નાના મિકાડો (જેની ઉમર આઠ વર્ષની હતી) જોડે એ લગન કરવાની વાટ જુવે છે. ત્યારે તેઓ ગંભીર બની ગયાં અને તેને ઘણા આદરથી માન આપ્યું. આઈટોએ પછીથી મને કહ્યું કે ત્યાં કોઈ અજાણ્યો કે પરોણો ગમે તેવી અસંભવિત વાત કહે પણ તે સાચી ન માનવી એ અસભ્યતા ગણાયછે. કંઈ વસ્તુ કોઈ પીતું નહોતું. પછવાડીના વાડામાં મિ. ગ્લૅડસ્ટન અને હાવર્ડન કાસલનું ચિત્ર હતું. તેમાં તેને કુહાડો હેઠે મુકી આનંદથી દારૂ પીતો કહાડ્યો હતો. એજ ફક્ત દારૂની નિશાની હતી. તે દારૂની જાહેર ખબર હતી.

હમે કીઓટોમાં હતાં ત્યારે દેશમાં બનતી જાણીતી વસ્તુઓનાં કારખાનાં જોવા હું ગયો હતો. જાપાની કારીગરીમાં સૌથી વખાણવા લાયક કારીગરી લાકડાપર લાખ ચઢાવવાની છે. ઘણી વસ્તુઓ એની બને છે. આપણે જે જે ચીજો કાચની વાપરીએ છીએ તે બધી ત્યાં લાકડાપર લાખ ચઢાવી બનાવે છે. તે બનાવવાનાં મોટાં કારખાના નથી. કારીગર લોકો એ પોતાને ઘેર હાથે બનાવે છે. બનાવવાની રીત બહુ અજાયબ જેવી છે. સુકા લાકડામાંથી ઘાટ કાપી લાકડું સફાઈદાર ઉતાર્યા પછી લાખનાં પડપર પડ કરે છે. પછી કોયલાથી બધું સજડ કરી ઘસાડી હરણના શીંગડાથી સુંવાળું કરે છે. સુનેરી નમુના સૌથી સારા હોય છે. ઝીણી પીંછીથી ચિત્રનાં આકારમાં લાખ લગાડે છે. લાખ બધી સુકાયા પછી સુનેરી ભુકો ઉપર ભભરાવે છે. મારી પાસે એવા સુનેરી નમુનાની ઘણી સારી ત્રણેક ઈંચની પેટીછે. તેપર સો ઘોડા જુદી જુદી સ્થિતિમાં ચીતરેલા છે. ઘણી વખત લાખમાં મોતી જડવામાં આવે છે. એ લાખના કામના અસંખ્ય જુદા જુદા પ્રકાર છે.

લાખનાં ઝાડ જાપાનમાં ઘણાં હોય છે. ઝાડ આઠેક વર્ષનું થાય છે, ત્યારે તેમાંથી લાખ લે છે. થડપરથી છાલ કાઢીને છરીથી કાણું પાડે છે. પછી રસ બહાર નીકળે છે તે ઉઝરડી લે છે. જ્યારે રસ નથી નીકળતો ત્યારે ઝાડ પાડી નાંખવામાં આવે છે. તેના નાના નાના કકડા કરે છે. એને પાણીમાં થોડા દહાડા સુધી પલાળી મુકીને પછી તે પરથી લાખની તરી કાઢી લે છે.

જાપાનમાંથી માટીનાં વાસણ યુરોપમાં બહુ જાય છે. તે બહુજ સારી જાતનાં તેમજ સોંઘાં હોય છે. સત્તરમા તથા અરાઢમા સૈકામાં જે માટીનાં વાસણ જાપાનમાં થતાં તે આખી દુનીઆમાં સૌથી સરસ કહેવાતાં. ઉપરથી યુરોપમાં નમુના લેવાયા છે. જુદી જુદી જાતનાં વાસણોની દુકાનોમાં અમે ગયા હતા. મોટી દુકાનોમાં જ્યાં ભારે કામ થતું હોય ત્યાં બહુ સારાં વાસણ નહોતાં. એ વાસણનો ખપ આજકાલ બહુ છે, અને ચાલુ રહે એમ લાગે છે. પણ તેમી શોભા તથા કામ બગડતાં જાય છે. નાની નાની દુકાનમાં જ્યાં માત્ર કુટુંબનાં માણસોજ કામ કરતાં હતાં ત્યાંતો અગાઉ થતા તેવા સુંદર નમુના અમે દીઠા. અસલી નમુનામાં સાદાઈ વધારે હતી, હવે તો દહાડે દહાડે બધી ચીજોમાં ખુબ શોભા મૂકવાથી ખૂબી ઓછી થતી જાય છે કિઓટોના એક વેપારી પાસેથી મેં જુની ચ્હાદાની લીધી. તેપર સુનારૂપાની ફુલની વેલ હતી, અને ત્રણ પુતળાં હતાં. એ ચ્હાદાનીની કારીગરી ઉત્તમ હતી. કીઓટોમાં સાંભળ્યું કે એક સોની એવી ચ્હાદાનીઓ બનાવતો હતો. મેં એની દુકાને જઈને જોયું. તેનું કામ તો બહુ સારૂં હતું પણ તેમાં સાદાઈ નહોતી. બહુ પાસે પાસે ભાત હતી. અસલનાં વાસણપર ફક્ત એકાદ ફુલ કે ઝુમખું હોય છે. હાલનાં પરતો એક આખા બાગનું ચિત્ર હોય છે. અને ફુલપર ભાત ભાતનાં જીવડાં બેસાડેલાં હોય છે.

જાપાની લોકો જો તેમના હુન્નરમાં અસલથી ચાલતી આવેલી રીત રાખશે તો તેમનો વેપાર બહુ વધશે. અમેરિકામાં એવી કોઈ જાતનો હુન્નર નથી તેથી ત્યાં જો એ મોકલે તો જથાબંધ માલ ખપે અને બહુ ફાયદો થાય. ફક્ત યુરોપના નમુનાની ખેલાઈ રાખશે તો તેથી નુકસાન

થશે કેમકે યુરોપના નમુના યુરોપના લોકજ સારા કરી શકે. અંગ્રેજી તથા ફ્રેંચ કારીગરીની જાપાની નકલો કરતાં અસલ જાપાની નમુનાની ખપત વધારે થશે.



કીઓટોના એક રસ્તાનો દેખાવ.

ચૌદમી નવેમ્બરે દીલગીરી સાથે અમ કીઓટોથી કોબી જવા ટ્રેનમાં ઉપડયાં. તેની તેજ સાંજે પી. એન્ડ. ઓ. કંપનીની ટોમેટ નામની આગબોટમાં નાગાસાકી તથા હોંગ કોંગ જવા નીકળ્યાં. બીજે દહાડે સવારે જાપાનના પ્રખ્યાત ભૂમધ્ય સમુદ્રમાં આવ્યા. એ સમુદ્ર બે મુખ્ય બેટની વચ્ચે આવેલો છે અને ૨૪૦૦ માઇલ લાંબો છે. એના કિનારાની સઘળી જમીનના ૭૦૦ મૈલ છે. તેપર ઘાડી વસ્તી છે. તસુએતસુ જમીન અને પર્વતની બાજુઓ ખેડાયલી છે, તેથી ખેતી પણ થાય છે. કોબી અને સિમોનોસેકીની વચ્ચે ૪૦૭ બેટ મેં નકશામાં ગણ્યા. બંને બાજુએ પર્વતની હાર છે. એ પર્વતની હાર, બેટ, આમ આસમાની પાણીપર ચીનાઈ વહાણ તથા માછીઓની હોડીઓ એ બધું મળી સવારથી તે સાંજ સુધીનો દેખાવ મનોહર થતો. સિમોનોસેકીની સાંકડી સામુદ્રધુનીમાં થઇને ખુલ્લા સમુદ્રપર આવ્યાં. બીજે દહાડે સવારે નવ વાગે નાગાસાકી પ્હોંચ્યાં. જાપાની ભૂમધ્ય સમુદ્રમાં તાણ અને વમળ ઘણાં છે. પણ રાતે તથા દહાડે પૂરી સહિસલામતીથીસફર કરાય તેમછે.

નાગાસાકીના બારામાં પેસતાંજ પૅપનબર્ગનો ત્રાસદાયક ટાપુ અમને દેખાડવામાં આવ્યો. ૧૭મા સૈકામાં ત્યાં જાપાની ખ્રિસ્તીઓએ ધર્મ સારૂ પ્રાણત્યાગ કર્યાં હતા. તે વખતે ત્યાં વીશલાખ ઉપર રોમનકાથોલિક ખ્રિસ્તીઓ હતા. જાપાનના રાજાને લાગ્યું કે એ લોકોની તથા તેમના ધર્મ ગુરૂઓની વસ્તી વધી જશે તેથી સર્વ પરદેશી ધર્મ ગુરૂઓને દેશમાંથી કાઢી મુકવાનો હુકમ કર્યો. ખ્રિસ્તીઓએ તેમના ગુરૂઓની સરદારી નીચે બંડ કર્યું, અને હાર્યાં. રાજાએ કોઈને શરણે લીધા નહીં. અગ્નિથી તલવારથી અને ઘુંટીને એ ધર્મના લોકનો નાશ કરવા માંડ્યો. તેમાંના થોડાકેજ ધર્મ ત્યાગ કર્યો. બાકીના લાખોને ક્રૂરતાથી કાપી નાંખ્યા. આવી દ્રઢતા અને ત્યાગનો બનાવ ખ્રિસ્તી ધર્મના ઈતિહાસમાં બન્યો નથી. નાગાસાકી પાસે એક કિલ્લો છે તેમાં ભરાઈ ખ્રિસ્તીઓએ શોગન સામે છેલી ટક્કર ઝીલી. તેણે તેને ઘેરો ઘાલ્યો. બે મહીના સુધી ઘેરો રહ્યો પછી તે શરણે થયા. પૅપનબર્ગના બેટપર સીધી ટેકરી પરથી તેમને ગગડાવી મુક્યા. હવે તો એ નાગાસાકીના લોકને ઉજાણી જવાની જગાછે. એવી રીતે બળવાન શોગને ખ્રિસ્તી પોપનો ધર્મ

ત્યાંથી નાબુદ કર્યા. જેમણે આટલી શ્રદ્ધાથી રોમનકૅથોલિક ધર્મ સ્વી-કાર્યો હતો તે લોકો અમેરિકા તથા ઇંગ્લાંડનો પ્રોટેસ્ટન્ટ ધર્મ સ્વીકા-રશે કે નહીં તે જોવાનું છે. હું ધારૂંછું કે સ્વીકારશે. જાપાનમાં ત્યાર પછી એ બાબતમાં લોક અગાડી વધ્યા છે.

નાગાસાકીનું બારૂં બહુ પ્રખ્યાત છે. તે ૭ માઇલ લાંબું તથા માઈલ પ્હોળું છે. એની આસપાસ ઉંચી ટેકરીઓ છે. લંગર કરવાની જગા સારી છે અને પાણી બધી તરફ ઉંડાં છે. ત્યાંથી કોયલા બહુ મળે છે. ત્યાં સાત આઠ કલાક રહીને હૉંગકૉંગ જવા ઉપડ્યાં રવિવારે સવારે દશ વાગે હૉંગકૉંગ પ્હોચ્યાં.



## પ્રકરણ ૧૫ મું.

### હૉંગકૉંગ.

ચાળીસ વર્ષ ઉપર તો હૉંગકૉંગ, કંતાન નદીના મુખ આગળ દ્વી-પોના સમુદ્રમાંનો એક ઉજડ બેટ હતો. ત્યાં વસતા પુરૂષોનો ધંધો મા-છલાં પકડવાનો તથા પથ્થર ખોદી કાઢવાનો હતો. તે સાથે તે લોક ચાંચીઆ પણ હતા. તે પરથી બસે વર્ષપર ફીરંગી લોકે તે બેટોને લા-ડ્રોન્ઝ (ચોરો)નું નામ આપ્યું હતું. હજી પણ એ નામ યોગ્યજ છે.

ચાંચીઆનો ધંધો કરવાનું પણ હજી જારીજ છે. નાનાં ચીનાઈ વહાણ પોતાની જોડે રક્ષણને બહાને બે તોપો તથા હથીઆર રાખે છે. એનો ખરો હેતુ તો પોતાનાથી નાનું વહાણ મળે તો લુટવાનો હોય છે. એ વહાણમાંનાં બધાં આદમીને મારી નાંખે છે, જેથી તેમના ગુન્હાનો પુરાવો રહેતો નથી.

દરીઆપરથી હૉંગકૉંગ બેટનો દેખાવ રમણીય લાગે છે. તે પ-ર્વતની કોરપર આવેલો છે. તેનું ક્ષેત્રફળ ૨૯ માઇલ છે. લાઇમુન પાસ નામે અડધો માઈલ પહોળો, બારામાં જવાનો મુખ્ય રસ્તો છે.

બારૂં ઘણું સારૂં છે. એની આસપાસ પર્વતો આવી રહ્યા. પાણી વીશથી સાઠ ફીટ ઉંડું છે. એનું ક્ષેત્રફળ દશ માઈલ છે. તેમાંનો ઘણો ભાગ લંગર કરવા લાયક છે. સમુદ્રમાંથી આવવાના ત્રણ સારા રસ્તા છે ત્યાં રાતે બરોબર દીવા કરવામાં આવે છે. હૉંગકૉંગના બારામાં

અમે લંગર કર્યું તે વખતે તુતકપરથી જણાતા દેખાવ કરતાં વધારે સુંદર દેખાવની કલ્પના કરવી અશક્ય છે. જુદા જુદા દેશની આગબોટો, વહાણો, હોડીઓ વગેરેથી દરીઓ ઉભરાઈ જતો હતો. એક બાજુએ હૉંગકૉંગ બેટ હતો. તેની ટેકરીઓ સૂર્યના પ્રકાશથી ઉજ્વલ દેખાતી હતી અને શહેર ઉપરના ઢોળાવપર આવેલા યુરોપીઅનોના સફેત બંગલા અને બગીચાનો દેખાવ હીરા મોતી જડ્યાં હોય એવો લાગતો. તેની અગાડી ભૂખરૂં શહેર અને સઢથી છવાયલો ભૂરો સમુદ્ર હતાં. બીજી તરફ કોલુંગના ડક્કા તથા ગોદીઓ, સ્ટોનકટર બેટના કિલ્લા અને આધે ચિનના પર્વત આવેલાં છે. પણ હમેશ આ બધું એમને એમ રહેતું નથી. ઉનાળામાં પૅસિફિક (શાંત) નામને અયોગ્ય મહાસાગરમાં, ફિલિપૈન દ્વીપોની પેલી તરફથી "ટાઈફુન" નામનાં વાવાઝોડાં જોરમાં હૉંગકૉંગ તરફ ફરતાં આવે છે. બેટની કોલુંગ તરફની બાજુએ ત્યાંની વેધશાળાનું સરસ મકાન આવેલું છે, તેના છાપરાપર એક વાંસ અને લાલ દડો છે. તે "ટાઈફુન"ની ચેતવણી આપનાર છે. જ્યારે બેરોમીટર (વાયુ માપક યંત્ર)માં પારો નીચો પડવા માંડે છે ત્યારે પેલા દડા તરફ બરોબર નજર રાખવામાં આવે છે. જેવો તેને વાંસને મથાળે ખેંચી લેવાય છે કે જોવા જેવો દેખાવ બની રહેછે. તરતજ નાનાં મોટાં વહાણો, હોડીઓ, આગબોટો પોતાના રક્ષણ સારૂ સ્ટોનકટર બેટમાં જવાની દોડાદોડી કરવા મંડી જાય છે. આગબોટો ઈંગ્લાંડના કાફલા જોડે ખુણે ભરાયછે. લોકો ઘરમાં ભરાઈને બારી બારણાં બંધ કરી દેછે. બેરોમીટરમાં પારો કલાકમાં એક ઈંચ નીચો પડી જાય છે. એમ કરતાં તે ઉલટો પાછો ચઢે છે, ત્યારે ગંજાવર, તોપ છુટતી હોય તેવો મોટો ધડાકો થાય છે. જે વહાણો અને હોડકાં સ્ટોનકટર જતાં રહી ગયાં હોય તેમના ભુકા ઉડી જાય છે. અને કિનારે લાકડાંના ઢગલા થાયછે. ઘરના ઓટલાતો પતંગની પેઠે રસ્તામાં ઉડે છે. દરીઆ સામેની ભીંતના ભારે પથ્થર પણ ઉખડી જાય છે. ઘણી ઘણી સંભાળ રાખવા છતાં પણ કોઈ વખત જાનમાલનું ઘણું નુકસાન થાય છે. આગબોટોના કડકા થઈ જાય છે. ભારે વહાણો મોટો જુવા ઝપાટે તેથી પણ ઘણે આઘે જમીનપર ચઢી જાય છે. ૧૮૭૪ના

એવા વાવાઝોડા પછી બે દહાડે બારાના એક નાના બેટમાંથી છન્નુ મુડદાં મળી આવ્યાં હતાં.

પી. ઍન્ડ ઓ. કંપનીની હોડીમાં બેસી અગીઆર વાગતે અમે કીનારે ઉતર્યા. જતાવાંતજ પચાસેક ચીના મજુરો અમારો સામન લેવા તુટી પડ્યા, અને ગીધ મુડદાં પીંખે તેમ માંહોમાંહે ખેંચાખેંચ કરવા લાગ્યા. એમ કરતાં બધા સામન સુદ્ધાં કિનારાપર પડી ગયા અને અમે ધાર્યું કે સામન ગયો. એટલામાં કંપનીના એક ઠીંગણા ગુમાસ્તાએ એમાં ધસી જઈ એ લોકને લાતો મુક્કી મારી ત્રણ મિનીટમાં સામન કઢાવ્યો. પછી આગળ એ ગુમાસ્તો અને પાછળ વીસ મજુરો (પેટીએ ચાર અને પોટપુટ્લીએ બે) તથા અમે એમ અમારૂં સરઘસ ચાલ્યું. વીશીમાં જઈને ત્રીજે માળ સરઘસ ચઢયું અને અમારા બે ઓરડામાં સામન મુકાવ્યો. મેં પેલા ગુમાસ્તાને મજુરીના પૈસા કેટલા આપવા તે પૂછ્યું. તેણે દરેકને અડધો પેની આપવાનું કહ્યું। મેં તે લોકને એકેકો પેની આપ્યો તેથી ગુમાસ્તાએ ભાવ બગાડવા માટે મને ઠપકો આપ્યો. મજુરો સંતુષ્ઠ જણાયા. પેલા ગુમાસ્તાએ પોતાની પીઠ ફેરવી કે તરત તેઓ બુમો પાડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે દાદર બહુ ચઢવાના હતા તે વધારે પૈસા આપો. પેલા ગુમાસ્તાએ આવીને તેમને લાતો અને મુક્કા મારી કાઢી મૂકયા.

હૉંગકૉંગમાં જ્યાં જુઓ ત્યાં મજુરો સાથે લાકડી તથા મુક્કીથીજ વાત થાય છે. કેટલાક યુરોપીઅનો કહે છે કે તે વિના એ લોક માને એવા નથી. એ ખરૂં હશે પણ તેમછે ત્યારે ચીનાજી જે લાગમાં આવે તે ચોરી લેછે અને ઘણી વખત યુરોપીઅનોને કપટથી છરી ભોંકી મારી નાંખે છે, તેમાં નવાઈ નથી.

જમ્યા પછી શહેર જોવા નીકળ્યાં. અમારી મુસાફરીમાં ખરેખરૂં ચીનાઈ શહેર તો આજ જોવાનું હતું કેમકે ચીનાઈ રાજ્યનાં બીજા શહેરો જોવાનો અમને વખત નહોતો. ખરી રીતે જોતાં હૉંગકૉંગ બે શહેર છે. એકમાં યુરોપીઅન વેપારીઓ તેમના કારકુનો અને લશ્કર તથા નોકાસૈન્યનાં માણસો રહેછે; બીજામાં ચીનાઓ રહે છે. પહેલામાં ૮,૦૦૦ માણસની અને બીજામાં ૧૯૦,૦૦૦ માણસની વસ્તી છે. થોડો

વસ્તીવાળા ભાગમાં વધારે જમીન આવેલીછે. એ મુખ્ય ધોરી રસ્તાછે. તેમાંના "ક્વીન્સ રોડ" નામના રસ્તાપર દુકાનો, ક્લબો, પેઢીઓ તથા વીશીઓ આવેલાં છે. બીજા "પ્રાય" રસ્તાપર વેપારીઓની આફીસો અને અસંખ્ય વખારો, તથા ડક્કા આવેલા છે. જગાની તંગાસને લીધે વેપારના કામમાં બહુ અડચણ પડે છે, તેથી આ બીજો રસ્તો બારામાં આગાડી સાઠ ફીટ વધારવાનો વિચાર છે.

ચીનાઓ રહે છે એ ભાગમાં ત્રણ ચાર મોટા અને સારા રસ્તાછે, બાકીતો નાની નાની ગંદી ગલીઓ છે. ત્યાંના લોક તોછડા જંગલી, અણસુધરેલા અને હરામી દેખાવના છે. જાપાનના આનંદદાયી લોકથી તદ્દન ઉલટાજ માલમ પડેછે. જાપાનની ખુલ્લી દુકાનો તથા આનંદી ધંધાદારીઓની જગાએ અહીં તો અંધારી ગુફા જેવી દુકાનો હતી. હૉંગકૉંગમાં દુકાનોનાં બારી બારણાં કાચથી બંધ રાખવામાં આવે છે કેમકે ત્યાં ઠેર ઠેર ચોર પુશ્કળ હોવાને લીધે ઉઘાડાં રાખવામાં સલામતી નથી. વળી રસ્તા ખીચોખીચ ભરાએલા હોય છે જેથી ચોરોને નાશી જવું સહેલું પડે છે.

ઉપદેશ અને આચરણ વચ્ચે જે અંતર સાધારણ રીતે પાળવામાં આવે છે તેનું મનોરંજક ઉદાહરણ આ દુકાનોમાં જોવામાં આવેછે. દરેક દુકાનમાં કાગળના વીંટા લટકાવેલા હોય છે તે પર કોનફ્યુશીઅસ નામે ચીનાઈ તત્વચિંતકના ગ્રન્થમાંથી પ્રમાણિક વેપારીઓના વખાણની અને અજાણ્યાને સભ્યતા બતાવવાની શીખામણો છાપેલી હોય છે.

ચીનની નવાઈની વસ્તુઓના વેપારનું મુખ્ય મથક હૉંગકૉંગની દુકાનોછે. ત્યાં રેશમ, રેશમી ભરત, સુનાની બંગડીઓ તથા ઇઅરીંગ સુખડની પેટીઓ તથા પંખા, હાથી દાંતપર કોતરણીનું કામ, લાકડીઓ, અજાયબ જેવાં પીંછાંવાળાં મુએલાં પક્ષી વગેરે ઘણી ચીજો વેચાય છે. જે લોકો એ બધી વસ્તુઓ બનાવે છે તેઓ દુકાનની બારીઓમાં રસ્તે જતા આવતા લોક જુએ તેમ બેસે છે. દુકાનોપર અંગ્રેજી કે ચીનાઈ ભાષામાં પાટીઆં મારેલાં હોય છે.

હૉંગકૉંગના ચીનાઈ શહેર તરફ જેમ જેમ જઇએ છીએ તેમ તેમ ગામમાં લુચ્ચાઈ વધારે જણાય છે. ટાઈ-પીંગ-શૅન (એને મશ્ક-



શહેરનો ચીના લોક રહેછે તે ભાગ. હૉંગકૉંગ.

રીમાં સબાહની ટેકરી કહેછે) આગળ તો બહુજ હરામખોરી ચાલે છે. એ જગાએ સોદાગરો અને ખલાસીઓની દારૂની દુકાનો છે. ત્યાં નીચ સ્ત્રીઓનું રહેઠાણ છે. હલકા લોકોની ગમતની જગાઓ પણ છે. જુનાં લુગડાંની દુકાનો, ગંદાં ભઠીઆરખાનાં અને બહુજ ગંદી અફીણની દુકાનો ઢેર ઢેરછે. ત્યાં ગંદવાડ અને ખીચોખીચ વસ્તી બેસુમાર છે. વેગળેથી આવું સુંદર દેખાતું, મકાનો વગેરેની શોભાવાળું, અને અંદરથી દરેક બદફેલીથી ભરપુર એવું શહેર મેં કદી જોયું નથી.

શહેરના સારા ભાગમાં રસ્તા વિચિત્ર શોભાવાળા છે. બધા લોક ચાલતા કે પાલખીમાં આવજા કરેછે. થોડી ભાડાની "જીનરિકિશ" છે. ગાડીઓ તો ફકત બેજ છે. એક ત્યાંના ગવર્નરની અને બીજી જાર્ડિન નામના પ્રખ્યાત વેપારીની સ્ત્રીની છે. રસ્તામાં પગે ચાલનાર ધંધાદારી, કાવડીઆ, ફળ વેચનારા એ સહુની ઠઠ બહુ હોય છે. મજુરો લોકોનાં ઘર આગળ મરઘી, બતક વગેરે પક્ષી મોટાં પાંજરાંમાં લઈ ફરેછે. રસ્તાને ખુણે ધૂળ જેવાં પકવાન વેચાય છે. ચીનાઓ એ બહુ લેહેજતથી ખાય છે. કોઈ જગાએ કાગળ લખનારા હોય છે. તેઓ નશીબ પારખવાનો તથા ઊંટ વૈદાનો ધંધો પણ કરેછે. હજામની દુકાનોજ ઉઘાડી હોય છે તથા ત્યાં આખો દિવસ કામ ચાલતું હોય છે. ચીના લોકને હજામતની બહુ ચટ હોય છે. તેઓ નાક તથા કાનમાં પણ નાના નાના અસ્ત્રાથી હજામત કરાવે છે.

શહેરમાં બે ત્રણ કલાક ફર્યા પછી ત્યાંના ગવર્નર **સર વિલ્યમ ડીવોને** મળવા ગયાં. અમારી પાસે એનાપર ઓળખાણના કાગળ હતા. સરકારી રહેઠાણ શહેરથી ૧૫૦ ફીટ ઉંચાણમાં છે. એની આસપાસ એક સાર્વજનિક બાગ છે. તેમાં જાત જાતનાં ફુલ ઝાડ છે. ગવર્નરે મને પોતાને ઘેર સાંજે જમવાનું કહ્યું. તેના અમલદારો જોડે ઓળખાણ કરાવ્યું. તેમની પાસેથી ઘણી ખબરો મળી, જેમાંની થોડી હું અહીં આપું છું.

ગવર્નર અમને પોતાની સાથે નાની આગબોટમાં લઈ જઈ બેટની આસપાસ બારામાં બધું દેખાડ્યું. બીજે દહાડે બીજા અમલદારોએ ત્યાંના કિલ્લા, ગઢ વગેરે બતાવ્યા. એ સહુની માયાવાળી સહાયતાથી જેટલું એ-

ગને એમ આઠ દહાડામાં જોવાય તેટલું ત્રણ દહાડામાં અમે જોયું.

કોલુંગમાં દુનીઆમાં સૌથી મોટી પાણી વગરની ગોદી બંધાય છે. ટ્રફાલગર નામે લશ્કરી વહાણ કે કોઈ સૌથી મોટી વેપારની આગબોટ પણ ત્યાં જઈ શકશે. આવતા માર્ચમાં એ કામ પૂરૂં થશે. એ બાંધવામાં ૪૦૦૦ ચીના મજુર કામે લાગેલા છે.

બારામાં માછલાં ઘણાં છે. માછલાં પકડવાની જે જે રીતો છે તેમાંની ઘણી ખરી મારી જાણમાં છે એમ હું ધારતો હતો. પણ અહીં તો વળી એક નવીજ રીત છે. માછીઓના ઘર અગાડી દરીઆમાં એક ડક્કો કહાડેલો છે. ત્યાં ગરગડીપર પાણીમાં મોટી જાળ લટકતી રાખવામાં આવે છે. તે જાળ છેક નીચે ઉતારે છે. પછી માછીઓ પોતાનાં હોડકા તેની આસપાસ રાખે છે. પાણીમાં વાંસ અફાળી, ઘંટ વગાડી, બુમો પાડી વગેરે ઘોંઘાટ કરી માછલાંને ગભરાવીને લટકતી જાળપર કહાડે છે અને પછી તે ઉપર ખેંચી લેછે. એ રીત જંગલી લાગે છે પણ માછલાં તો પકડાય છે.

હૉંગકૉંગ ક્રાઉન કોલોની (રાણીના હાથ તળેનું સંસ્થાન) છે. ત્યાં ગવર્નર તથા કૌંસિલ છે. હૉંગકૉંગની ઉપજ આશરે ૨,૩૦,૦૦૦ પૌંડની તથા ખર્ચ ૨,૦૦,૦૦૦ પૌંડનું છે. ઉપજ ઘણું કરીને જમીન, પથ્થરની ખાણો, બજાર અને બારાના દર, આબકારી, અફીણ, ટીકીટો, ટપાલ મ્યુનિસીપલ કર, કોર્ટની ફી, દંડ, વહાણ પરના વેરા તથા બીજી પરચુરણ વસ્તુ પરના વેરાની છે. ખર્ચ લશ્કર, પોલીસ, ટપાલ, ન્યાયખાતું, કેદખાનાં, આગના બંબા, બારૂં. માપણી, રસ્તા, પુલ, બાગ બગીચા, મકાનના બાંધકામ તથા ગવર્નરના પગારમાં થાય છે. કેળવણી ખાતે હરવર્ષે ૭૫૦૦ પૌંડનું ખર્ચ થાય છે; પેન્શન ખાતે ૪,૫૦૦ પૌંડ થાય છે. તેમાંથી અડધોઅડધ પોલીસ ખાતામાં જાય છે.

શહેરમાં ટેકરીઓમાંથી પાણી પૂરૂં પાડવામાં આવે છે. પાણી આણવાના નળ સારા છે. ગયે વર્ષ એ ખાતે ૩૫,૦૦૦ પૌંડ ખર્ચાયા હતા. લોકઆરોગ્યતાવર્ધક સુધારા પાછળ પણ ૧૬,૦૦૦ પૌંડનું ખર્ચ થયું હતું.

રાજ્ય વહીવટ ચલાવનાર કૌંસિલ (મંડળી)ના આઠ મેંબરછે. તેમાં ગવર્નર, સેનાધિપતિ, ખજાનચી વગેરે છે. કાયદા ઘડનાર કૌંસિલમાં એ

આઠ મેંબર ઉપરાંત છ વધારે મેંબર હોય છે. તેમાં એક ચીનાને રાખ-વામાં આવે છે.

ઑસ્ટ્રીઆ, બેલ્જીઅમ, બ્રાઝિલ, ચિલિ, ડેન્માર્ક, ફ્રાન્સ, જર્મની, હાવાઈ, ઈટલી, જાપાન, હૅાલાંડ, પીરૂ, પોર્ટુગાલ, રશિઆ, સ્પેન, સ્વીડન, અને યુનાઇટેડ સ્ટેટ્સ એ દેશોના એલચીઓ ત્યાં રહે છે. હૉંગકૉંગના ડક્કામાં કેટલા બધા દેશોનાં વહાણો આવે છે તે એ પરથી જણાશે.

ભક્તિ કરવાની જગાઓ આઠ છે. તેમાં ચાર રોમનકાથોલિક દેવળ છે. એ બધાં દેવળો યુરોપીઅન છે. રોમનકેથોલિકોનાં પાંચ ચીનાઈ દેવળ છે ત્યાં કુલ ૫૦૦ માણસ સાંભળવા આવે છે.

હૉંગકૉંગમાં ૧,૬૦,૦૦૦ ચીનાઓની વસ્તી છે. તેમાં ૧૨૦૦ ખ્રિસ્તી ધર્મ પાળે છે. ચાળીસ વર્ષથી અંગ્રેજી અમલ ત્યાં છે, એટલા લાંબા વખતમાં એનો પ્રસાર ઘણો થોડો થયો એમ કહેવાય.

કેળવણીખાતું પણ કાંઈ સારૂં ચાલતુ નથી. નિશાળે જાય એવડી ઉમરનાં આશરે ૧૬,૦૦૦ છોકરાં ત્યાં હશે. તેમાંનાં ભાગ્યે ૬૦૦૦ નિશાળે જતાં હોય. સ્કૂલો તો ઘણીએ છે. સરકારી અને મિશન મળી ૮૧ નિશાળો છે. એ માટે ખર્ચ પણ ઘણું થાય છે.

હૉંગકૉંગમાં ચાલતું નાણું મેક્સિકોનો રૂપાનો ડૉલર છે. ત્રણ પેઢીઓની નોટો પણ ચાલે છે. કોલોનીના સેન્ટના સીક્કા પણ ચાલે છે.

ત્યાંનાં વહાણોમાંના માલની ચઢ ઉતરના આંકડા, જે લોકો અંગ્રેજી વેપાર પડી ભાગે છે એમ ધારવામાં બહુ આનંદ માને છે તેમનાં મ્હોડાં બંધ કરી દે તેવા છે. પૂર્વ તરફના વેપારનું સૌથી મોટું મથક હૉંગકૉંગ છે. માણસ જાતના એક તૃતિયાંશનો વેપાર અહીંથી ચાલે છે.

હૉંગકૉંગના બારામાં તથા અખાતમાં થઈને આશરે ૩૦૦૦ માછીઓના મછવા આવે છે. એ લોકો પોતાના કુટુંબ કબીલા સાથે હોડીઓમાંજ રહેછે; તેમની સંખ્યા ૩૦,૦૦૦ કહેવાય છે.

હૉંગકૉંગમાં મજુરીનો દર બહુ થોડો છે. ઘરકામ કરનાર ચાકરનો અઠવાડીઆનો સાડા ચાર શિલિંગને કોરો, તથા ખાવા સાથે સવા શિલિંગનો પગાર હોય છે. મજુરોને રોજના આઠ પેન્સ મળેછે; સુ

થાર, લુહાર કડીઆ વગેરેને સવાથી બે શિલિંગ રોજ મળે છે.

ચીના લોકો પાકા ચોર હોય છે. ગયે વર્ષે ૧૭૦૦૦ આદમીને પોલીસના મેજીસ્ટ્રેટ આગળ ખડા કરવામાં આવ્યા હતા. તેમાંના ઘણા પારકો માલ કબજામાં રાખવાના વાંક સારૂ પકડાયા હતા. રસ્તાપર લૂટફાટ પણ ઘણી થાય છે. બંદીખાનામાં ગેજ સરેરાસ ૭૦૦ કેદીઓની સંખ્યા હોય છે. પણ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે એમાંના ઘણાક બદમાશતો કંતાનથી નાશી આવેલા હોય છે નહીંતો તે ત્યાંના કેદખાનામાં હોત.



## પ્રકરણ ૧૬ મું.

### સીંગાપોર.

પૅસિફિક અને ઓરીએંટલ આગબોટ ઍંકોનામાં જવા સારૂ ૨૨ મી નવેમ્બરે બપોરે હૉંગકૉંગથી નીકળ્યાં. અમારી સાથે બારેક કેબીનના ઉતારૂ તથા ૨૦૦ ચીના મજુરો હતા. કોઈ કંપનીએ તેમને સીંગાપોર બોલાવ્યા હતા. કંપની કેટલાંક વર્ષની બોલીએ તેમને રાખેછે. દરમહીને મુકરર પગાર આપવો તથા મુદત પૂરી થયે પાછા મોકલવા એવી શરત કરેલી હોય છે. હૉંગકૉંગથી એકાદ માઇલ ગયા હોઈશું એટલામાં મેં એકાએક પાણીમાં કંઇ પડ્યાનો અવાજ થતો સાંભળ્યો. જઇને જોઉંછું તો એક મજુર કુદી પડી પાએક માઇલને છેટે હોડી હતી તે તરફ તરી જતો હતો. તે પાસે આવી કે તેમાં તે ચડી ગયો. અમારી આગબોટની પછાડી નાની આગબોટ આવતી હતી તેણે તરતજ પેલી હોડી પર ઝંપલાવ્યું. અને પેલા મજુરને ખેંચી કહાડી પકડી લીધો અને પુરી દીધો. અમને ખબર પડી કે એ લોકોને કંપની અગાઉથી એક મહિનાના પગાર દીઠ ત્રીશ શિલિંગ આપે છે. તેથી તે લુચ્ચાઓ તે લઇને વહાણમાંથી નાસી જાય છે; અને એના પછી આવતી બીજી ટોળીમાં દાખલ થાય છે. એ સારૂ કંપનીની આગબોટની વાંસે તેમના માણસો રહેછે. કોઈ નાસી જવા સારૂ કુદી પડે તો તેને નાની આગબોટમાં પકડી લઈને કેદમાં નાંખે છે. અમારી સફરમાં આગબોટમાંથી છ આદમી એવી રીતે કુદી પડ્યા. તેમાંથી ફકત બેજ પકડાયા. માછી લોકોનો એ ઠગાઇમાં ભાગ હોય છે.

રવિવારે બપોરે **સિંગાપોર** પ્હોચ્યાં. મુસાફરી ખુશનુમા તથા કાંઈ વિશેષ બનાવ વગરની હતી. ત્યાં તાપ ઘણો છે. **સિંગાપોર** વિષુવવૃત્ત પાસે આવેલું છે તેથી ત્યાંની હવા આખું વર્ષ એવીજ રહે છે. તે દહાડે વાદળાં હતાં તોએ ગરમીનું માપ છાંયડામાં ૯૦ ડીગ્રી હતું. અમે જમીને ગાડીઓમાં બેશી જોવા નીકળ્યાં. ગાડીઓ ને ઉપર છત્ર હોયછે, અને આસપાસ ઉઘાડું હોય છે. તેમાં બંધ કરાય એવી બારીઓ હોય છે. ઉષ્ણકટિબંધનાં ઝાડ ફુલ વગેરે જે **ઇંગ્લાંડ**માં ગરમીવાળાં ઘર બનાવી ઉગાડવામાં આવે છે તે તેમની કુદરતી જગાએ જોવાની ઉત્કંઠા ઘણા વખતથી મને હતી. તેથી ગાડી બહાર ડોકું કહાડી હું બધું જોવા લાગ્યો. વાડોમાં વેલા તથા ઝાડીઓ હતાં. બગીચાઓમાં પણ જાત જાતનાં ફળ તથા ફુલનાં ઝાડ હતાં. ત્યાંના જેવી લીલોતરી મારા દીઠામાં આવી નથી. ભલે **આયર્લાંડ**ને "પાના (લીલો)નો ટાપુ" કહો, પણ **સીંગાપોર** તો ખરેખરૂં પાનું છે. ત્યાં એવી લીલોતરી બારે માસ રહે છે. કેમકે વર્ષાદ ૮૦ ઇંચ વરસે છે અને સૂર્યનાં કીરણ સીધાં પડે છે.

વનસ્પતિવિદ્યાનો વિશાળ બાગ છે તેમાંથી અમે ગયા. એ સુંદર વાડીતો પૃથ્વીપર **ઈડન**ની વાડીથીજ ઉતરતી હશે. ત્યાં મોટાં ઝાડો ઘણાં હતાં; તે સિવાય તરેહવાર ફુલ ઝાડ હતાં. એ બધાં રંગબેરંગી હતાં. તળાવમાં **વિક્ટોરીઆ રીજાઈઆલોજી** નામનાં ફુલ તથા લાલ કમળ હતાં. એવા સખત તાપમાં પણ બે કલાક લગી બાગમાં આથડ્યાં. પછી પાસે કોઈ મિત્રનું ઘર હતું ત્યાં થાક ઉતરવા સારૂ ચ્હા પીધી. ત્યાંથી સાંજની ઉપાસના સારૂ દેવળમાં ગયાં. દેવળ ઘણું સારૂં છે. પ્રાર્થના ચાલતી હતી તે વખત ઉપર પંખા ખેંચાતા હતા. આ દેવળમાં ઠાઠ ઘણો હતો; તેથી તેના કરતાં **સીંગાપોર**માં રહેનારી **મિસ કુક** નામે સ્ત્રીએ સ્થાપેલી મંડળીમાં સોલ્જરો અંતઃકરણથી ભક્તિ કરતા હતા તે મને વધારે પસંદ પડ્યું.

ચાર વાગતા પહેલાં આગબોટ ઉપડવાની નહોતી તેથી સોમવારે સવારે પણ અમે શહેરમાં નીકળ્યાં. **સીંગાપોર**ના ત્રણ ભાગ છે. એક અંગ્રેજી અથવા વેપારી, બીજો મલાઈ તથા ત્રીજો ચીનાઈ એ ત્રણે વચ્ચે મોટું સળંગ મેદાનછે. ટપાલ આફિસ, સિટિ હૉલ, પોલીસની ઓરડીઓ

જાહેર લાયબ્રેરી તથા સરકારી કોઠી એ બધાં સારાં પથ્થરનાં મકાનો છે. શહેરમાં ખુલ્લી જગાઓ ઘણી છે. ચીનાઈ ભાગ વસ્તીવાળા ભાગની મધ્યે આવેલો છે. તે ઘણો સારો છે. તે સિવાય બીજા ભાગ પણ છે. મોટો રસ્તો છે તેની બંને બાજુએ તો માઇલક લગી ઝાડની ઘટા છે.

"**કમર્શલ સ્કવેર**" (વેપારી ચોક) નામે જગા છે ત્યાં બહુ ઉદ્યમ ચાલે છે. પેઢીઓ, વખારો અને દુકાનો ત્યાં આવેલી છે. સાત રસ્તાઓએ ચોકમાં મળે છે. પૂર્વ તરફના વેપારનાં શહેરોમાં હોય છે તેવો આનંદી દેખાવ સર્વ સ્થળે હતો. લોકોએ રંગબેરંગી પોશાક પહેરેલા હોય છે. પચીસ દેશના લોક ત્યાં છે, તે સર્વના પોશાક તરેહવાર હોય છે. વળી કોઈ લોક સમૂળગાં લુગડાં વગરના પણ હોય છે. આટલી બધી જુદી જુદી પ્રજાનો સમુદાય બીજે કોઈ ઠેકાણે નહીં હોય. વસ્તીનો અડધોઅડધ ભાગ ચીનાઓનો છે. તેથી ઉતરતો મલાઈ લોકનો અને ત્રીજો દક્ષિણ **હિંદુસ્તાન**ના તામિલ લોકનો છે. રસ્તામાં સ્ત્રીઓ ઘણી થોડી માલમ પડે છે. ચીના લોકની સ્ત્રીઓ પરદેશ બહુ જતી નથી, તેથી ત્યાં ૭૨૦૦૦ ચીનાઓ છે છતાં ચીના લોકની ફક્ત ૧૪૦૦૦ સ્ત્રીઓ છે. તામીલ પુરૂષો તામીલ સ્ત્રીઓ કરતાં ચોગણા છે. મલાઈ લોકનો તો પોતાનોજ દેશ હોવાથી તેમની સ્ત્રીઓ તો પુરૂષ જેટલીજ ત્યાં છે.

મલાઇ લોકનો પોશાક વિચિત્ર હોય છે. એક સળંગ રેશમી કપડું હોય છે. તેમાં **જોસફ**ના ડગલા પેઠે ઘણા રંગ હોય છે. તે કેડ આગળ વીંટાળી ઘાઘરા માફક ઝુલતું રાખવામાં આવે છે. ખભે સફેત મલમલનો કડકો નાંખે છે અને માથે કીરમજી રંગની રેશમી પાઘડી મુકે છે. પણ એ બધો ભપકો બહાર જવાનોજ છે. ઘરમાં જોયું હોય તો ફક્ત ધોતીઉંજ બીજું કાંઈ મળે નહીં. છોકરાંને તો કલાઇનું નાનું સરખું અંજીરનું પાંદડું દોરીમાં પરોવીને કંદોરો બાંધે છે તેજ તેમનાં લુગડાં.

**હૉંગકૉંગ**ની પાલખી તથા **જાપાન**ની "જીન-રિકિશ" **સીંગાપોર**માં હોતી નથી. સાધારણ વાહન તરીકે તો **હિંદુસ્તાન**ની ટટ્ટુની ગાડીઓ વપરાય છે. મલાઈ લોક એ હાંકે છે.

અજાણ્યાં ગામનાં બજારમાં જવાનો શોખ મને બહુ છે. પૂર્વ તરફના બીજાં શહેરોની પેઠે **સીંગાપોર**નાં ચૌટાં ઠીક છે. ખાવાની વસ્તુઓ

ઘણી વેચાય છે. **સીંગાપોર**ની આસપાસનાં નાનાં ખેતરોમાં ડુક્કરો પાળવામાં આવે છે તથા બતકો ઉછેરવામાં આવે છે; કેમકે ચીના લોકનો તે મનગમતો ખોરાક છે. ઇંડાં સેવવાનેસારૂ ઝુપડાં હોય છે ત્યાં ગરમી આણીને ઇંડાં સેવાય છે. **સીંગાપોર**નાં ચૌટાંમાં જ્યાં જુઓ ત્યાં બતકોજ બતકો. એથી ઉતરતે દરજ્જે માછલી છે. શાર્ક માછલી ગરીબ લોકનો મુખ્ય ખોરાક છે.

એક હારમાં રાંધેલું ખાવાનું (ચાઉ ચાઉ) તૈયાર મળતું હતું. ખાવાનું ઘણું ખરાબ હતું પણ ચીનાઓ અને મલાઈ લોકો તે સ્વાદથી ખાતા. **સીંગાપોર**માં માંસ **હિંદુસ્તાન** તથા **સીઆમ**થી, અને મરઘાં **કોચીન ચીન** તથા **મલાયા** દ્વીપકલ્પથી આવેછે. અમે બપોરે ખાવા થોડો મેવો લીધો. "મૅંગોસ્ટીન" નામે ફળની ઋતુ હોવાથી તે પણ લીધાં. ચિત્ર ચિતરનારને એવું એક "મૅંગોસ્ટીન" તરતનું કાપેલું હોય તે રંગ માટે બહુ સારો નમુનો છે. મોટાં પાઇન ઍપલ, બનાનાનાં ઝુમખાં, કેરીઓ, લીલી છાલની નારંગી, સેવફળ વગેરે ઉષ્ણકટિબંધમાં પાકતાં ભાત ભાતનાં ફળ વેચાતાં હતાં. તે જોઈ મન લલચાય તેમ હતું. પણ એ સઘળાં કરતાં આપણાં સ્ટ્રૅાબેરી અને ચેરી મનેતો વધારે પસંદ છે.

બજારમાંથી અમે ત્રણ માઇલ વેગળે એક ધનવાન ચીનાનો બાગ છે તે જોવા ગયાં. એ લક્ષાધિપતિ વેપારીને એ બાગ ઘણો માનીતો છે. **ઇંગ્લાંડ**માં **ચેટસવર્થ** ના ગરમ દેશનાં ઝાડના બાગપર **ડ્યુક ઑફ ડેવનશાયર**ને હજારો રૂપીઆ ખર્ચ થતો હશે પણ, **મી. વ્હૅમ્પોઆ** રોજનો એક શિલિંગ આપીને બાર મજુર રાખી કામ કરાવે છે. ત્યાં રક્ષણગૃહની જરૂર નથી પડતી. ઇંગ્લાંડમાં કાચનાં ઘર ને દેવતા રાખતાંએ જેવાં તેવાં ઉગે તે **વિક્ટોરીઆ રીજાઇઆ** ફુલ તથા તેનાં છત્રી જેવડાં મોટાં પાંદડાં એ બાગના તળાવમાં ખુલ્લી હવામાં સૂર્યના તડકામાં ઉગે છે. ઑર્ચિડ ઉગાડવા વાંસના ચોકઠામાં સાદડી જડીને તેનું ઢાંકણ કરવું પડેછે. કે વખતે કોઈ પાંદડાવાળું ઝાડ હોય તે પર પણ તે ચઢાવાય છે. એ ઉગાડનાર તરીકે તો **મી. ચેમ્બરલિન** કરતાં પણ **વ્હૅમ્પોઆ** ચઢે. બાગમાં ઠેકાણે ઠેકાણે નાના નાના બેટ ઉપર ઉનાળામાં રહેવાનાં ઘર છે. ત્યાં જવાના નાના સરખા પુલ હોય છે. ઝાડ તથા છોડને કાપીને કુતરા, પક્ષી,

ઘોડા, ગાય, વગેરે જુદા જુદા આકાર કરવામાં આવેલા છે. વળી તેને કાચની આંખો તથા કૃત્રિમ હાથ પગને માથાં કરેલાં છે. તેથી બાગનો દેખાવ બહુ વિલક્ષણ તથા હાસ્યજનક લાગે છે.

**સીંગાપોર**નું બારૂં પહોળું અને ઊંડું તથા સલામતીવાળું છે. બધી આગબોટો ત્યાંથી કોયલા ભરી લેછે. **કોલંબો** તથા **ચીન** વચ્ચેનું કોયલા ભરવાનું એ મોટું થાનક છે. એને ત્રણ સરસ કિલ્લા છે. પણ તે ખાલીજછે ઇંગ્લાંડની સરકારે ઘણા વખતથી ત્યાં તોપો મોકલવાનું કહેલું છે. પણ હજી સુધી કોઈ મોકલી નથી. એ ખાતામાં બહુજ ગેરબંદોબસ્ત છે.

બંદરમાં વહાણ સાફ કરવાની ચાર ગોદીઓ છે, ડક્ક પણ દોઢ માઇલ લગી છે. મહાસાગરપર સફર કરતી આગબોટો ત્યાં જઇ શકે એવું છે. ૩,૦૦,૦૦૦ ટન કોયલા ત્યાં ભરી મુકેલા છે. લડાઇને વખતે ત્યાં આગ લગાડવાનો શત્રુનાં વહાણોને બહુ સારો લાગ મળે તેમ છે.

**સીંગાપોર**, **પીનાંગ** અને **મલાકા** મળીને **સ્ટ્રેટ્સ સેટલમેંટ્સ** બનેલાં છે. તેના હાથ હેઠળ **જોહોર** અને પેરાના સુલતાનનાં સંસ્થાન છે. તે સામુદ્રધુનીના **મલાયા** દ્વીપકલ્પ તરફના કીનારાપર આવેલાં છે. ખરૂં જોતાં એ સુલતાનો અને બીજાં નાનાં દેશી રાજ્યો રેસીડેંટના હાથ નીચે છે.

ત્યાંની વાર્ષિક ઉપજ ૬,૦૦,૦૦૦ પૌંડની છે. તેમાંનો બે તૃતિયાંશ તો અફીણ તથા સ્પિરિટ પરની જકાતમાંથીજ આવે છે. બાકીની ઉપજ જમીન, માલ ઘરેણે રાખી ધીરનારપરના કર, ટીકીટો, બારાની જકાત, ટપાલ, સિક્કાપરનો નફો તથા પરચુરણ બાબતોની છે. ઇ. સ. ૧૮૮૫ કરતાં ૧૮૮૬માં ૪૦,૦૦૦ પૌંડનો વધારો થયો છે. તે પરથી સંતોષકારક સુધારો થયેલો લાગે છે.

નીચેની બાબતો માટે ખર્ચ થાય છે. દીવાની, ન્યાયખાતું, પોલીસ, તુરંગ, વૈદક તથા કેળવણી, બારૂં તથા બંદર, ટપાલ, બાંધકામ, મકાનો, રસ્તા તથા નહેરો, લશ્કરીખાતું, પેન્શન તથા બીજાં પરચુરણ ખર્ચ. એ સઘળું મળી કુલ ખર્ચ ૫,૮૦,૦૦૦ પૌંડ છે. તેથી ઉપજમાંથી ફાલતુ સિલક રહે છે.

અફીણ તથા સ્પિરિટ છુટક વેચવા સારૂ ત્રણ વર્ષનો પટો આપવામાં આવે છે. ચીનાઓ એ બંનેના ઇજારા લેછે. અફીણ, તાડી, ભાંગ તથા

સ્પિરિટ દારૂની દુકાન રાખવા સારૂ દરેકના ચાળીસ શિલિંગ આપવા પડે છે. વીશીઓમાં સ્પિરિટ રાખવાને આઠથી તે સોળ શિલિંગ આપવા પડેછે. **સીંગાપોર**માં દારૂ તથા અફીણની ઉપજમાં દર વર્ષે વધારો થતો જાય છે. તેપરથી જણાય છે કે જ્યાં અંગ્રેજી અમલ છે ત્યાં મદ્યપાન ઘટવાને બદલે વધતું જાયછે. એની ઉપજમાં ૧૮૮૫ થી ૮૬ માં એટલે બાર મહીનામાં ચાલીસ હજાર પૌંડનો વધારો થયો હતો. ગમે એટલી સનદો આપવામાં કોઈ અટકાવ કરતું નથી. સનદ આપવાના કરારનો ઉદ્દડ ઇજારો લેનારની મુખ્ત્યારીપર બધું સોંપેલું છે. **પીનાંગ**ની આસપાસ પંદર સોળેક માઇલ હું ફર્યો તો માલમ પડ્યું કે બધાં ગામડાંમાં એકેક તાડી કે દારૂની દુકાન તો ખરીજ. જે રાજ્યને હર વર્ષે ઉપજમાં વધારો થતો હોય તથા સિલક બાકી રહેતી હોય તેણે એવી તાડી તથા દારૂની દુકાનો ઓછી કરવાનો પ્રયત્ન જોઇએ. **સ્ટ્રેટ્સ સેટલમેંટ્સ**માં ધર્મોપદેશકોના પ્રયત્ન નિષ્ફળ જાય છે એ સાંભળી મને નવાઈ લાગતી નથી.

મ્યુનિસિપાલિટીની તો ઉપજ તથા ખર્ચ લગભગ સરખું (૮૦૦,૦૦ પૌંડ) થાય છે. એ ઉપજ ઘર તથા ગાડી ઉપરના કર, ચૌટાંનાં ભાડાં, પાણીપરનો વેરો વગેરે મળી થાય છે. મ્યુનિસિપાલિટીનું કામકાજ જેવું જોઇએ તેવું સારૂં છે. પાણી સારી રીતે પૂરૂં પડાય છે, અને રસ્તા સરખા છે. ત્યાં વાળી ઝાડીને બરોબર સાફ રાખવામાં આવે છે. દીવા પણ બરોબર કરવામાં આવે છે. **પીનાંગ**માં પણ એમજ છે.

રાજ્યનું દેવું ઘણું થોડું છે. ફક્ત ચાળીસ હજાર પૌંડ છે. ત્યાં વોલન્ટીરઅરનું લશ્કર છે. **ઇસ્ટ ઇંડિઝ**માં એ સૌથી જુનું છે. **ઇંગ્લાંડ**માં પણ એનાથી જુનું એકજ છે. તેમાં એક અમલદાર તથા બીજા એકાવન આદમી છે. વર્ષમાં ત્રીશ કે ચાળીસ વાર કવાયત થાય છે. એનું ખર્ચ ૧૬૦ પૌંડ થાય છે.

કાયદા બનાવનાર તથા વહીવટ કરનાર કૌંસિલની રચના હૉંગકૉંગના જેવીજ છે. કાયદા બનાવનાર કૌંસિલમાં એક ચીનો છે.

ગવર્નરને દર વર્ષે ૪,૦૦૦ પૌંડનો પગાર મળે છે. તે ઉપરાંત રહેવાનું ઘર તથા બીજા મુસારા મળે છે. કોલોનીઅલ સેક્રેટરીને પણ રહેવાનું ઘર અને ૧૬૦૦ પૌંડનો પગાર મળે છે. મુખ્ય મુખ્ય અમલદા-

રોને પગાર મળે છે તે તેમની જોખમદારીના પ્રમાણમાં તથા ત્યાંની ગરમ બળતી હવા ધ્યાનમાં લેતાં ઘણા નથી. **પીનાંગ** તથા **મલાકા**ના રેસીડંટ કૌંસિલરને દશ હજાર પૌંડ મળે છે. પેરાનો રેસીડંટ જે ત્યાંના ગવર્નર જેવોજ છે તેને ૩૦૦૦ પૌંડ મળે છે.

**સીંગાપોર, પીનાંગ** અને **મલાકા**ની મળીને ૪,૨૪,૦૦૦ માણસની વસ્તી છે. તેમાં ૧,૭૪,૦૦૦ ચીના, એટલાજ મલાઈ લોક તથા ૩૪૦૦ યુરોપીઅનો છે.

**સ્ટ્રેટ્સ સેટલમેંટ્સ**ના પાદરીઓ ત્યાંના મૂર્તિપૂજકો પાછળ ઘણી તસ્દી લેતા નથી. મને સમજણ નથી પડતી કે આપણા સંસ્થાનોના મૂર્તિપૂજકોને ખ્રિસ્તી ધર્મના કરવામાં આપણે કેમ આટલા બેદરકાર છીએ. એ ખ્રિસ્તી ધર્મના રાજ્ય ચલાવનાર તથા વેપારી વર્ગના ગુણ જોઈ લોકોની ખ્રીસ્તી ધર્મપર વખતે શ્રદ્ધા નહીં બેસતી હોય. લોકો મદ્યનિષેધક તથા સુનીતિવાન મુસલમાની ધર્મ વધારે પસંદ કરે છે, તેનું કારણ એ હશે કે આ ખ્રિસ્તી રાજ્યની ઉપજનો ઘણો ખરો ભાગ અનીતિ તથા અધમતાને ઉત્તેજન આપવામાંથી મળે છે. યુરેશીઅનોનો જન્મ અનીતિનું મોટું ચિહ્ન છે. વેપારીઓ ધર્મોપદેશકોનો અને ધર્મોપદેશકો વેપારીઓનો વાંક કાઢે છે. **સીંગાપોર**માં તો મારા ધારવા પ્રમાણે બંનેનો વાંક છે. ત્યાં મોટું શોભાયમાન દેવળ છે. તેને સારૂ બિશપ વગેરે મોટા મોટા અધિકારીઓ પણ છે. વર્ષ દહાડે ત્રણસેં ચારસેં પૌંડનો દરમાયો ખાનાર ધર્મોપદેશક પણ છે. આટલું બધું છતાં ત્યાં દેવળમાં કોઈ દેશી લોક જતા નથી. **ઇંગ્લાંડ**ના ચર્ચ (ધર્મ મંડળ)નું નિશાળને લગતું એક નાનું સરખું દેવળ છે તેમાં વળી બહુનો પચાસ સાઠ દેશી માણસ જાયછે.

પ્રેઝબીટીરીઅનોનું પોતાનું દેવળ એક છે. મેં તે બહારથી જોયું હતું. તેમાં દોઢસો બસો આદમી એકઠાં થયાં હતાં. તેઓ ગાડીઓના ઠાઠ સાથે આવેલા હતા. ત્યાંના પાદરીને ઘર રહેવાનું અને ૫૦૦ પૌંડનો પગાર મળે છે. "ઇંગ્લીશ પ્રેસબીટીરીઅન મિશન"ની પ્રાર્થના કરવાની ચાર જગા છે. તેમાં ભાગ્યેજ પચાસ આદમી એકઠાં થતાં હોય. એ લોકો કેવું કામ કરે છે તે કહેવાનું જોખમ હું માથે લેતો નથી. મારા સાંભળવા પ્રમાણે તેઓ પંડે ધર્મી તથા સારા માણસો છે. પણ તેમની કામ

કરવાની રીત સારી નથી તેથી તેમની મહેનતનું પરિણામ સંતોષકારક નથી આવતું. **પીનાંગ**માં "નોનકન્ફર્મીસ્ટ"નો ધર્મોપદેશક નથી. તામિલ લોકોને સારૂ **ઇંગ્લાંડ**ના ચર્ચનો દેશી પાદરી છે. તેનું કામ કાંઈક ઠીક ચાલે છે. **પીનાંગ**ની ૨૫,૦૦૦ તામિલોની વસતીમાંથી ૮૫ માણસ ત્યાં એકઠાં મળે છે. **વેલેસ્લી** પ્રાંતમાં મિશન છે તે અમુક પંથનું નથી. તેનાં ત્રણ નાનાં દેવળ છે. સાઠ કે સિત્તેર ચીનાઓ એમાં પ્રાર્થના કરવા જાય છે. **ઇંગ્લાંડ**ના ચર્ચે તામિલ લોકોમાં ફરવા સારૂ ત્રણ ઉપદેશક તથા પોતાને સારૂ એક પાદરી રાખ્યો છે. **મલાકા**માં પણ પાદરી છે. તેનો પગાર ૫૫૦ પૌંડ છે. ચીનાઓને ખ્રિસ્તી ધર્મમાં આણવા સારૂ જે ખ્રિસ્તી થયેલો ચીનો રાખેલો છે તેને માત્ર ૩૦ પૌંડનો પગાર છે.

**સ્ટ્રેટ્સ સેટલમેંટ્સ**ના પ્રોટેસ્ટંટોનો લોકોને ખ્રિસ્તી કરવાનો પ્રયત્ન તો આવો છે. હવે પુછીશું કે રોમનકાથોલીકો શું કરે છે? સંસ્થાનમાં તેમનાં પચીસ દેવળો અને એકતાળીસ પાદરીઓ તથા ઉપદેશકો છે. તેમનાં દેવળમાં બધાં મળી ૬૫૦૦ ભરાય છે. હું ધારૂં છું કે જુદી જુદી પ્રોટેસ્ટંટધર્મપ્રચારક સભાના સેક્રેટરીઓએ પૂર્વમાં ફરીને જોવું જોઈએ કે (જીસ્યુટ) રોમનકાથોલીકોનું કામ કેમ આગળ વધે છે અને પ્રોટેસ્ટંટો શાથી નિષ્ફળ થાય છે. મને આ વાતની સમજણ નથી પડતી. વાત ખરી છે અને ચોકસ છે. ૧૮૮૬માં **સીંગાપોર**ની સરકારને ત્યાંના જુદા જુદા પંથોએ જે હકીકત મોકલી હતી તેમાંથીજ આંકડા આપું છું.

**સ્ટ્રેટ્સ સેટ્લમેંટસ**માં પરદેશથી આવતા માલની કીમત ૧,૨૮,૦૦,૦૦૦ પૌંડ છે. પરદેશ જતા માલની કીમત ૧,૦૦,૦૦,૦૦૦ પૌંડછે. **મલાઇ આર્કીપેલેગો**માં નિપજતા માલની ખપત **ઇંગ્લાંડ**, **યુરોપ** તથા **અમેરિકા**માં છે તેને લીધે આટલો બધો વેપાર ચાલેછે. એ બધો માલ અહીં એકઠો થાય છે.

**સ્ટ્રેટ્સ સેટલમેંટ્સ**નાં બંદરમાં બધા દેશોનાં વહાણોને આવવા જવાની તથા વેપાર કરવાની છુટછે. એકલા **બ્રીટીશ એમ્પાયર**થી આવતા તથા ત્યાં ચઢતા માલની કીમત ૮૪,૦૦,૦૦૦ પૌંડછે. બીજા બધા દેશોથી આવતા તથા ત્યાં ચઢતા માલની કીમત ૬૫,૦૦,૦૦૦ પૌંડ થાય છે. **યુરોપ**નાં સંસ્થાનમાં **ઇંગ્લાંડ**નાં આ સંસ્થાન નાની સરખી જગા છે છતાં

તેનો વેપાર બીજા બધા દેશ કરતાં ચઢીઆતો છે તે આપરથી જણાશે. ત્યાં પરદેશના વેપારપર બંધન નથી. **યુરોપ**ની બીજી પ્રજાઓએ સ્થાપેલાં સંસ્થાનોમાં પણ **બ્રિટિશ** વેપાર સૌથી વધારે ચાલે છે. આ બધું **જૉન બ્રાઇટ, રિચર્ડ કૉબ્ડન** તથા તેમણે કરેલા બંધનરહિત વેપારને લીધેછે.

બે દહાડા રહીને **સીંગાપોર**થી અમે **પીનાંગ** ગયાં. ત્યાં છ કલાક રહ્યાં. ત્યાંના રેસીડંટ તથા તેની સ્ત્રી સાથે અમે કીનારે ગયાં. એ લોકો અમારી જોડે આગબોટમાં આવ્યાં હતાં. એને તથા મારે ઑર્ચિડ ઉગાડનાર તરીકે મુસાફરીમાં મૈત્રી થઈ હતી. એ ઘણો પ્રખ્યાત અમલદારછે. એની કીર્તિ નવાં ઑર્ચિડ શોધી કાઢનાર તરીકે વધારે છે. **બોર્નિઓ**માં ઘણાં ઑર્ચિડને એનું નામ આપવામાં આવેલું છે.

**પીનાંગ**ના બાગના સુપરીન્ટેન્ડન્ટ **મી. કર્ટીસ**જોડે અમે બગીચામાં ગયાં. તેણે અમને **મલાયા**નાં જંગલમાંથી આણેલા છોડ બતાવ્યા. પછી **મી. બ્રાઉન** નામે **પીનાંગ**નો વેપારી હતો તેને ત્યાં નાસ્તો કર્યો. એ પણ **સીંગાપોર**થી અમારી જોડે હતો. તેણે નાસ્તો કરાવ્યો તેનો સ્વાદ ભૂલાય નહીં એવો હતો.



## પ્રકરણ ૧૭ મું.

### કૅન્ડી.

ચોથી ડીસેંબરને રવિવારની સવારે **ઑફીના** આગબોટના તુતકપરથી **સિલોન**નો કાંઠો જણાવાની બધા વાટ જોતા હતા. કીનારો જણાવા કરતાં ત્યાંની સુગંધ કયારે આવશે તેની વાટ જોતા હતા એમ કહીએ તે બરોબર છે. કેમકે નાસ્તા વખતે અમારા કૅપ્ટને તથા મુખ્ય અમલદારે શંકાશીલ ઉતારૂઓની ખાતરી કરી હતી કે કવિતામાં **સિલોન**ના પવનની સુગંધિ લ્હેરોનું વર્ણન આવે છે, તે માત્ર કલ્પના નથી પણ ખરી વાત છે. ખરેખર અગીઆરેક વાગે મશાલાની સુવાસ મને આવવા લાગી. તે લાર્ચના ઝાડ જેવી હતી. કાંઠાપરની તજની વાડીઓમાંથી એ ખુશબો આવતી હતી એમ મને ખબર મળી.

**પીનાંગ**થી પાંચ દહાડાની મુસાફરી ઘણી ખુશનુમા કરી હતી. દરીઓ શાંત હતો. પવન ધીમો ધીમો વાતો હતો. અમારા વહાણની ઝડપને લીધે તુતક તથા કેબીનોમાં પવન આવતો તથા ઠંડક રહેતી. આ

વળી એક સુખ હતું કેમકે રાતે પણ થર્મામીટરમાં પારો ૮૫ ડીગ્રીથી નીચે ક્વચિતજ રહેતો.

**કોલંબો**માં પ્રખ્યાત **સર જૉન કુડનો** બાંધ બંધાયો તે પહેલાં **પોઇન્ટ ડી ગેલ્ર** કોયલા ભરવાનું સ્ટેશન હતું તે બપોરે નજરે પડવા લાગ્યું. ત્યાં **કોલંબો** તાર કરવાની નિશાની કરવા અમારી આગબોટ કીનારા પાસે ગઈ. તેથી કાંઠાપરની નાળીએરીઓ તથા દુરથી દેખાતો **સિલોન**નો પવિત્ર પર્વત **ઍડમ્સ પીક** જોવાની તક અમને મળી. **પેનિન્શુલર** અને **ઓરીએંટલ** કંપનીની આગબોટો **કલકત્તે**થી તથા **ઓસ્ટ્રેલીઆ**થી ટપાલ લઈ જતી હતી તે **કોલંબો**થી ત્રીશેક માઈલ આગળ અમને મળી. ત્રણે આગબોટોમાંથી ટપાલ બદલવાની હતી તે બદલી. એ કંપનીની આગબોટો બરોબર વખતસર જા આવ કરે છે જેથી આ બનાવ ઘણો સાધારણ છે.

**કોલંબો** આવી લંગર કર્યું ત્યારે નવ વાગી ગયા હતા, અને કીનારાપર જવાય એવું નહોતું તેથી રાતની રાત વહાણમાંજ કાઢી સવારે ઉતરવાનો વિચાર કર્યો. સવારે ૭ વાગે તુતકપરથી બારૂં જણાયું. બારાને એક માઈલ ફરતો શોભાયમાન બાંધ છે. એ વિશે આગળ થોડું કહેવાનું છે. વહાણની સામે ડક્કો, જકાતનું મકાન તથા જુનો કિલ્લોછે. ઉત્તર તરફ ગામ આવેલું છે. દક્ષિણ દિશા તરફ **કોલ્પેટી**નું પરૂં આવેલું છે. ખજુરી, કેળા આંબા, તથા બ્રેડફુટ ઝાડથી સર્વ સ્થળે લીલું લીલું થઈ રહેલું છે.

વહાણની આસપાસ ત્યાંની દેશી હોડીઓ વીંટલાઈ વળી. એ લોક ઉતારૂઓને કાંઠા પર લઈ જવા બુમો પાડતા હતા. **લંડન**ના પ્રદર્શન વખતે "કેન્ટામેરાન" હોડીએ મારૂં ધ્યાન ખેંચ્યું હતું તે હોડી તેના સ્વદેશી પાણીમાં પહેલ વહેલી જોઈ. એ હોડી ઝાડના થડને કોચીને કરેલી હોય છે. લંબાઈમાં વીશ પચીશ ફીટ હોય છે. બંને બાજુએ ઉભાં પાટીઆં બાંધી લઈ કોટ જેવું કરેલું હોય છે. તે સિવાય થોડે આઘે હોડી જેટલી જ લંબાઈનો જાડો વાંસ હોડીને જડેલો હોય છે, તે પાણીની સપાટી પર રહે છે. એક તરફના પર તેનો ભાર આવે છે ને બીજી તરફનો પાણીને ખાળે છે, તેથી કરીને હોડી ઉંધી વળતી નથી ને બહુ સારી રીતે તરી શકે છે; અને ગમે તેવી તોફાની ઋતુમાં પણ દરીઆમાં આઘે જાય

છે. **કૅપ્ટન બેમ્રે** પોતાની "ગિગ" જાતની હોડી અમને આપી હતી. તેમાં અમે અમારો સામન લઈને ગયાં. કાંઠાપરના જકાત ખાતાના વિવેકી અમલદારે અમારો સામન તપાસવાની ના કહી અને બે વાગ્યા સુધી સંભાળવાનું પોતાની મેજે માથે લીધું. અમે **કૌલંબો** છેલ્લું જોવાનો વિચાર રાખી જુની રાજધાની **કૅન્ડી** જવાનો ઠરાવ કર્યો.

સવાર **કોલંબો**માં ગાળ્યું. પણ **મદ્રાસ** અને **કલકત્તા** જતા પહેલાં ત્યાં ત્રણ ચાર દિવસ રહેવું છે તેથી એની હકીકત આવતા પ્રકરણમાં કહીશ. બે વાગે સ્ટેશનપર જઈ **કૅન્ડી** જનારી ગાડીમાં બેઠાં. ૭૫ માઇલની મુસાફરી કરવાની હતી. ત્યાંની રેલવે સરકારી છે. ૧૮૫ માઈલની સડક જવા આવવા સારૂ કરેલી છે. ગાડીઓ ઘણી ખરાબ છે. ઈંગ્લાંડની ગાડીના ત્રીજા વર્ગ જેવીજ અહીંની પહેલા વર્ગની ગાડીઓ હોય છે. મારે સામનના બહુ પૈસા ભરવા પડ્યા. પાંચ કલાકમાં મુસાફરી પુરી થઈ. કેટલાક માઈલ લગી સપાટ જમીનપર રેલવેની સડક છે. ત્યાં ડાંગર તથા ઘાસ ઉગેલાં હોય છે. આખો પ્રદેશ પાણીનાં ખાબોચીઆંવાળો છે. ત્યાં બધી જાતના પાકને ખૂબ પાણી મળે છે. ઘુંટણ સુધી પાણીમાં ભેંસો ચરતી હોય છે. જ્યાં જરા ઉંચાણનો ભાગ આવે છે ત્યાં દેખાવ સુંદર હોય છે. ઝુંપડીઓની આસપાસ ખજુરી વગેરેનાં ઝાડ, તથા શાકની વાડીઓ આવેલી હોય છે. છાપરાંનાં રાતાં નળીઆં, ખેડુતોના પીળા તથા કિરમજી પોશાક અને ઉઘાડાં છોકરાંની ચામડીનો રંગ એ બધું ત્યાં પસરી રહેલી લીલોના લીલા રંગની એકરૂપતા ઓછી કરે છે. પછી **કેલાનિ ગંગા** નદી ઓળંગવાની આવે છે. તે પર લોઢાનો પુલ છે. એની આસપાસ પથ્થરની ખાણો છે. **કોલંબો**નો બાંધ બાંધવા સારૂ ત્યાંથી પથરા આણ્યા હતા. એ નદી આખા બેટમાં સૌથી મોટી છે. **કોલંબો**થી પચાસ માઈલને છેટે **ન્યુરેરાએલિયા** જવા સારૂ ગાડીને ૬૦૦૦ ફીટનો ઢોળાવ ચઢવો પડે છે. તે **આલાગાલા** પર્વતની બાજુએ થઇને જાય છે. એની ટોચ ઘણી ઉંચી છે. પહેલાં કૅન્ડીના રાજાઓ જેનાપર રાજદ્રોહનો શક હોય તેને એ ટોચપરથી ફેંકી દેવડાવતા. ડેકન્ડા ખીણની પેલી તરફ **કૅમલ** (ઊંટ) પર્વત આવેલો છે. એ પર્વતનો ઘાટ ઊંટ જેવો હોવાથી એ નામ આપેલું છે. તેની જોડે **બાઈબલ** પર્વત છે. તેનાં શિખરો સમુદ્રથી ચાર પાંચ હજાર ફીટ ઉંચાં

છે. એ ખીણમાં ડાંગરનાં ખેતરો, કેકુનાનાં ઝાડ, જાંબુડા તથા ગુલાબી રંગનાં ફુલવાળાં જંગલનાં ઝાડ, બધી જાતનાં તાડ તથા ઘણી જાતના વેલા વગેરે છે. ખીણમાં સુંદર પાણીના ધોધ છે તે જેવી ગાડી ઉપર ચઢે છે તેવા નજરે પડે છે. કેટલાક ધોધ ઓળંગીને ગાડી જતી હતી. તે ઉંચેથી પડતાં પડતાં વચ્ચેજ વાદળાં અને ધુમ્મસ થઈ જાય છે. તેમાં સૂર્યના તડકાને લીધે મેઘધનુષ્યના રંગ થાય છે.



કેન્ડી રેલ્વે. સેન્સેશન રૅાક.

વચ્ચે અંગ્રેજ સરકારે બાંધેલો જુની રાજધાનીમાં જવાનો રસ્તો નજરે પડે છે. ફીરંગી તથા વલંદા લોક પાસેથી કૅન્ડીના રાજાએ એ જગા લઇ લીધી હતી. હવે તો રેલવેને લીધે એ રસ્તો બંધ થઈ ગયોછે. કૅન્ડીથી થોડાક માઇલને છેટે સેન્સેશન રૉક નામે ખડકપર થઇને ગાડી જાય છે. તે છેક કોરપર થઇને જાય છે. નીચે હજાર ફીટ ઉંડી ખાઇછે. આ ભયાનક દેખાવ ગયા પછી કૅન્ડીની સુંદર ખીણ આવેછે. પછી તરેતજ સ્ટેશન આવ્યું. સાત વાગે તો ક્વીન્સ હૅાટેલ (વીશી)માં અમે ઠેકાણે પડી ગયાં.

**સિલોન** ટાપુમાં બધે ગામડાંજ છે. કૅન્ડી જુની રાજધાનીછે. પણ તે ફક્ત બે ત્રણ ગામડાં મળી બનેલું છે. એમાં ૨૨,૦૦૦ માણુસની વસ્તી છે. જોવા લાયક મકાનોમાં જેલ, સોલજરોનાં રહેઠાણ, ત્રણચાર દેવળો, સરકારી આફીસ અને બુદ્ધના પવિત્ર દાંતનું જગતપ્રસિદ્ધ મંદિર છે. એ મંદિર નાનું છે પણ કાંઈ બહુ જુનું નથી. તેમ બાંધણી પણ તેવી સારી નથી. ફક્ત તે બૌદ્ધધર્મમાં ઘણું પવિત્ર ગણાય છે તે માટે તે પ્રસિદ્ધ છે.

મંદિર નાનું સરખું છે. તેની આસપાસ ચોગાન છે ભીંતોપર બદસુરત તથા ભયંકર ચિત્ર છે. બૌદ્ધધર્મના તરફથી જે શિક્ષા થાયછે તેના દેખાવ કાઢેલા છે. ઇટાલીના રોમનકાથોલીક દેવળને મળતું એ આવેછે. બૌદ્ધધર્મના ગુરૂ કે મંદિર જે કોઇ લૂટે તેને સારૂ સૌથી ઉંડું તથા બળતું નરક છે. દાંત છે તે બે ઇંચ લાંબો તથા એક ઇંચ જાડો છે. (દુખે કેટલો!) તેને બુરજમાં સોના તથા હીરામાણેકના ઘુમ્મટમાં રૂપાના ઘંટ તળે રાખી મૂકેલો છે. વર્ષમાં એક વાર ખુલ્લો મુકવામાં આવે છે. મને ખાનગી રીતે ખબર મળી હતી કે પાંચ રૂપીઆ આપે તો ઉઘાડીને દેખાડે છે. મને પાંચ રૂપીઆ કહાડી નાંખવા ન ગમ્યા.

મંદિરના દરવાજા આગળ અપંગ ભીખારીનાં ટોળાં હતાં. તે લોક પોતાના ઘા અને ખોડો બનાવતા હતા. તેમાંના એક રાક્ષસને નીચલા હોઠમાંથી મોટો દાંત બહાર નીકળેલો હતો. હીપોપોટેમસ (દરિઆઈઘોડા)ના દાંત કરતાં મંદિરમાંના પેલા દાંતને એ બહુ મળતો આવતો હતો તેથી એ ભીખારીનો દાંત એટલો બધો લોકપ્રિય હશે એમ ધારૂંછું.

**બ્રહ્મદેશ**, **સિઆમ**, તથા **કામ્બોડીઆ**ના રાજા હર વર્ષે એ પવિત્ર દાંતના મંદિરમાં ખંડણી મોકલે છે. **હિંદુસ્તાન**, **ચીન**, અને **જાપાન**માં પણ તે પૂજાય છે.

કેન્ડીની ખરી ખૂબસુરતી તે જે સ્થળે આવેલું છે તેની છે. શહેર બધું લીલોત્રીથી ઢંકાઈ ગયું છે. મોટા હસ્તકૃત તળાવને કાંઠે એ બાંધેલું છે. તેની આસપાસ ટેકરીઓ આવેલી છે. તેપર **મિશનરીઓ**ના તથા બીજા પૈસાદાર લોકના બંગલા છે. આખું સવાર એ ટેકરીઓપર ફરવામાં કાઢયું. ત્યાં ઘણાં ફુલ હતાં. **ઇંગ્લાંડ**માં એવાં ફુલનો અકેક ગીની પડે. ત્યાંથી **સિલોન**ના ઉંચા પર્વતોની હાર દેખાતી હતી. તે પર છેક ટોચ લગી ઈમારતી લાકડાંનાં ઝાડ હતાં. ટેકરીઓ ઉપર સુંદર સૂર્યમુખી ફુલો ઉગેલાં હતાં. તે સિવાય **ઇંગ્લાંડ**નાં રક્ષણ ગૃહોમાં ઉગાડાતાં જાત જાતનાં ફુલનાં ઝાડ પણ હતાં.

સાંજે **પેરાડેનીઆ**ના **સરકારી** વનસ્પતિવિદ્યાના બાગમાં ગયાં. ત્યાંના જાણીતા ડાઇરેકટર ડા. **ટ્રિમને** ઘણી મહેરબાની તથા વિવેક દેખાડ્યાં. અમારે એની જોડે આગગાડીમાં ઓળખાણ થયું હતું.

રબરનાં ઝાડની ઘટામાં થઇ તે બાગમાં પેસવાનો રસ્તો છે. એ ઝાડ સો સો ફીટ ઉંચાં થાય છે. એનાં મૂળીઆં ઝાડથી પણ લાંબાં હોય છે. તે જમીનપર લાંબા સાપ પેઠે પડેલાં હોય છે. વખતે ઉંચાં ઉગીને નીચી ડાળીઓને મજબુતીથી વળગી રહે છે.

એ બાગમાં " ઘાસપર ચાલવું નહિ" એવી ઝાહેર ખબર મુકવાની જરૂર પડતી નથી. ભેજવાળ હવામાં જો ખુલ્લા ઘાસના મેદાનમાં ફરીએ તો પગપર વાળ જેટલી ઝીણી જળો વીંટાઈ વળે છે. તે લોહી પીને પેનસીલ જેટલી ફુલે છે. કોઈ વખતે ઘાસપર ઉંઘી ગએલા આદમીને એ જાનવરોએ ચૂસી લીધેલા તેથી તે મરણ પામેલા એવા દાખલા બનેલા છે. સાપથી પણ બહુ સંભાળવાનું છે. સાપનો ડંખ મટાડનારા બાપદાદાથી એ ધંધો મ્હોડે શીખતા આવેલા છે. તેમના ઉપાય બીજા કોઈને ખબર નથી. ડા. **ટ્રિમન**ને ત્યાં ચ્હા પીતાં હતાં ત્યારે માળી એક સુંદર સાપ લાકડીએ બાંધીને લાવ્યો હતો. સાપ, કાનખજુરા તથા વીંછીથી દૂર રહેવા સારૂ અમે ચાલવાના રસ્તાપરજ ચાલ્યાં. દરવાજામાં પેસતાં દેશી

તાડના ઝાડનાં ઝુંડ આવે છે. નાળીએરીનાં ઝાડ પણ છે. એ ઝાડનું ભુંગળા જેવું થડ બે ફીટ જાડું હોય છે. ઝાડની ઉંચાઈ દોઢસો ફીટ હોય છે. ટોચે અઢારથી વીશ ફીટ લાંબાં પાંદડાંનાં ડાળાં હોય છે. તેની નીચે ફળનાં ઝુમખાં બાઝે છે. પામિરા તાડ નામે તાડ થાય છે. તાડના તામિલ કવિતામાં જુદા જુદા ૮૦૧ ઉપયોગ વર્ણવ્યા છે. એનાં પાંદડાં ગોળ હોય છે. તેમાં પંખાના જેવાં સીત્તેર કે એંસી પડ હોય છે. એ પાંદડાં ત્યાંના લોક છાપરૂં છાવાના, સાદડી કરવાના, છત કરવાના અને કોથળીઓ, કંડીઆ, ટોપીઓ, પંખા, છત્રીઓ તથા કાગળ બનાવવાના કામમાં લેછે. ફળ તથા બીઆં રાંધીને ખાય છે. તેનાં ફુલની ડાંખળીમાંથી દેશીઓ દુર્ભાગ્યે તાડી કહાડે છે. એ તાડીનો જલદ દારૂ બને છે. સેગો તથા કિટુલ નામનાં તાડમાંથી જે માવો નીકળે છે તે છોકરાં સારૂં ખીર બનાવવાના કામમાં આવે છે. તે સિવાય એ તાડમાંથી ખાંડ બને છે અને દોરડાં બનાવવાના રેસા નીકળે છે. એરેકા નટ નામના તાડને સોપારી થાય છે. **હિંદુસ્તાન** તથા **સિલોન**ના લોક એ સોપારી તથા ચુનો અને તંબાકુ પાનમાં નાંખી તેની બીડી બનાવી ખાય છે. એ રીત કાંઈ નુકસાન કર્તા નથી પણ ગંદી છે. એને સારૂ તે લોક પોતાનું ખાવાપિવાનું અને ઓઢવાપાથરવાનું મુકી દેછે. તાડની જાતનાં ઝાડમાં ટેલિપોટ શ્રેષ્ઠ છે. ત્રીસ વર્ષ સુધી તે સીધું વધ્યું જાય છે. એ ઝાડનું થડ ધોળું તથા સો ફીટ ઉંચું હોય છે. પાંદડાંનો રંગ ઘેરો લીલો હોય છે. અને તેની ઉપર ચાલીસેક ફીટ ઉંચે ઘણુંજ સુંદર સફેત ફુલ આવે છે. એ ફુલ દુનીઆમાં સૌથી ઉમદા છે. દરેક ફુલનું ફળ થાય છે, પછી ઝાડ મરી જાય છે. અમારે સુભાગ્યે તે વખતે એક ઝાડ ખીલતું હતું તેથી અમે એની એવી અદ્ભુત સુંદર સ્થિતિમાં છબી પાડી લીધી. બીજી જાતનું તાડ છે તેનાં જાડાં પાતરાંમાંથી પુષ્કળ નિર્મળ પાણી નીકળેછે. તે "મુસાફરનું તાડ" કહેવાય છે. તે સિવાય બીજાં ઘણી જાતનાં તાડ ત્યાં હતાં.

જાયફળ તથા લવિંગનાં ઝાડ પણ જોવા જેવાં હતાં. જૅકફ્રુટ નામનાં ઝાડ હતાં તેનું દરેક ફળ પચાસ સાઠ શેર વજનમાં હોય છે. બીજાં તરેહવાર જાતનાં ઝાડ નિરખતાં અમે આગળ ચાલ્યાં. ત્યાંથી અમને ઘાડા જંગલમાં લઈ ગયા. ત્યાં જાડા થડના મોટા મોટા વેલા હતા. તે મો-

ટાં ઝાડપર ચઢાવેલા હતા. જમીન ઉષ્ણુકટિબંધના વિવિધ પ્રકારનાં ફર્ન નામના રોપાથી ભરાઈ ગઈ હતી. એના રંગ સુનેરી રૂપેરી તથા બહુ સુંદર હતા.



પેરાડેનિયા બાગમાંનાં ભવ્ય વાંસનાં ઝાડ

બાગની આસપાસ જે નદી વહે છે તેને કાંઠે ઉગેલાં ભવ્ય વાંસના ઝાડ બહુ જોવા લાયક હતાં. દરેક ઝાડની મોટી ઝાડી બની રહી હતી. એની ઉંચાઈ સોએક ફીટ હશે. બેએક ફીટ જાડી સોટીઓનો ભારો

મળીને જાડાઈ પણ તેટલીજ (૧૦૦ ફીટ) હશે. એ થડ એવાં પાસે પાસે છે કે વચ્ચે થઈને બિલાડી પણ ના જઈ શકે. ૭૦ કે ૮૦ ફીટ લગીતો એમને એમ એ વધે જાય છે. પછી ઝીણાં ઝીણાં પાંદડાં આવે છે. એનો દેખાવ મોટાં લીલાં શાહામૃગનાં પીછાં હોય તેવો લાગે છે. વાંસ બહુરીતે કામમાં આવે છે.

બાગમાં ખિસકોલીઓ, ચળકતાં પીછાંનાં પક્ષીઓ, ઉડનાં શિયાળવાં વગેરે જાત જાતનાં જાનવર પુષ્કળ છે. શીયાળવાં ફળ ખાઇને જીવેછે કોઇ વેળા તાડી કાઢવા મુકેલા વાસણમાંથી તાડી પીએછે તેથી તેમને નિશો ચઢેછે. **પેરાડેનીઆના** આ મનોહર અનુપમ બગીચાની વનસ્પતિ સંબંધી અદ્ભુતતાનો પાર આવે તેમ નથી.

બીજે દહાડે ડા. **ટ્રિમન** જોડે અમે **ન્યુવેરા–એલિયા** નામે અંગ્રેજોને હવા ખાવાની ટેકરી છે ત્યાં ગયાં. ત્યાંના યુરોપીઅનો જે બીચારા આઠ મહીના લગી ત્યાંના તાપથી સેકાઈ જાયછે તેમને એવું થાયછે કે ઇંગ્લાંડની ટાઢમાં જેવી રીતે ઓઢી પોઢીને રહીએ છીએ તેમ રહેવું. તેથી તેઓ બેટમાં જે સૌથી ભેજવાળી નહારી જગા છે ત્યાં (**ન્યુવેરાએલિયા**) જાયછે. ત્યાં સવારમાં થર્મામીટરમાં પારો ઠરી જવાના બિંદુ આગળ રહેછે અને બપોરે ૮૦ ડીગ્રી રહેછે. ફરતા હજાર માઇલનાં વાદળાં ત્યાં એકઠાં થાયછે. વર્ષાદ ૧૫૦ ઇંચ થાયછે. વર્ષમાં ફક્ત સાઠ દહાડા સૂર્ય દેખાય છે. હવે એવી જગાને **સિલોનના** અંગ્રેજો **ઇંગ્લાંડ** માની લેછે; **ઇંગ્લાંડના** જેવી ઝુંપડીઓ બનાવેછે. દેશનાં સારાં ફુલને ન ગણકારતાં **ઇંગ્લાંડનાં** ફળફુલ વગેરે ઉગાડવા પ્રયત્ન કરેછે. પણ ઘણી ઘણી મહેનત છતાં કશું ઉગી શકતું નથી. ત્યાંની એક ઝુંપડીનો બાગ જોઈ મને એવું નહારૂં સ્વપ્ન આવ્યું કે **ન્યુવેરાએલિયા** જાણે **ઇંગ્લાંડનો** એક ભાગ હોય અને માથામાં શરદી થવાથી મરી જતું હોય. ગોર્સ નામે એકજ **ઇંગ્લાંડનો** છોડ સારી રીતે ઉગ્યો હતો. વાડામાં ઘણે ઠેકાણે તેની સુવાસ પ્રસરી રહી હતી.

ડા. **ટ્રિમનનો** બાગ **ન્યુવેરાએલિયાથી** છએક માઇલ વેગળે આવેલો છે તે જોવા અમે ગયાં. ત્યાંના એના ચાલાક ડેપ્યુટી **મી. નૉકની** મહેનતથી **ઇંગ્લાંડનાં** ઝાડ ફળફુલ વગેરે ઉગેલાંછે. ઉષ્ણુકટિબંધનાં ઝાડ પા-

ન પણ એણે ઉગાડ્યાં છે. ત્યાં સુનેરી તથા કીરમજી રંગનાં પીછાંવાળાં કુકડાં હતાં.

**ન્યુવેરાએલિયા** ઉંચાણમાં આવેલી સપાટ જમીન છે. ત્યાં બેએક માઈલ લાંબું તળાવ છે. તેમાં વિલાયતી માછલાં નાંખેલાં છે. તે પુષ્કળ વધે જાયછે. પણ **ડા. ટ્રિમન**ને ભયછે કે ત્યાંના દેશીઓને જો એની ખબર પડશે તો તેઓ ગમે તેમ કરીને ત્યાંથી ખાલી કરશે. બૌદ્ધધર્મી દેશમાં માછલાંના ભોગછે. **સિલોન**ના લોક જીવ મારતા નથી તેથી ખાટકીના ઘરનું માંસ ખાતા નથી. પણ માછલાં પાણી બહાર આવવા દઈને મરી જવા દેછે. તેઓ આ યુક્તિથી હિંસા કર્યા વિના અને ધર્મ ભ્રષ્ટ થયા વિના માછલાં ખાયછે. બૌદ્ધ ધર્મના લોકો બડા ઢોંગીછે. એટમાં ઉંચામાં ઉંચું શિખર **પેડુરા ગાલા** છે. તે અમારી વીશીની પાછળજ હતું. ત્યાં જવાનું સારૂંછે. પણ અમારે નસીબે તડકો નીકળ્યો નહીં તેથી ચઢાયું નહીં. એ તથા બીજાં શિખરોના છેક મથાળાલગી જંગલો છે. ત્યાં જંગલી હાથીનું રહેઠાણ છે. **સિલોન**માં હજી પણ એવા હાથી ઘણાછે. **ડા. ટ્રિમન**ના બાગથી અડધે માઈલ છેટે જંગલમાં પાંચ છ હાથી હતા. વળી તે ઘડીઘડી બાગમાં જઈ બધું ખુંદી જતા. ચિત્તા, વાઘ, બિલાડીઓ, શિયાળવાં, સાબર, જંગલી ભુંડ, વાંદરાં, ગરૂડ વગેરે જાનવર પર્વતપરનાં જંગલોમાં છે.

**કૅન્ડી,** આગગાડીમાં જવાને બદલે **ન્યુવેરાએલિયા**થી ચાળીસ માઇલ **ગૅમ્પોલા** નામે રસ્તો પર્વતમાં છે ત્યાં ગાડીમાં જઈ ત્યાંથી આગગાડીમાં જવાનો વિચાર કર્યો. આ વખત પાંચ હજાર ફીટનો ઢોળાવ ઉતરવાનો હતો. સમશીતોષ્ણકટિબંધની વનસ્પતિ બદલાઇને ઉષ્ણકટિબંધની આવતી હતી તે દેખાવ બહુ નવાઈ જેવો લાગતો હતો. અડધે રસ્તે અમારાં રટ્ટુ ટટ્ટુને ઘાસ દાણો ખવડાવવા તથા અમારે પોતાને થોડુંક ભાથું ખાઈ લેવા **રૅમ્બોડા** નામે સરકારી વિસામા આગળ થોભ્યાં હતાં.

**સિલોન**માં રસ્તામાં એવા વિસામા પંદર વીશ માઇલને અંતરે હોય છે. તેમાં પાંચ છ સુવાની ઓરડીઓ અને એક મોટો ઓરડો હોયછે. સામન તો ઘણો સારો નથી હોતો પણ બધું ચોખ્ખું અને સગવડવાળું હોયછે. પૈસા પણ ઝાઝા નથી લેવામાં આવતા. ગરીબ લોકને તથા બળદ ઘોડા સારૂ ઓછા દર રાખેલા છે.

**ઈમ્બોડા**ની આસપાસ ઉપરા છાપરી પર્વતોની હાર આવેલી છે. એની આસપાસ બારેક પાણીના ધોધછે. **ઈમ્બોડાથી ગૅમ્પોલા** જતાં રસ્તામાં કૉફી ન્હા, કોકો તથા સિંકોનાની વાડીઓ આવતી હતી. એ બધાં ઝાડ તથા આ સંસ્થાનની ફળદ્રુપ જમીન વિશે જે કહેવાનું છે તે આવતા પ્રકરણમાં કહીશ. આખરે ત્યાંના ગારમાર વર્ષાદમાં પલળતાં અમે સ્ટેશનપર આવી પ્હોંચ્યાં.

રવિવાર **કેન્ડી**નાં દેવળો જોવામાં કાઢયો. બીજે દહાડે **કોલંબો** આવ્યાં. ત્યાં બેત્રણ દિવસ રહી **મદ્રાસ** તથા **કલકત્તે** જવા ઉપડી જવું છે.

---

## પ્રકરણ ૧૮ મું.

### કોલંબો.

**સિલોન**ની રાજધાની **કોલંબો**માં અમે પાંચ દહાડા રહ્યાં તેમાં બહુ ગમ્મત પડી. "સિલોન ઑબ્ઝર્વર" નામે પત્રના માલીક **મી. એ. એમ. ફર્ગસન** જોડે ઓળખાણ કરવા મેં તેને **કેન્ડી**થી કાગળ લખ્યો હતો. ત્યાંના લોકોની રીતભાત વિશે એ બહુ માહીતગાર છે એમ હું ઘણા વખતથી જાણતો હતો. તેના ભાગીઆ તથા ભત્રીજા **મી. જોન ફર્ગસને** મને જવાબ લખ્યો કે મારા કાકા પરગામ ગએલા છે તેથી હું પોતે તમને મળવા આવીશ અને દેશના લોકની રીતભાત વગેરે જાણવામાં બનતી મદદ કરીશ. તેણે પોતાના વચન મુજબ અમારી બહુ બરદાસ્ત લીધી. ગાડીઘોડા, લાયબ્રેરી, ઘર તથા પોતાની જાત એ બધું એણે અમારે સ્વાધીન કરી દીધું હતું. **મી. એ. એમ. ફર્ગસન** તથા તેનો ભત્રીજો બંને ત્યાંના લોકની રીતભાતથી પૂરેપૂરા માહીતગાર છે. એ વર્તમાનપત્ર કાઢતાં એકને ૪૭ તથા બીજાને ૨૫ વર્ષ થયાં છે. તેમણે **સિલોન**માં શું શું છે તે વિશે ઘણી સારી ચોપડીઓ તથા ચોપાનીઆં લખ્યાં છે. **મી. જૉન ફર્ગસન** તરતજ અમારો ભોમીઓ તથા મિત્ર બની ગયો. એમને એમ ચાર આઠવાડીઆમાં ના જોવાય એટલું તેની મદદથી અમે ચાર દહાડામાં જોયું તથા જાણ્યું. ત્યાંના ગવર્નર **સર આર્થર ગાર્ડન** જોડે મારે મુલાકાત થઈ. વળી ત્યાંના અમલદારો ધર્માધિકારીઓ, અને મુખ્ય વેપારીઓ જોડે પણ મુલાકાત થઈ હતી. એ બધા પાસેથી આ

અંગ્રેજી સંસ્થાનની જે કંઈ હકીકત મેળવી છે તે આ અને આવતા પ્રકરણમાં જણાવવાની મારી ઇચ્છા છે.

**સર જૉન કુડ** નામના ઈજનેરની બુદ્ધિથીજ **કોલંબો** બંદર બન્યુંછે. દરીઆના પાણી સામે ત્યાંનો બંધ બંધાયો તે પહેલાં આગબોટોને કોયલા ભરવાનું સ્થાન ગૅલે હતું. હવે તો એના હરીફે તેને નીચું પાડી નાંખ્યું છે. **કોલંબોના** બારામાં સહેલાઇથી અવાય જવાય એવું તથા લંગર કરાય એવું છે. એનો વિસ્તાર ૫૦૦ એકરનો છે. તેમાં અડધે લગી તો ઓટ વખતે પણ પાણી ૨૬થી ૪૦ ફીટ ઊંડું રહેછે. એ ઊંડા પાણીમાં મોટાં વહાણો બાંધી રાખી શકાય એવી ગોઠવણ કરેલી છે.

એ વિશાળ બંધનો પાયો **પ્રિન્સ ઑફ વેલ્સે** ઇ. સ. ૧૮૭૫ના ડીસેંબરની આઠમી તારીખે નાંખ્યો હતો. તે પછી દશ વર્ષે ૧૮૮૫ના જાન્યુઆરીની ૨૭મીએ એ પૂરો થયો. કીનારા તરફનો ભાગ ૪॥ એકરનો છે. દરીઆ તરફ પથ્થરનાં મોટાં ગચ્છાંની નક્કર ભીંત ચણી લીધેલી છે. બારાની બાજુએ ઓટ વખતે ૧૪ ફીટ ઉંડો રહેતો. ૧૦૦૦ ફીટ લંબાઇનો ડક્કો છે. ત્યાં સાધારણ વહાણો રહી શકે એમછે. એ ડક્કા આગળથી બંધ શરૂ થાય છે તે લગભગ એક માઈલ લગી જાય છે. તે શરૂ થાય છે ત્યાં ઓટ વખતે પાણી ૧૬ ફીટ ઊંડું રહેછે. છેડે ૪૦ ફીટ ઊંડું રહેછે. છેડા આગળ ૬૨ ફીટ વ્યાસનું ગોળ ચક્કર છે. તેપર ફરતા દશ માઇલ લગી દેખાતી દીવાદાંડીછે. એ ચક્કરનો પાણીની સપાટીની અંદરનો ભાગ લોઢાનો તથા બહારનો પથ્થરનો છે. બંધ ગ્રાનિટ નામના ઘસાયલા પથરાનો બાંધેલો છે તે પથરા બાર માઈલ દૂર ખાણમાંથી કેદી પાસે ઉંચકાવી લાવેલા છે. પથરાના ઢગલાને બાર મહિના સુધી સજડ થવા દઈ ડુબકી મારનાર પાસે તેને પાણીમાં નીચે પથરાવ્યો. જમીનના છેડા આગળ પથરા પાણીમાં ૧૩ ફીટ ઊંડા મૂકયા, અને બંધના મથાળા આગળ ૨૪ ફીટ ઊંડા મૂકયા. આમ પાથરેલા ઢગલાપર ૧૬થી ૩૨ ટન ભારે ગંજાવર પથરા ચણ્યા છે. ઓટના પાણી કરતાં ચણતર ૮ ફીટ ઉંચું છે. બાંધના એક છેડાથી તે બીજા સુધી આ બધાપર ચાર ફીટ જાડું પથરાનું થર પડ ચણી લીધેલું છે.

અગ્નિ કોણ તરફથી પવન આવે છે ત્યારે આ બાંધપર સમુદ્ર અથડાઈ તેમાંથી પચાસ ફીટ ઉંચે ફીણ ઉછળે છે. એ અદ્ભુત દેખાવ અ-

મારાથી જોવાયો નહીં, કેમકે અમે ગયાં ત્યારે ઈશાનકોણ તરફથી પવન આવતો હતો. **વેસ્ટમીન્સ્ટરમાં સર જૉનફુડને** ત્યાં એ દેખાવની મેં છબી જોઈ હતી. તેમાં **નાએગ્રાનો** ધોધ ઉલટાવી દીધો હોય તેવું લાગતું હતું.

એ અદ્‌ભૂત કારીગરીના બંધ બાંધવાનું ખર્ચ સાત લાખ પૌંડ ઉપર થયું હતું. પણ એટલી કીમત કરતાંએ તે ઘણો વધારે ઉપયોગી છે. એ બંધાયો તે પહેલાં, જ્યારે અગ્નિકોણનો પવન થાય ત્યારે અઠવાડીઆંનાં અઠવાડીઆં સુધી સામન ઉતારાય ચઢાવાય નહીં તેથી વહાણોને ખોટી થવું પડતું કેમકે તે વેળા ખુલ્લા બારામાં પાણી બહુ ચઢતું હતું તેથી હોડીઓથી અવાતું નહીં. પવન શાંત હોય ત્યારે પણ નુકસાન બહુ થતું અને માણસો મરી જતાં. ૧૮૮૨ માં જ્યારથી એ બંધ વપરાય એવો થયો ત્યારથી ત્યાં વહાણોના માલની ચઢ ઉતર ૧૭ લાખ ટનથી ૩૦ લાખ ટનની વધી છે. જે પરથી એની ખરી જરૂર માલમ પડશે.

વેપારી વર્ગની દરખાસ્ત એવી છે કે એ બંધને ઉત્તર તરફથી બીજો કડકો લાવી મેળવવો. તેથી બધા પવન વખતે બારામાં સ્થિર પાણી રહે. એ લોક સરકારને એ વાસ્તે ઘણો આગ્રહ કરે છે. પરંતુ સરકાર હાલમાં તેમ કરવા કરતાં રેલ્વે, પાણીની નહેરો તથા કોલંબોને કિલ્લો કરાવવાનું વધારે જરૂરનું ધારેછે. અને તે બરોબર છે પણ છેલ્લાં થોડાં વર્ષમાં જેટલો વેપારનો વધારો થયો છે તેટલો થયે જાય તો તો બારૂં વધાર્યા વગર અને પાણી વગરનો ડક્કો બાંધ્યા વગર છુટકો નથી.

પવન ન હોય ત્યારે બંધપર ફરવા હરવાનું બહુ સારૂં છે. પણ ત્યાંના દેશીઓ તે પર બહુ જતા નથી. એક દહાડો સાંજે અમે એના છેડા સુધી ચાલતા ફરી આવ્યા પણ રસ્તામાં બેત્રણ ગાડી સિવાય કોઈ દેશી મળ્યો નહીં.

ત્યાંની **ગ્રાન્ડ ઓરીએંટલ હોટેલનું** મકાન જોવા લાયક છે. એ મુસાફરખાનામાં સો સુવાના ઓરડા છે. **પી. એન્ડ. ઓ.** કંપનીની બેત્રણેક આગબોટો જ્યારે આવે છે ત્યારે એ બધા રોકાઈ જાય છે. તે ઉપરાંત ઓટલાપર પથારીઓ પાથરવી પડે છે. જમવાના ઓરડામાં ત્રણસેં માણસ બેસી શકે એવું છે. ઓટલાનું મ્હો સમુદ્ર તરફ છે. ત્યાં

ઝવેરાત વેચનાર ફેરીઆ બહુ આવે છે. એના વેપાર સારૂ **સિલોન** પ્રખ્યાત છે. એ વેપારીઓ મુર.લોકની જાતના છે. **સિલોનનો** છુટક વેપાર એ લોક ઘણો ચલાવે છે. ત્યાં આવી વસેલા આરબોના એ વંશજ છે. તેઓ પોતાનાં ઘરાક જોડે બહુ પરિચય હોય તેમ નરમાશથી વાત કરે છે, અને પોતાનાં તરેહવાર ઓળખાણ આપે છે. એકે કહ્યું કે મારે ને લૉર્ડ રૉથ્સચાઇલ્ડને તો ઘણીજ દોસ્તી. બીજો કહે કે હું તો **પ્રિન્સ ઑફ્ વેલ્સનો** ખાસ ઝવેરી છું. અમેરિકનોને મ્હોડે પોતાના મુરબ્બી તરીકે મોટા મોટા અમેરિકનોનાં નામ દે છે. આસ્ટ્રેલિયનોને ભારે કીમત કહી ઝંખવી નાંખે છે. ઘણી વાર મને એમ કહેતા કે જો તમે આસ્ટ્રેલિયન હોતો વસ્તુની કીમત હજાર રૂપીઆ છે. પણ અંગ્રેજ હોતો બસેં. એમ કરતાં વીશ રૂપીઆ લગી ઉતરે.



**સર જૉન કુડનો બંધ. કોલંબો.**

એ લોકો બહુ દગાખોર હોય છે. ૫૦૦ પૌંડની કીમતના નંગને બદલે થોડા પેન્સના રંગીન કાચના કકડા બેત્રણ પૌંડે આપી જાય છે. વેપારીઓની ઓળખીતી આબરૂદાર દુકાને જઇએ તો બેત્રણ દહાડા ભાવની ર-

કંઝક કરતાં સુંદર વસ્તુઓ સોંઘી મળે છે. એકજ ઝવેરી પાસે કેટલાંક બહુ સારાં નંગ છે. પણ સુંદર નંગ કલકત્તા, લંડન અને પૅરિસમાં ભાર કીમતે ખપી જાય છે તેથી મુસાફરોએ લીધેલાં શોભીતાં નંગ ખામીવાળાં કે હલકાં હોય છે. અથવા જે જાતનાં કહી આપ્યાં હોય તે જાતનાં નથી હોતાં. રત્ન શોધવાનું ને તે પર પ્હેલ પાડવાનું કામ સિલોનમાં બહુ ચાલે છે. ત્યાં માણેક અને પાનાં વધારે દીઠામાં આવે છે. કૅન્ડીમાં પ્હેલ પાડનારા પોતાની નાની નાની દુકાનોમાં લોઢાની ભુંગળી તથા કમાનવડે કામ કરતા નજરે પડે છે. રત્નપુર નામે શહેરની આસપાસ ઘણી જાતનાં રત્ન મળે છે. સિલોન મોતી સારૂ પણ પ્રખ્યાત છે. એ મોતી વાયવ્ય કાંઠાપરથી મળે છે.

પૂર્વ તરફનાં બધાં બજારોની પેઠે ત્યાંનું "પેટા" (ચૌટું) પણ રૂઘમી દેખાવનું અને જાત જાતના લોક, પોશાક તથા રંગથી ભરપૂર છે. સિલોનમાં ધંધાદારીઓ ઘણું કરીને ત્યાંના વતનીઓ (સિંહાલી) અને મુર લોકો છે; મજુરી કરનાર લોક દક્ષિણ હિંદુસ્તાનના તામિલો છે. મુર લોકો સુતરાઉ સુરવાળ, બદન અને ઘાસની ગુંથેલી રગીત ટોપી પહેરે છે. સિંહાલીઓ ઘાઘરાની પેઠે ધોળું ધોતીઉં અને ધોળું બદન પહેરે છે. તેઓ પોતાના વાળ લાંબા રાખીને અંબોડો કરી કપાળની આસપાસ ગુંથી લે છે. ટોપીની જગાએ કાચબાની ઢાલ, પોતાના ધર્મની ફરજ તરીકે પહેરે છે. તામિલ લોકો ઝાઝાં લૂગડાં નથી પહેરતા. છોકરાંતો બધાંએ કોટમાં કે કેડે દોરો ને તેમાં માદળીઉં એ સિવાય કાંઇ પહેરતાં નથી. સિંહાલી લોકમાં પુરૂષ તથા સ્ત્રીનો પોશાક ઘણો મળતો હોય છે તેથી ઓળખવું મુશ્કેલ પડે છે. એમાં તફાવત એટલો હોય છે કે પુરૂષો માથામાં કાંસકી ખોસે છે, અને સ્ત્રીઓ સોઇઆ ખોસે છે. "પેટા" સિવાય બીજાં ઘણાં બજાર પરાંની આસપાસ છે. તેમાંનું એક બજાર છે તે હોડીઓના ૫૦૦ ફીટ લાંબા પૂલની બેઉ બાજુએ આવેલું છે. તે કૅન્ડીના રસ્તાથી બે માઇલ વેગળે શહેર બહાર છે. પૂલ એકવીશ હોડીઓનોછે. એ હોડીઓ બે છેડે લંગર કરેલી છે. દહાડામાં બે કલાક સુધી વચ્ચેની બે હોડીઓ, હોડીઓની આવજાવ થઇ શકે માટે ખસેડી લે છે. સિંહાલી લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે. ચોખા, નરમ શાકભાજી અને સુકવેલી

માછલી એજ એમનું ખાણું છે. એથી બજારમાં પણ એ વસ્તુઓ વધારે વેચાય છે. કોલંબો તથા કેન્ડીમાં થોડીક ગાડીઓ છે, બાકી દેશમાં સામન લઈ જવા લાવવાનું મુખ્ય વાહન બળદ છે. એ બળદ દેખાતા ઘણા સારા હોય છે. હિંદુસ્તાનના એમુ જાતના એ બળદ હોયછે. પશુસંગ્રહસ્થાનમાં એ જાતને "બ્રાહ્મણ બળદ" કહેછે. ગાડીઓ ને બગીઓ ખેંચનારાં ટટુ કલાકના પાંચ માઇલની ઝડપે ચાલનારાં હોય છે. તેમનાં નાક દોરડેથી નાથેલાં હોય છે. બૌદ્ધધર્મમાં પ્રાણીઓની હિંસા કરવાની મના છે. પણ તેમને દુઃખ દેવાની મના જણાતી નથી. એ બિચારાં જાનવરોને તેમના હાંકનારા બહુ પીડા કરે છે. આ ગુન્હા સારૂ સખત સજા ફરમાવવાની સરકારને ફરજ પડી છે.

કોલંબોના રસ્તા પહોળા તથા સારા બાંધેલા છે. તેપર લાલ કાંકરી પાથરેલી છે. એનો રંગ તથા તેથી ઉલટો આસપાસ આવેલી વાડીઓ વગેરેનો લીલો રંગ મળીને સારો દેખાવ થાય છે. બાગ ત્યાં બહુ હોય છે. ગરીબમાં ગરીબના ઝુંપડાના મ્હો આગળ પણ બાગ ખરો. શહેર એક તરફ સમુદ્ર, અને બીજી તરફ મીઠા પાણી વચ્ચે જમીનની પટીપર આવેલું છે. તેથી બધા રસ્તાને છેડે પાણી પ્રકાશ્યાં કરેછે. આથી કરીને શહેરની શોભામાં ઓર વધારો થાય છે. એવી શોભા મેં બીજે કોઈ ઠેકાણે જોઇ નથી. કોલંબોમાં સારાં મકાન નથી. ગવર્નરને રહેવાની જગા, દેવળ, ઘડીઆળનો બુરજ એવાં એવાં બેચાર છે પણ તેમાં બાંધણીની શોભા જેવું કાંઈ નથી. તજના બાગની વચ્ચે સંગ્રહસ્થાનનું મકાન છે. તે આખા ગામમાં સૌથી સારૂં છે. એ બાગ હવે સાર્વજનિક છે.

૫,૦૦૦ સોલજરો રહી શકે એવી બરાખ છે. સિલોનના લોકને વશ રાખવા લશ્કરની ફક્ત એકજ ટુકડીનો ખપછે. ત્યાં એટલો તાપ છે છતાં ૧૦૦૦ સોલજરોમાંના ૨૦૦ ને મદ્યનો નિષેધ પાળવામાં મુશ્કેલી નહોતી લાગતી એ ખુશીની વાત છે.

સિલોનની વસ્તી ૨૮,૦૦,૦૦૦ માણસની છે. તેમાં ૧૮,૫૦,૦૦૦ સિંહાલી ૭,૦૦,૦૦૦ તામિલ, ૨,૦૦,૦૦૦ મુર અને મલાઈ લોક અને ૨૨,૦૦૦ યુરોપીઅનો તથા યુરેઝયનો છે. વસ્તીમાંથી ૧૭,૦૦,૦૦૦ માણસ બૌદ્ધધર્મના, ૬૦૦,૦૦૦ હિંદુ ૨૦૦,૦૦૦ મુસલમાન અને ૨૭૦,૦૦૦૦

ખ્રિસ્તી ધર્મનાં છે. ખ્રિસ્તીમાં રોમનકાથોલીક પંથનાં માણસ ઘણાં વધારે છે. પૂર્વમાં બીજી બધી જગાઓની પેઠે સિલોનમાં પણ તેઓ વધારે ફતેહમંદ નીવડ્યા છે.

બૌદ્ધધર્મના ગુરૂઓ ઘણા અજ્ઞાન છે. લોકોના મનપર તેમનું કાંઈ ચલણ નથી. લોકો એ ધર્મનો બહારનો ડોળ બધો રાખે છે પણ ખરૂં જોતાં અસલી ભૂતોના વ્હેમ માને છે.



ભૂત આણી નાચનાર તથા તેનો ઢોલ વગાડનાર ભુવો.

ભૂત આણી નાચનાર અને તેનો ભુવો ઢોલક વગાડનાર એ બે સિલોનમાં ઠેર ઠેર નજરે પડે છે. આખા ટાપુપર બધા મળીને એવા ૨૭૩૫ હરામખોરો છે. તેઓ ભૂત કાઢવાનો ધંધો કરે છે. તેથી હવા બગડે મંદવાડ આવે કે જરા કાંઈ થાય કે એમને બોલાવવામાં આવેછે. કેમકે એ સહું તો ભૂતનાં કામ. સિલોનમાં એવા અધમ અને જંગલી વહેમો એવા જડમૂળ ઘાલીને બેઠાછે કે ૨૦૦૦ વર્ષ થયાં ત્યાં બૌદ્ધધર્મ ચાલેછે

તેઓ તેને તે કહાડી નાંખી શક્યો નથી. એ બધા વહેમોનું જોર એ-ટલું છે કે જે ખ્રિસ્તી થએલા છે તેઓ પણ ગુપ્ત રીતે માનેછે.

બૌદ્ધધર્મના મુખ્ય મથક સિલોનમાં હું એક પખવાડીઉં રહ્યો. તે અરસામાં ખ્રિસ્તી ધર્મોપદેશકો ત્યાં શું કરે છે તે તપાસવા મારાથી બ-નતું મેં કર્યું. પ્રોટેસ્ટંટો કરતાં રોમનકાથોલીકોએ વહેલું કામ શરૂ કર્યું છે. સાડી ત્રણસેં વર્ષપર પોર્ટુગીઝ લોક ત્યાં ગયા ત્યારથી એ ચાલે છે. લોકને ખ્રિસ્તી કરવાના તેમના ઉપાય થોડા ઘણા સફળ થયા વગર રહે એમ નહોતું. લોકોને તેમના મત પૂછી નાસ્તિક હોય તેને સજા કરવાની પદ્ધતિ ચાલુ કરી હતી. દેશીઓ ખ્રિસ્તી થાય તોજ તેમને જગાઓ મળતી. રોમનકાથોલિક ભોજનપૂજા (માસ)માં એ ખ્રીસ્તીઓ ઘણું ખરૂં આ-વતા રહે તો પાદરીઓ તેમને બૌદ્ધ દેવળોમાં જતાં રોકતા નહોતા. રોમ-નકાથોલિક ધર્મોપદેશકોની રીતો ગમેતેવી હોય પણ તેમને શિષ્યો મળે છે અને તેઓ કાયમ રહેછે.

ઈ. સ. ૧૬૫૬ માં વલંદા લોકે આવી પોર્ટુગીઝને કાઢ્યા. તેઓ નાસ્તિકને સજા નહોતા કરતા. પણ એટલું તો હતું કે જે પ્રોટેસ્ટંટ ધર્મ અંગીકાર ન કરે તેને નોકરી ના આપવી. ૧૭૯૬માં અંગ્રેજોએ વલંદાને કાઢ્યા. અને ઈ. સ. ૧૮૧૫ માં તો આખો બેટ કબજે કર્યો. તે વખતે ઇંગ્રેજી દેવળોમાં ધર્મપ્રચારણ સારૂ બહુ ઉત્સાહ નહોતો. પણ ૧૮૧૨માં બૅપ્ટિસ્ટ વગેરે જુદી જુદી ધર્મપ્રચારક સભાઓએ પોતાનું કામ એ બેટમાં ચલાવવું શરૂ કર્યું. હાલમાં એ ઠીક ચાલે છે. એમના પ્રયત્નથી સિત્તેર વર્ષમાં સાઠ હજાર માણસે પ્રોટેસ્ટંટ ધર્મ સ્વીકાર્યો છે. તેમાં ૨૨૦૦૦ એ-પિસકોપેલીઅન, ૨૦,૦૦૦ વેસલીઅન, ૧૩૦૦૦ પ્રેસ્બીટેરીઅન, અને ૫૦૦૦ બૅપ્ટિસ્ટ છે. તેઓ ઘણેભાગે વલંદાના વંશજ છે. રોમનકાથોલીક પંથનાં ૨,૨૦,૦૦૦ માણસ છે.

ઇંગ્લાંડના ખ્રિસ્તી ધર્મને માટે એ શાબાશી ભરેલું નથી. એમાં ધર્મોપદેશકોનો વાંક લગારે નથી. તેઓ તો ઘણા ઉત્સાહ, ડહાપણ અને ચતુરાઇથી કામ કરેછે. પણ તેમના પ્રયત્નનું પરિણામ સારૂં આવતુંજ નથી અને ખરચ બધો નકામો જાય છે. કૅન્ડીમાં એક બૅપ્ટિસ્ટ પંથનું દેવળ છે. તે છેક ૧૮૪૧માં સ્થાપન થયેલું છે. ત્યારથી તે આજ લગીમાં

એમાં પચાસ મેમ્બર થયા છે. અને પૈસાની ખોટ છે. એનો દેશી પાદરી એ સારોછે અને એ પંથના સારા સારા ધર્માધિકારીઓના ઉપરીપણા હેઠળ બધું કામકાજ ચાલે છે. ત્યાંના ત્રણ અધિકારીઓને હું મળ્યો હતો. તેઓ બધા અનુભવી ને હોશીઆર છે. એમનાથી વધારે લાયક આદમી મળવા મુશ્કેલ. એ મંડળી તરફથી પચાસ વર્ષ થયાં આવા માણસો કામ કરેછે. બીજા પંથની ધર્મપ્રસારક મંડળીના માણસો પણ તેવાજ છે. આટલું બધું છતાં મારો નમ્ર મત એવો છે કે તેઓ બૌદ્ધ ધર્મના પોપડાને સહેજ ખોતર્યો છે એટલુંજ.

મુક્તિફોજ પણ હવે ત્યાં દાખલ થઈ છે. એમની કેટલીક સભાઓમાં હું ગયો હતો. એમની રીતનો વળી જુદીજ છે. પુરૂષો બૌદ્ધ ધર્મના ગુરૂ જેવા પીળા સુતરાઉ પોશાક પહેરે છે. માથે અને પગે કાંઈ પહેરતા નથી. સ્ત્રીઓ પણ સિંહાલા સ્ત્રીઓના પોશાક પહેરે છે. તેઓ બધાં ચોખા ખાય છે અને ઘેરે ઘેર ભીખ માગતાં ફરે છે. તેમનું કહેવું એવું છે કે અમે આ વર્ષે ૭૦૦ આદમીને ખ્રિસ્તી કર્યા છે. પણ બીજા ઉપદેશકો કહે છે કે ત્યાંના બીજા પંથોમાંના રઝળતા રખડતા અને કહાડી મૂકેલાને ચોરીથી એકઠા કરી એ ૭૦૦ કર્યા છે. ગમે તેમ હોય પણ તેમની ઉત્કંઠા તથા ઉત્સાહ તો બહુ છે. જે પદ્ધતિએ ઈગ્લાંડના નીચ અધમ લોકોને આશ્ચર્યકારક રીતે સુધાર્યા છે, તેથી સિલોનના ગૂઢભાવના બૌદ્ધ લોકોપર પણ અસર થશે એ બાબત મને સંશય છે. તોપણ બીજાંની માફક મુક્તિફોજ પણ લોકને ખ્રિસ્તી કરશે. એમના મદ્યનિષેધ બાબતના ઉત્સાહથી વખતે સિલોનના લોકનો "ક્રિશ્ચન" દારૂ પરથી મોહ ઉતરશે અને એમની ખંત જોઈને બીજી ધર્મપ્રચારક સભાઓમાં ઉત્સાહ આવશે. આ વાતનો પુરાવો છે; ૧૮૮૬માં બૅપ્ટિસ્ટ ધર્મપ્રચારક સભાએ ૩૩ માણસને ખ્રિસ્તી કર્યા હતા, આ વર્ષે ૧૬૩ કર્યા છે.

પ્રોટેસ્ટંટ ધર્મોપદેશકોએ લોકને ખ્રિસ્તી કરવા સારૂ જે કર્યું છે તે બહુ પ્રશંસા કરવા લાયક નથી પરંતુ કેળવણી અને નીતિના વિષયમાં તેમણે દેશની સારી સેવા બજાવી છે. સિલોનમાં ૩૪૫૦ નિશાળો છે. તેમાં ૧,૧૨,૬૫૨ છોકરાં કેળવણી લેછે. તેમાંની ૯૮૮ નિશાળો પ્રોટેસ્ટંટ ધર્મના જુદા જુદા પંથની ધર્મ પ્રચારક સભા તરફથી સ્થપાએલી છે.

એમાં ૫૯,૫૪૮ નિશાળીઆ ભણે છે. એ પરથી માલમ પડશે કે અડધો અડધથી વધારે ભાગે કેળવણી ધર્મોપદેશકોની મહેનતથી અપાય છે. બૌદ્ધધર્મને લોકો કેવા વળગી રહ્યા છે તેનો આ પુરાવો છે કે મિશનરી નિશાળમાં આટલાં બધાં છોકરાં જાય છે તેમાંનાં ઘણાં થોડાં ખ્રિસ્તી ધર્મનાં થાય છે. આખા બેટમાં ૧૪ બૌદ્ધ ધર્મની નિશાળો છે તેમાં ૯૦૨ છોકરાં શીખેછે. સિલોનમાં અડધો અડધ છોકરાં મિશનરી નિશાળમાં જાય છે તે છતાં મોટાં થાય છે ત્યારે પોતાનો ધર્મ છોડતાં નથી એ બહુ નવાઇની વાત છે.

કેન્ડીના બૅપ્ટિસ્ટ ઉપદેશક મી. લૅપહૅમ જોડે હું ગામડાંની કેટલીક નિશાળો જોવા ગયો હતો. એમાંની એકમાં ૧૨૦ છોકરાંનાં નામ પત્રકપર હતાં તેમાંના છોતેર હાજર હતા. ત્યાં એક મહેતાજી અને બે મદદગાર શિક્ષકો છે. મેં કેટલાક સવાલ પૂછયા તે પરથી લાગ્યું કે મોટા છોકરા અંગ્રેજી સારૂં બોલી શકે છે અને સાધારણ છોકરાં ઠીક શિખે છે. નિશાળનો વખત નવથી ત્રણ સુધી છે. ધર્મની કેળવણી લેવાની જેની ખુશી હોય તેજ લેછે. છોકરાઓ ઘણું કરીને નાના ખેડુતોના હતા. ઘણાક તો પાંચ છ માઇલ વેગળેથી આવતા. આઠ ધોરણ હતાં. એ ધોરણમાં પાસ થવા સારૂ સિંહાલી ભાષાની એકાદ ચોપડીમાંથી અર્થ સમજાવતાં, વ્યાજ તથા હુંડી વટાવ સુધી ગણિત, દુનીઆની ભૂગોળ, સિલોનનો ઈતિહાસ અને ઉંચા દરજાનું અંગ્રેજી વાંચતાં લખતાં આવડવું જોઇએ. કોલંબોમાં મીસીસ પિગટની, સ્ત્રીઓને શીખવવાની ટ્રેનિંગ સ્કુલ છે તે પણ મેં જોઈ. એમાં ત્રીશ ચાલીશ સિંહાલી સ્ત્રીઓ છે. તેઓ તેની સાથેજ રહેછે. તેમને એની બે છોકરીઓ શીખવે છે. તેમણે લંડનની એક પાઠશાળામાંથી સર્ટિફીકેટ મેળવેલાં છે. શિખનાર સ્ત્રીઓ ખ્રિસ્તી ધર્મ પાળે છે. પછીથી તેઓ ગામડાંમાં બૅપ્ટીસ્ટ પંથની નિશાળોની મહેતીજી અથવા દેશી ખ્રીસ્તી પાદરી કે મહેતાજીની સ્ત્રી થાય છે. મીસીસ પિગટને એના શુભ કામમાં બહુ ફતેહ મળીછે. હું આશા રાખું છું કે તેમાં વધારો કરવામાં બૅપ્ટીસ્ટ મંડળ તેને મદદ કરશે.

બેટની ઉત્તરે જાફના છે. કહે છે કે ત્યાંના અમેરિકન ધર્મોપદેશકોએ તામિલ લોકોપર સૌથી વધારે વિજય મેળવ્યો છે. તેઓ શું કરે છે

તે જોવાને મેં પ્રયત્ન કર્યો. પણ ત્યાં જતાં ત્રણ દિવસ ને ત્રણ રાતો બળદના ગાડામાં બેસવું પડે તેમ હતું તેથી જવાનું માંડી વાળ્યું. ઇંગ્લાંડ પાછા આવ્યા પછી મારે ત્યાં બે સ્ત્રીઓ ઉતરી છે. તે બે બહેનો જાફનામાં તામિલ લોકોનાં છોકરાંને કેળવણી આપવા સારૂ પાઠશાળા સ્થાપવાને પૈસા ઉઘરાવે છે.

ઇંગ્લાંડની ધર્મપ્રચારક સભાઓએ સિલોન તરફ વધારે ધ્યાન આપવું જોઇએ. બૌદ્ધ ધર્મનું એ મુખ્ય સ્થળ છે તેથી ત્યાં ખ્રિસ્તી ધર્મ પ્રસરે તો એથી સમસ્ત બૌદ્ધમાર્ગીઓપર ચમત્કારી અસર થાય. હમણાં જેઓ કામ કરે છે તેમને વૈદક જાણનારા ઉપદેશકો બહુ ઉપયોગી થઈ પડે. કેમકે સિલોનમાં દેશી દવા નહીં જેવી છે, અને પેલા ભૂત આણી નાચનારા વૈદું કરે છે.

કોલંબોમાં હતો ત્યારે ત્યાં દેશનિકાલ કરેલા અરબી પાદશાહને મળવા હું ગયો હતો. ત્યાં એનો એક સારો બંગલોછે. તેમાં એ સુખથી વસે છે. એ બંગલામાંજ મારે મુલાકાત થઈ હતી. તેણે મારો બહુ આવકાર કર્યો. ઇજીપ્ત વિશે તે કશી વાત કરતો નથી. તેના સિવાય બધી બાબતપર વાતચીત કરે છે. ત્યાંની મુસલમાન કોમમાં એ મુખ્ય પદવીએ છે. તે અને બીજા દેશનિકાલ પાદશાહો જમીન રાખીને ખેડેછે. એને પોતાના દેશ સારૂ બહુ લાગતું હોય એવો ઢોંગ કરે છે. પણ મને લાગેછે કે જો તેને પોતાનું પાંચસેં પૌંડનું પેન્શન મુકીને જવાનું કહેતો જરૂર નાજ કહે. એના દેશમાં જે આદમી બંડ કરીને હારે તેનું પછી કામ નથી.

---

## પ્રકરણ ૧૯ મું.

### સિલોનનાં સાધન.

૧૮૧૫ માં કૅન્ડીના જંગલી રાજાને કબજે કર્યો ત્યારનો એ દેશ ઇંગ્લાંડને તાબે છે. મારા મિત્ર મો. ફર્ગસને પોતે એકઠી કરેલી હકીકત મને દેખાડી. દેશ જે વેળા અંગ્રેજના તાબામાં આવ્યો તે વખતની, અને ૧૮૮૯ ની સ્થિતિની એમાં સરખામણી કરેલી હતી. તેપરથી સાફ માલુમ પડેછે કે સિલોન દેશની તથા ત્યાં વસનારા સિંહાલી તથા તામિલ લોકોની સાદ વર્ષના બ્રિટિશ અમલમાં બહુ ચડતી દશા થઇ છે. હાલમાં તો

દેશમાં રેલ્વે, ટપાલ, તાર, દવાખાનાં, સરકારી સેવિંગ્સ બેંક વગેરે ઘણુંછે. વસ્તી, ઉપજ, વેપાર સહુ ઘણું વધ્યાં છે. કેળવણી પાછળ પણ સારૂં ખર્ચ થાય છે; અને ખેડાણના કામમાં બહુ વધારે જમીન લેવાએલી છે. જો **સિલોન** કૅન્ડીના રાજાના હાથમાંજ રહ્યું હોત તો આમાંનું કાંઈ થાત નહીં. એ દેશ ખેતીકામનેજ લાયકનો છે. એળચી, સોપારી, ક્વીનીન, તજ, કોકો. કૉફી, રૂ, કોપરેલ, ચ્હા તથા તંબાકુ એ પરદેશ ચઢતો માલ છે. તેમાં કૉફી સૌથી વધારે કીમતની (૬,૦૦,૦૦૦ પૌંડની) જાય છે. તેનાથી ઉતરતી ચ્હા અને તેથી ઉતરતું ક્વીનીન છે. પંદર વર્ષપર તો કૉફી ઘણીજ ચઢતી તેની કીમત સરેરાસ ૪૦,૦૦,૦૦૦ પૌંડની થતી. એક જાતનાં ઝીણાં જાનવર એનાં પાંદડાં ખાઈ જાય છે તેથી કરીને એનો પાક ધીમે ધીમે બહુ ઓછો થતો જાય છે.

**સિલોન**ના ઘણા કૉફી વાવનારા એથી પાયમાલ થઈ ગયાછે. અને જો જમીન આટલી સારી ન હોત અને બીજું વાવેતર ન થયું હોત તો દેશને મોટું નુકસાન પ્હોંચત. વાવનારા ચતુર અને ઉદ્યોગી છે. તેમાંના ઘણાક **સ્કૉટલાંડ**ના છે. હવે તેઓએ ચ્હા તથા ક્વીનીન વાવવા તરફ પોતાનું ગન ફેરવ્યું છે.

૧૮૭૨માં **સિલોન**માં સિંકોના (ક્વીનીન)નાં ઝાડવાળી ૫૦૦ એકર જમીન પણ નહોતી; અને પરદેશ જતી છાલ ૧૨,૦૦૦ રતલથી વધારે નહોતી. હાલમાં ૩૦,૦૦૦ એકર જમીનમાં એ વાવેલાં છે અને ૧,૪૦,૦૦,૦૦૦ રતલ છાલ પરદેશ ચઢે છે.

૧૮૭૬માં ૨૩ રતલ ચ્હા પરદેશ ચઢી હતી ! આ વર્ષે તો ૧,૪૦,૦૦,૦૦૦ રતલ પરદેશ મોકલવામાં આવી હતી. ઉત્તર **હિંદુસ્તાન**માં ચ્હા ઉગે છે તે દેશોની બરોબરી **સિલોન** કરશે. **સિલોન**ની ચ્હા સારી જાતની, ખુશબોદાર અને ચોખ્ખી છે. હું ધારૂં છું કે **હિંદુસ્તાન** ને **સિલોન** એ મળી **ચીન**ની ચ્હાને તોડી પાડશે. ત્યાંની સારી સારી ચ્હાની વાડીઓ જોવા હું ગયો હતો. તેમાં ઘણે ઠેકાણે નાના છોડનાં ઠુંઠાંની વચ્ચે ચ્હાના નાના છોડવા ઉગેલા હતા. એ ઠુંઠાં કૉફીનાં હતાં. પેલાં જીવડાંએ કૉફીનો નાશ કર્યો હતો. કૉફી કરતાં ચ્હા વાવવાથી દેશને વધારે ફાયદો થશે, કેમકે એમાં બમણું માણસ રોકાય છે. અંગ્રેજ જુવાનીઆ જો સીલોન

આવી એ ત્રણ વર્ષ કોઈને ત્યાં શિખતા રહે અને પછી જમીન લઈને પોતે ખેતર વવડાવે તો એ ધંધો તને બહુ ફાયદાકારક થાય.

કેટલાક કૉફી વાવનારા કોકોની વાવણી કરે છે. એ કોકોની શીંગો-માંથી આપણે પીએ છીએ તે કોકો થાય છે. ૧૮૭૮માં ૧૦ કવાર્ટર કોકો પરદેશ જતો તે ૧૮૮૬ માં ૧૪૦૦૦ કવાર્ટર થયો છે. થોડાં વર્ષમાં એથી દશગણો વધશે એમ લાગે છે. એલચી પરદેશ ખાતે ચઢે છે તેમાં એ બહુ વધારો થયો છે. એ આંકડાપરથી જણાશે કે કૉફીના નાશથી ઘણા ખેતી કરાવનારને નુકસાન થયું છે. પણ તેનો બદલો બીજી વસ્તુઓથી વળી ગયો છે અને હાલમાં છે એટલી આબાદીમાં પહેલાં એ દેશ નહોતો.

**સિલોન**માં માત્ર પ્લંબેગો ખોદી કાઢવાનો ઉદ્યમ ખેતર સંબંધી નથી. એ કામ ત્યાંના સિંહાલી લોક કરેછે. એ ખોદવાની રીત ઘણી પુરાણીછે. ૩,૫૦,૦૦૦ પૌંડની કીમતનું ઉત્તમ પ્રકારનું પ્લંબેગો હરવર્ષે કાઢવામાં આવે છે.

આ દેશમાં જે ટુંકી મુદ્દત હું રહ્યોછું તે વખતના અનુભવથી અને બીજા લોકના કહેવાપરથી લાગેછે કે દેશમાં જતે દહાડે ચ્હાનો વેપાર સૌથી વધારે થશે. થોડાં વર્ષમાં વીશ લાખ પૌંડની કીમતની ચ્હા પરદેશ ચઢશે એવું જણાય છે. કેટલાક કૉફી વાવનારાના કહેવામાં એમ છે કે કૉફીનો વિનાશ હવે ઘટવા માંડ્યો છે, તેથી ભવિષ્યમાં દશેક લાખ પૌંડની કીમત જેટલી કૉફી પાકશે. પહેલાં એથી ચોગણી પાકતી પણ ઉપરની રકમોપરથી જણાશે કે **સિલોન**નું ખેતી કામ સારી હાલતમાં છે.

**સિલોન**માં કૉફીને બદલે ચ્હા ઉગાડવાથી લોકોને બહુ ફાયદો થશે કેમકે એથી બમણાં માણસને રોજી મળશે. એ ખેતીનું બધું કામ તામિલ લોકજ કરે છે. સિંહાલી લોક વૈતરૂં કરવાની ના કહે છે. તેઓતો વેપાર, નાનાં ખેતરોની ખેતી, માલ ભરી જવાનો ધંધો (એ ધંધો બહુછે) અને હાથના હુન્નરનું કામ કરે છે. આ તામિલ લોકને મનથી **સિલોન** પૃથ્વીપરનું સ્વર્ગ છે. એમના દેશમાં એમની સ્થિતિ ઘણીજ કંગાળછે ને કમાઈ બહુ થોડી છે. અહીંતો તેના પ્રમાણમાં તેઓ ધનવાન ગણાય. રહેવાનું તથા ખાવાપીવાનું સુખ છે. તેઓ દિવસના છ સાત પેન્સ કમાય છે. હવા તથા ખાવાનું ખર્ચ ગણતાં અહીંના તામિલ ખેડુનો કરતાં વધારે સારી સ્થિતિમાં દુનીઆમાં બીજા મજુરો હશે એમ લાગતું નથી.

વેરા, જમીનનું વેચાણ, રેલવે અને બીજું પરચુરણ મળીને સરેરાસ ઉપજ ૧૦,૦૦,૦૦૦ પૌંડ છે. ખર્ચ ઉપજ કરતાં સહજ વધારે એટલે ૧૦,૪૦,૦૦૦ પૌંડછે. દેવું સવા વીશ લાખનું છે. કોલંબોનું બારૂં બાંધવામાં, રેલવે વધારવામાં તથા પાણી પૂરૂં પાડવામાં એ દેવું થયું હતું.

પૂર્વમાં બને છે તે પ્રમાણે અહીંનો વેપાર પણ ઘણે ભાગે અંગ્રેજોના હાથમાં છે. બંદરોમાં વહાણો આવે છે. તેમાં સેંકડે ૭૮ વહાણો અંગ્રેજી હોય છે. એટલો બધો વેપાર ઇગ્લાંડનો છે. તોએ ગયે વર્ષે કન્સર્વેટીવોની એક સભાએ "ફ્રીટ્રેડ" (અપ્રતિસદ્ધ વેપાર) ની રીત નકામી છે એવો મત સર્વાનુમતે દર્શાવ્યો. એ "ફ્રીટ્રેડ"ને લીધેતો આખી દુનીઆમાં ઇગ્લાંડ-નો વેપાર સૌથી વધારે ચાલે છે. અને ઈંગ્લાંડના તાબાનાં બધાં બંદરોમાં પરદેશનાં વહાણોને બીલકુલ જકાત લીધા વિના આવવા દેતાં પણ નુક-સાન થતું નથી.

**સિલોન**માં નિરાધારને સરકારી ખરચે પાળવાનો કાયદો નથી. થોડા ઘરડા આદમીઓને મહીને બેથી પચીસ શિલિંગ સરકારથી મળે છે. પણ તે રકમ બધી મળી બહુ ઓછી થાય છે. લોકોને રોજી પુષ્કળ મળે છે. તેઓ કરકસરથી રહે છે. રહેવાનું ખર્ચ ઘણું થોડું છે અને જુવાન અને શક્તિવાન આદમીઓ ઘરડાં તથા નબળાંની સંભાળ લેછે.

**સિલોન**ની સ્થાનિક સરકારના બંધારણમાં નીચે પ્રમાણે મંડળ છે.

૧ લું. કાયદા બનાવનાર તથા વહીવટ કરનાર કૌંસિલ. એની ગોઠવણ તથા કામ **હાંગકાંગ** તથા **સીંગાપોર**ના જેવાંજ છે. સભાસદો પસંદ કરીને રાખવામાં આવતા નથી. કાયદા બનાવનાર મંડળીમાં એક તામિલ તથા એક સિંહાલીને રાખે છે.

૨ જું. મ્યુનિસિપલ કૌંસિલો. એમાં વધારે મેંબર, પસંદ કરેલા હોય છે. જેમની સ્થાવર મિલકતનું વાર્ષિક ભાડું સાત પૌંડનું ગણાતું હોય તેઓ એ સભાસદો પસંદ કરેછે. બાકીના સભાસદ ગવર્નર નીમે છે. **કોલંબો**માં પાંચ સરકારે નીમેલા, અને નવ ચુંટી કાઢેલા સભાસદોછે. એ-ટમાં બીજાં બે શહેર **કૅન્ડી** તથા **ગેલે**માં મ્યુનિસિપલ કૌંસિલો છે.

૩ જું. લોકલ બોર્ડ. વસ્તીવાળા જીલ્લાઓમાં એની ગોઠવણ મ્યુનિ-સિપાલીટીના જેવીજ છે. **સિલોન**માં એવાં દશ લોકલ બોર્ડ છે. તેના સભા-સદ થવાનો હક ત્રણ પૌંડ દશ શિલિંગના ભાડા જેટલી સ્થાવર મિલ-કતવાળાને છે.

૪ થું. ગામડાની કૌંસિલ (મંડળી). બધાં ગામડાંના ૨૧ વર્ષ ઉપરની ઉમરના પુરૂષો એકઠા થઇને એ મંડળીના સભાસદ પ્રસંદ કરે છે. એવી ૪૮ કૌંસિલો છે. **સિલોન**માં રાજકીય બાબતમાં પક્ષ પડેલા નથી. ફાયદા સારૂ જગાઓ મેળવવામાં થોડી લુચ્ચાઇ ચાલે છે. પણ સરકારે નીમેલા મેંબરો તેનો અટકાવ કરે છે. એકંદર રીતે સ્થાનિકરાજ્યની યોજના લોકોની ઉગતી કેળવણીને અનુસરતી છે. જેમ જેમ લોકની હાલત સુધરતી જશે તેમ એમાં વધારો થશે.

ચહા, કૉફી અને સિંકોનાની ખેતીમાં મજુરોને દહાડાના છથી નવ પેન્સ મળેછે એ આગળ કહી ગયો છું. **કોલંબો** અને બીજાં શહેરોમાં ઘોડાવાળા, ખેપીઆ, મજુરો, માળી વગેરેને બારથી પંદર રૂપીઆ મહીને મળેછે. વધારે જોખમની નોકરી કરનારને દર માસે ૩૫ કે ૪૦ શિલિંગનો પગાર મળે છે.



**સિંહાલી મજુર.**

સુથાર વગેરે કારીગરોને મહિને ૪૫ થી ૫૦ શિલિંગ મળેછે. કારકુનો, ગુમાસ્તા વગેરેને વર્ષ દહાડે ૪૦ કે ૫૦ પૌંડ મળે છે. અંગ્રેજ કારીગરોને તો આ દર બહુ ઓછા લાગશે પણ સિલોનના રહેવાસીઓ પોતાની કમાઈપર તેમના કરતાં સારી રીતે રહી શકેછે. સિંહાલી લોકને દેવતા, માંસ, ગરમ કપડાં કે દારૂ જોઈતો નથી. અંગ્રેજ કારીગરના ઘર ખર્ચનો દશમો ભાગ એમને થાયછે. એમનો પોશાક એકાદ શિલિંગનો હોયછે. વળી કામ કરતી વખતનું લૂગડું તો ત્રણ પૈસાનું એ નથી હોતું. ખાવાનું પણ બહુજ સાદું હોયછે; ભાત, શાક અને રવિવારે વળી સુકી માછલી. ટાઢની ફિકર નથી. ત્યાંની હવા એવી છે કે વનસ્પતિ ઉપરજ જીવી શકાય. તેઓ આનંદી, સંતોષી, મિતપાની અને પુષ્ટિવાળા દેખાય છે.

રાણીના હાથ નીચેનાં બધાં સંસ્થાનોની માફક સિલોનમાં અધિકારીઓનો કુલ અખ્તિયાર ચાલેછે. દાબ ફકત તેનાપર ઇંગ્લાંડનાં સંસ્થાનોના મંત્રીનો છે કે વખતે પાર્લામેન્ટમાં ત્યાંને વિશે સવાલો પુછાય તે. ગવર્નર મુખ્ય અમલદારોને અને પોતાને યોગ્ય લાગે તેવા માણસોને કૌંસિલના સલાહકારી તરીકે નીમેછે. એ કૌંસિલના ઠરાવ તે સરકારની ઈચ્છા ગણાયછે. બુદ્ધિમાન, ઉત્સાહી, પ્રમાણિક, નિષ્પક્ષપાતી અને સ્વતંત્ર વિચારના ગવર્નરની સત્તા સર્વોપરી હોયછે. દરેક ગવર્નર પોતાની હાકેમીની નિશાની તરીકે કોલેજ, દવાખાનું, એવું એવું જાહેર કામ કરતો જાયછે. કોલંબોમાં કવીન્સ હાઉસની સામે **સર એડ્વર્ડ બાર્નેસ**નું બ્રૉંઝનું પુતળું છે. પણ એની ખરી યાદગીરીઓ તો કૅન્ડીનો પથરનો પાકો રસ્તો, કોલંબોની કેલાની નદીમાંનો હોડીઓનો પૂલ અને **પેરાડેનીઆ**નો લાકડાનો પૂલ એ છે. કૅન્ડીની રેલવે **સર હેનરી વૉર્ડ**ની યાદ તાજી રાખેછે. **સર હરક્યુલીઝ રૉબિન્સન**નું નામ દેશમાં બધે ખેતીકામ સારૂ કરેલી નહેરોથી રહ્યુંછે. કોલંબોનો પ્રખ્યાત બંધ એજ **સર વિલ્યમ ગ્રેગરી**નું પુતળું છે એમ કહો તો ચાલે. હાલની સરકાર **કાલાવીવા**નાં તળાવ ફરીથી ખોદાવેછે. એ સાત ચોરસ માઇલ થશે અને ૨૦ ફીટ ઉંડાં થશે. ૫૪ માઈલની નહેર કરીને તેમાંથી પાણી વાળવું છે. તેથી વર્ષાદની ઋતુ નહીં હોય ત્યારે પણ ઘણી જમીનને પાણી પૂરૂં પડશે. ૨૦૦૦ વર્ષપર જ્યારે એ તળાવ ભરેલાં હતાં ત્યારે તો ત્યાં અઢી લાખ માણસની વસ્તી હતી. હમણાં સમૂળગી

વસ્તી નથી. પહેલાંનાં મંદિરો અને શહેરો જે હાલ ઢંકાઇ ગએલાં છે તે હજી સુધી પૂર્વ તરફની નવાઇઓમાં ગણાયછે.

હવે આવનાર ગવર્નરોને હજી ઘણું કરવાનું બાકીછે. રેલવે વધારવાની જરૂર છે. આગલા અનુભવપરથી જણાયું છે કે એ બહુ લાભકારીછે. હિંદુસ્તાનમાં ફક્ત મુંબાઈમાંજ પાણી વિનાની ગોદીછે તેવી એવી ગોદી કોલંબોમાં કરવાની ઘણી જરૂર છે. તે કરવાનો વિચાર પણ ચાલેછે. ત્યાંની ભાષાની કેળવણી હજી બહુ થોડીછે. દીવાની કાયદા પૂરા ઘડાયા નથી. ખેતીવાડી શિખવવાની પાઠશાળા સ્થપાય તો સરકારી અને બીજી જમીનને બહુ ફાયદો થાય. કોલંબો અને ગેલેમાંથી કસ્ટમ હાઉસ (જકાત લેવાની જગ્યા) કાઢી નાંખીને એ બે બંદરમાં બધા દેશથી માલને આવવાની છુટ આપેલી તેથી દેશની દોલતમાં બહુ વધારો થાય.

આ સઘળીયોજના સિલોનની સરકારથી થઇ શકે તેમછે. એમાંનાં ઘણાં જાહેર બાંધકામતો તેમની ઉપજમાંથીજ સહેલથી નભે. કેટલાંકને સારૂ લોનો કાઢી દેવું કરવું પડે. રાજ્યનું દેવું ફક્ત એક વર્ષની ઉપજ જેજેટલું છે. પાછલાં વર્ષમાં થએલાં જાહેર બાંધકામનું ખર્ચ આઠ લાખ પૌંડ ઉપર થતું હતું તે બધું ઉપજમાંથી ચૂકવી આપવામાં આવ્યું છે.

મદ્યનું વેચાણ કરવા દેવું કે નહીં તે બાબતનો ગવર્નરોને મોટો ગુંચવાડો થાયછે. એનો ખપ દહાડે દહાડે વધતો જાયછે. તે માટે મદ્યનિષેધક સભાઓ સ્થાપન થઈછે. તે લોકને મદ્યપાન સમૂળગું બંધ કરવા આગ્રહ કરેછે. દેશી તથા યુરોપીઅન ખ્રિસ્તી ધર્મોપદેશકો પોતાના કામ જોડે મદ્યપાન અટકાવવાને પણ મહેનત કરેછે. તેમાંના ઘણાક મદ્યનિષેધનાં ચિહ્ન ધારણ કરી ઉપદેશ કરેછે. તેમને માલમ પડ્યું છે કે જે લોક ખ્રિસ્તી થાયછે તેમને લલચાવી આડે માર્ગ લઇ જનાર તે ઘણું કરીને ખ્રિસ્તીઓની અનીતિ છે. ઇંગ્લાંડમાં એક ધર્મોપદેશક હતો તે મદ્યનિષેધની બહુ વિરૂદ્ધ હતો પણ સિલોન ગયા પછી આસપાસની હકીકતને લીધે તેને એ મત સ્વીકારવો પડ્યોછે. હાલતો તે ખંતથી એ સારૂ પ્રયત્ન કરેછે. સિલોનમાં દેશી દારૂ દાખલ કરવાનો વાંક અંગ્રેજોનો નથી. કેમકે અંગ્રેજો આવ્યા તે પહેલાં ઘણા સૈકાથી દક્ષિણ હિંદુસ્તાનના વતનીઓ દારૂ તાડી વગેરે બનાવી વાપરતા. તાડીનો દારૂ કેમ બનાવવો તે એમને પોર્ટુ-

ગીઝ તથા વલંદા લોકે શિખવ્યું હતું. અંગ્રેજોએ તો યુરોપનો હલકો સત્યા-નાશ વાળનારો જલદ દારૂ દાખલ કર્યોછે. તાડીની દુકાનોમાં એ બહુ વેચાય છે.

સિલોનમાં સનદ આપવાની રીત હિંદુસ્તાન તથા સીંગાપોરના જે-વીજ છે. દારૂ, તાડી વગેરે બનાવવાની તથા વેચવાની સત્તા સરકારનાજ હાથમાં છે. દરવર્ષે બધા પ્રાંતો સારૂ એનો ઈજારો અપાય છે. ઇંગ્લાંડના દારૂ વેચનારની પેઠે જેઓ એ ઇજારો રાખેછે તે પોતાનો હક ગામડાના પીઠાવાળાને નફો ખાઈને, દારૂ બીજા પાસે લેવો નહીં એવી શરતે આપેછે. ઉપરી ઇજારદાર પોતે જાતે દારૂ બનાવે છે. દોઢસો ગૅલન દારૂ બને એવી ભઠ્ઠીને સારૂ સરકારમાં સો રૂપીઆ ભરવા પડેછે. સામટું વેચાણ કરનારા-થી ૩૫ ગૅલનથી ઓછો દારૂ વેચી શકાતો નથી. તેમને સનદ મેળવવા સારૂ સો રૂપીઆ ભરવા પડે છે. છૂટક વેચનારા મુખ્ય ઈજારદાર જોડે ફાવતો બંદોબસ્ત કરીલે છે. આખી ઉપજનો સાતમો ભાગ તો દારૂ ને તા-ડીમાંથી મળે છે. તેથી એનો ઉપયોગ થતો અટકાવવાને સરકાર ખંચા-ય છે. એમ કરવાથી ઉપજમાં ઘટારો થાય માટે બધા ગવર્નરો બીહે છે.

મદ્યના વેપારપર કોઈનો અંકુશ નથી. આબકારી ખાતાના અધિ-કારીઓ નથી તેથી ગેરકાયદે વેચાણ થતું અટકાવવા ઈજારદારોપર આધાર રાખવો પડે છે. દારૂમાં ભેગ ઘણો થાયછે પણ તેનો કોઈ અટ-કાવ કરતું નથી.

દારૂની ખપત વધતી જાયછે કે ઘટેછે તેના નક્કી આંકડા કહાડવા મુશ્કલ છે. પણ ઈજારદારો ઇજારો રાખવાસારૂ જે રકમો આપવા રાજી હોયછે તેપરથી સહજ અડસટ્ટો કાઢી શકાયછે.

એ રકમો જોયાથી માલમ પડ્યુંછે કે ઈજારદારો વસ્તીના વધારા-ના કરતાં વધારે પ્રમાણમાં કીમત આપેછે. હીસાબ ગણતાં જણાયછે કે માથાદીઠ વીશ વર્ષપર હતો તેથી બમણો દારૂ ખપતો થયો છે. આથી જોખમદાર સરકારને ઘણો ભય રાખવાનો છે. વળી એ પણ ધ્યા-નમાં રાખવું જોઇએ કે ગયાં દશ વર્ષમાં કૉફીના વિનાશથી મોટો ધોકો પ્હોંચ્યો છે.

સિલોનમાં દરવર્ષે એક કરોડ વીશ લાખ બાટલીઓ દારૂની ખપેછે.

એટલે દરમાથાદીઠ સાડાચાર બાટલી થઈ. તેની કીમત એંશી લાખ રૂપીઆ થાયછે. છોકરાં, મુસલમાનો તથા બીજા ધર્મ કે નાતજાતના બંધનને લીધે મદ્યપાન ન કરનારાં માણસ બાદ કરીને જોઇએ તો તરત જણાશે કે સિંહાલી લોકોમાં દારૂ પીવાનું કેટલું વધી ગયું છે. થોડાં વર્ષપર એકાદ પ્રાંતના વહીવટની હકીકતમાં આવ્યું હતું કે મદ્યપાન વધતું જાયછે. રોજ સવારમાં કૉફીને બદલે લોક દારૂજ પીએછે; ખાધા પહેલાં પણ ઘણાજણ દારૂ પીએછે. કેટલાકતો હમેશ છાકટાજ થઇને ફરેછે.

દેશી લોકોનો મત ગામડાંમાં દારૂની દુકાનો રાખવા વિરૂદ્ધછે. મારી ઘણાએ ખાતરી કરીછે કે સરકાર જો દારૂ બનાવવાની મના કરે, છુટક વેચવા દેવાનું બંધ કરે અને જેનો પીવો હોય તેને પરદેશથી લાવવા દે તો દેશી લોકો ખુશીથી કબુલ કરે. તાડીનો ઉપયોગ બંધ પાડવો અશક્ય છે, કેમકે તે હરકોઇ ખજુરીના ઝાડમાંથી કહડાય તેમછે. દારૂ કરતાં તાડી બહુ હલકી છે. એમાં સેંકડે ચાર ટકા આલ્કોહોલ આવેછે. દેશીઓ તાડી તાજીને તાજી ખટાસ આવ્યા પહેલાં બહુ પસંદ કરેછે. સિલોનમાં દારૂનો ખપ આટલો બધો વધ્યો છે તેથી રક્ષણ કરનાર સરકારને ભડકવા જેવું છે. સર આર્થર ગોર્ડન જેવા બુદ્ધિમાન પુરૂષે એ બંધ કરી તેની ખોટ પૂરી પાડવા બીજા કર નાંખવાની યોજના શોધી કહાડવી જોઈયે. પણ દારૂની ખપત ઓછી થવાથી ઉપજમાં જે ખોટ આવે તેતો એની મેળે પૂરી પડે એમછે કેમકે એથી ખર્ચમાં બહુ ઘટારો થાય અને લોકોની હાલત સુધરે. એની ઉપજ બહુ વધી જવાથી મુશ્કેલી વધે તે પહેલાં એનો અટકાવ થવો જોઈએ. મૂર્તિપૂજક દેશમાં પ્રજાની અનીતિ વધારીને ઉપજ વધારવી એ ખ્રિસ્તી રાજ્યને માટે શરમ ભરેલું ગણાય.

ઈજારાથી સનદ આપવાની રીત ઘણીજ મૂર્ખાઈ ભરેલી છે. એનો બધો આધાર મદ્યનું ખૂબ વેચાણ વધે તેપર છે. સર આર્થર ગોર્ડનની વાતચીતપરથી માલમ પડયું કે એ રીત એને બીલકુલ નાપસંદ છે. તે જાણી હું ખુશી થયો. એને બદલે દેશમાં ઉપજતા માલપર જકાત કરવાની તથા સામટાં અને છુટક વેચાણની સનદોનો પોલીસ પાસે બંદોબસ્ત રખાવવાની તેની બહુ ઇચ્છાછે. મારી ખાતરી છે કે એથી થોડી ખપતમાંથી વધારે ઉપજ થશે. ભેગ ન થવા દેવા માટે પણ ચાંપતા ઉપાય લેવાય તો દારૂ ઓછો નુકસાન

કારક થાય. સૌથી ડહાપણ ભરેલો રસ્તો એછે કે મદ્યના વેચાણ તથા બનાવટનો સમૂળગો અટકાવ કરવો અને ઉપજમાં જે ખોટ જાય તે ખમી જવી. એથી થોડા વખતમાં લોકોની આબાદી, મિનપાનતા અને ઉદ્યોગ વધશે એટલે એની મેળે બદલો વળી રહેશે. એ સવાલ ગુંચવણ ભરેલોછે. પણ જે ગવર્નર એ ઉકેલે તેનું નામ તેની અગાઉ થઇ ગએલા ગવર્નરો કરતાં વધારે પ્રખ્યાત થાય.

૧૫ મી ડીસેંબરે **પી. એન્ડ. ઓ.** કંપનીની રોઝેટા આગબોટમાં **કલકત્તે** જવા **કોલંબો** દીલગીરીથી છોડયું. ૧૮ મી તારીખે **મદ્રાસ** પ્હોચ્યાં. **હિંદુસ્તાન**માં અંગ્રેજનાં થાણાંમાં એ સૌથી જુનુંછે. એ ત્રીજા નંબરનું બંદર છે. શહેર મોટુંછે. એનો આગલો ભાગ સમુદ્ર તરફ આવેલો છે તે લંબાઇમાં ત્રણેક માઈલ હશે. કીનારાપર મોટાં મોટાં મોજાં અથડાય છે તેથી સારી ઋતુમાં પણ વહાણોને ભરવાં તથા ખાલી કરવાં મુશ્કેલ પડેછે. થોડાં વર્ષ ઉપર ત્યાં એ બંધ બાંધવા છસાત લાખ રૂપીઆ ખરચ્યા હતા. પણ પવનના જોરે કરીને એ ભાગી ગયા અને પાણી પાછું ફરી વળ્યું છે. અમે મોટી હોડીઓમાં જઈ કીનારે ઉતર્યાં. એ હોડીઓ લાકડાનાં પાટીઆં નાળીએરીના રેસાથી બાંધીને બનાવેલી હતી. તેમાં પંદર હલેસાં મારનાર હતા. હોડીઓ આગબોટના પગથીઆં આગળ તથા કિનારા આગળ ઉછળતી હતી તેથી તેમાં ચઢવા ઉતરવા સારૂ ખલાસીને પકડી ભૂસકો મારવો પડતો તેથી બહુ અઘરૂં પડતું. એવી ત્રીશ ચાળીસ હોડીઓ વહાણની આસપાસ વીંટલાઈ રહી હતી તેથી ગડબડ બહુ થતી. કીનારાપર રસ્તામાં ફરીને થોડાક કલાક ગાળ્યા. તે દહાડે રવિવાર હતો તેથી શહેરનાં જોવા લાયક સ્થળો જોવાયાં નહીં.

---

## પ્રકરણ ૨૦ મું.

### કલકત્તેથી બનારસ.

૨૪ મી ડીસેંબરે સવારના દશ વાગતે અમે **કલકત્તે** પ્હોચ્યાં. આજ કાલ **ટૉમસ કુક એન્ડ સન**ની કંપનીથી મુસાફરોને મુસાફરી કરવી બહુ સરલ પડેછે. તેમને મેં **મદ્રાસ**થી તાર કરીને **હિંદુસ્તાન**માં ફરવા સાથે લઈ જવા એકાદ હોશીઆર દેશી ચાકરની ગોઠવણ કરવાનું કહ્યું હતું. જેથી

આગબોટ ઉભી રહી તેવોજ એક સભ્ય આદમી અમારી પાસે આવ્યો અને અમને હોડીમાં બેસાડી કીનારે લઇ ગયો. એણે આસમાની અટાપટાની પાઘડી ને સફેત કેલીકોનાં લુગડાં પહેર્યાં હતાં. એનું નામ **એનોદીન** હતું. તેણે અમને **ગ્રેટ ઇસ્ટર્ન હોટેલ**માં મોકલી દીધાં અને પોતે પછવાડીથી કલાકેક રહીને અમારો સામન લેવડાવીને આવ્યો. આ વખતે **કલકત્તા**માં આખા **બંગાળા**ના અને ઉત્તર પ્રાંતોના લોક વાઈસરોયને મેળવાડામાં સલામ કરવા આવ્યા હતા. નાતાલના તહેવારો હોવાથી લોકો સરતો જોવા તથા બીજી ગમત કરવા આવેલા હતા. એ ચાર દહાડા બેંક બંધ રહે છે અને બીજાું કામ પણ ચાલતું નથી. અમારે સારૂ ઓરડા રાખવાનો તાર પણ મેં **મદ્રાસ**થી કર્યો હતો. એક ઓરડામાં પડદો ભરી બે ભાગ કર્યા હતા. એવું એ મળ્યું તે અમારાં ભાગ્ય. અમારી સાથેના કેટલાક ઉતારૂને તો છાપરા નીચે પણ સુવાનું મળતાં મુશ્કેલી પડી હતી. થોડાકને બારતેર માણસો ભેગા ગોંધ્યા હતા. અને કેટલાક અગાસીપર તંબુમાં રહ્યા હતા.

**કલકત્તા** શહેર સારૂં શોભાયમાન છે. પણ "સિટિ ઓફ્ પૅલેસીસ" એટલે "મહેલોનું શહેર" એ નામને કોઈ રીતે લાયક નથી. સરકારી મકાનો ઘણાંછે. તે બધાં સુંદર છે. તેમાં ટાઉન હૉલ, હાઈકોર્ટ, પોસ્ટઆફીસ, તાર આફીસ, કરન્સિ આફીસ, **બંગાળા**નું સેક્રેટરીએટ, ડલ્હાઉસી ઈન્સ્ટીટયુટ અને ગવર્નમેંટ હાઉસ છે. પણ એમાંનું એક **લેંકેશાયર**ના કોઈ ટાઉન હૉલને પ્હોંચે નહીં તેથી તેમનું વર્ણન કરતો નથી.

**કલકત્તા હુગલી** નદીને કાંઠે આવેલું છે. એ નદી ગંગાનો એક ફાંટો છે. એ એક માઇલ પ્હોળી છે. શહેર તેપર સાડાચાર માઈલસુધી પથરાયલું છે. એનું ક્ષેત્રફળ સાત માઇલ છે. શહેરના મધ્ય ભાગમાં ઉપર કહેલાં મકાન આવેલાં છે. ત્યાં **ઇડન**નો બાગ છે. એ બાગમાં દરરોજ સાંજે બૅન્ડ (વાજું) વાગે છે અને વીજળીના દીવા થાયછે. અંગ્રેજો દેશીઓ, મિશ્રવર્ણલોકો વગેરે બધા ભપકાદાર લોક ત્યાં આવેછે. ઘાસનું મેદાન છે તેની વચ્ચે **કલાઇવે** વીશ લાખ પૌંડ ખરચી બાંધેલો જુનો ઐતિહાસિક કિલ્લો ફૉર્ટવિલ્યમ આવેલો છે. આ મેદાનની આસપાસના રસ્તાપર અંગ્રેજોનાં અને પૈસાદાર દેશીઓનાં સુંદર ઘર આવી રહેલાં છે. એની પેલી તરફના રસ્તા તથા ગલીઓ બંગાળી લોકથી ઉભરાઈ જાય છે.

**હુગલી** નદીના ડક્કા આગળ હારબંધ વહાણ ઉભાં રહીને કાંતો સણ, રૂ, ગળી, ધાન્ય, ચામડાં, રેશમ, ચ્હા વગેરે માલ ભરતાં હોય, કે ઇંગ્લાંડથી આણેલો માલ ઉતારતાં હોય, એ દેખાવ બહુ સારો દેખાય છે. એ વેપાર દરવર્ષે સાઠ લાખ પૌંડનો ચાલે છે. **હુગલી** નદીના પુલપરથી એ દેખાવ દેખાયછે તેવો બીજે કોઈ ઠેકાણે નથી. એમાં મોટી આગબોટો અને મોટાં વહાણ હોયછે.

**કલકત્તા** શહેર મને કાંઈ બહુ ગમ્યું નહીં. **જૉબ ચાર્નોક, હૉલ્વેલ** તથા **કલાઇવ**નાં ઇતિહાસના વિષયનાં સ્થળ એકે નજરે પડતાં નથી. ત્યાંની પેલી અંધારી કોટડી તો પૂરેપૂરી નાશ પામી છે અને તેની જગાએ હવે ટપાલ આફીસ બંધાઈ છે. **કલકત્તા** નવા અંગ્રેજી શહેર જેવું છે. ત્યાંના રસ્તા ભપકાદાર છે. યુરોપીઅન દુકાનો, ઘોડા દોડાવવાની જગા, મોટું દેવળ અને મેથોડિસ્ટ પંથના લોકોનું દેવળ એ જગાઓ જોવાલાયક છે. પછવાડીનો ભાગ જ્યાં દેશી લોક રહેછે તે બહુ ગંદો અને નઠારો છે. એ ભાગમાં કૉલેરા હોયછે.

નાતાલ હોવાથી શહેરનાં કેળવણી વગેરેનાં જોવાલાયક મકાનો અમે જોઇ શકયાં નહીં. પણ હવે દેશમાંનાં મ્હોટાં શહેરમાં જઈશું ત્યાં એથી સારૂં જોવાનું છે તેથી એ જોવા રહ્યાં નહીં.

અમારે એકલાં વીશીમાં જમવું ના પડયું. **કલકત્તા**ની સુપ્રીમ કોર્ટના જડજ ઑનરેબલ* જે. એફ. **નૉરિસ** અમને પોતાને ત્યાં જમવા તેડી ગયા. ત્યાં અમને ગમત પડી. **મી. નૉરિસ**ને હું અગાઉ મળ્યો નહોતો. **મીસીસ નૉરિસ** જોડે મદ્રાસથી આવતાં આગબોટમાં થોડું ઓળખાણ થયું હતું. **હિંદુસ્તાન**માં આવેલા અંગ્રેજો બીજાની ઘણીજ આગતાસ્વાગતા કરેછે. અને હજી ઠેર ઠેર અમારે એમ થશે એવી આશા છે.

રવિવારે બપોરે મારા એક મિત્ર જોડે અમે "બીડન સ્કવેર" માં ગયાં. ત્યાં ધર્મોપદેશકો રસ્તામાં કેળવાયલા બંગાળીઓ આગળ ભાષણ આપેછે. તે લોકો એ સાંભળીને તેપર વાદવિવાદ કરેછે. સોએક આદમી એકઠા થયા હશે. તેમના પોશાકપરથી લાગ્યું કે સાધારણ વર્ગના પૈસાદાર લોક હશે. એમની જોડે મારે દેશી દારૂની બાબતમાં વાત થઈ. તેઓ સઘળા દારૂની દુકાનો રાખવાની બહુ વિરૂદ્ધ હતા. એ બાબતનો જે પ્રયત્ન

હાલમાં ઇંગ્લાંડમાં થાયછે તેની તરફેણમાં હતા.

હાલમાં બંગાળામાં ઉંચી કેળવણી અપાય છે. ત્યાંની જુવાન પ્રજાને હિંદુ ધર્મના પુરાણા વહેમોપર તિરસ્કાર ઉપજવા માંડયો છે. સરકારી કે વેપારીના કારકુનો સુદ્ધાં કોમ્ટે, સ્પેનસર, ડાર્વિન, હક્ષ્લી, ટિન્ડેલ વગેરે પ્રસિદ્ધ વિદ્વાનોનાં લખાણમાં પ્રવીણ હોયછે. તેઓ બહારથી પોતાના બાપદાદાનો ધર્મ પાળતા હોય તેવો ડોળ રાખેછે પણ ખરી રીતે તો નાસ્તિક કે વખતે માત્ર એક ઈશ્વરને માનનારા હોયછે. પ્હેલે પગલે જે ખાવાની એમના ધર્મમાં મના કરી હોયછે તે ખાવા માંડેછે. માંસ ખાયછે પણ તેમાં ગાયનું નહીં કેમકે એતો છેક ભ્રષ્ટતા થઈ જાય અને નાત બહાર રહેવું પડે. હોટેલોમાં જાયછે. પહેલાં તો લેમોનેડથી શરૂ થાય છે પછી દારૂ પીવા માંડેછે. બંગાળાનાં મોટાં શહેરોમાં ઉંચી વર્ણના જુવાન લોકમાં મદ્યપાન બહુ ચાલેછે. જ્યાં ભણેલા ચાર દોસ્તદારો એકઠા થયા કે દારૂ વગર તો ચાલેજ નહીં. છાની રીતે પીવાનું પણ ભણેલા વર્ગમાં ઘણું ચાલેછે. આથી સુધરેલા બંગાળીઓની ઘણીજ ઈચ્છા છે કે સરકારે મદ્યના વેચાણને તોડી પાડવું જોઈએ, અને હાલમાં ચાલેછે તેવી દારૂ બનાવવાની અવિચારી રીત લાંબો વખત ચાલે તો એનું પરિણામ ઘણુંજ નઠારૂ થશે એવી તેઓ ફીકર કરેછે એ નવાઈ જેવું નથી.

સોમવારની રાત્રે નવ વાગે કલકત્તેથી બનારસ જવા મુંબાઇની મેલટ્રેનમાં ઉપડયાં. હિંદુસ્તાનની રેલવેમાં સુવાની જુદી ગાડીઓ નથી. પહેલા વર્ગની ગાડીઓમાં પણ કઠણ પાટલીઓ ને તેપર પાતળી ગાદીઓ હોયછે. આપણી સાથે બીછાનું ને તકીઓ રાખવાની જરૂર છે. ગાડીમાં પાણીની ઓરડી હોયછે પણ સાબુ તથા ટુવાલ રાખવામાં આવતા નથી. હિંદુસ્તાનની રેલવે ઉતારૂઓની સગવડની બાબતમાં ઘણી પછવાડીછે. કલકત્તાથી તે મુંબાઈ સુધી ૧૪૫૦ માઇલમાં બધાં ભોજનગૃહોમાં મેલટ્રેન વખતે જે ખાવાનું મળેછે તે ઘણું સાદું અને નઠારૂં રાંધેલું હોયછે. ટૉમસ કુક ઍન્ડ સન વાળાએ અમારો સામન વીશીમાંથી લેવડાવ્યો હતો અને અમારે સારૂ ગાડી પણ રખાવી હતી. અમારે તો ફકત સ્ટેશનપર જઇને ગાડીમાં બેસવાનું બાકી હતું. આ સાહસિક પેઢી સાથે કામ પાડવું સારૂ લાગેછે. કેમકે તેઓ પોતાનાં ઘરાકની બરોબર તજવીજ રાખેછે.

પરોઢમાં અમે **કલકત્તાથી** ૨૦૦ માઇલ દૂર નીકળી જઇને **બંગાળા**-નાં ફળદ્રુપ વિશાળ મેદાનોમાં આવ્યાં. **હિંદુસ્તાન**માં શિયાળવાં બહુછે. તેમના અવાજ રાતે સંભળાતા હતા. ટાઢ ઠીક હતી તેથી સવારના નવ વાગતા લગી અમારે ડગલા પહેરી રાખવા પડ્યા. તે પછી તાપને લીધે રખાયા નહીં.

ગાડીની બારીમાંથી દેખાતા દેખાવ વિચિત્ર અને જોવા લાયક હતા. માટીના ઘરવાળાં વસતીથી ભરપૂર ગામડાં, મોટાં તળાવો તથા ખેતરમાં પાણી લઇ જવાની નહેરો રસ્તે આવતાં હતાં. કુવા ઘણા હતા તેમાંથી મજુરો અસલી રીતે પાણી ખેંચતા હતા. ખીલાપર વાંસ જડેલો હતો. વાંસને એક છેડે દોરડું અને ડોલ અને બીજે છેડે માટીનું મોટું ઢેપું હતું. રસ્તે ઝાડપાન કે ઘર વગરનાં વિશાળ મેદાનો આવતાં હતાં. કેટલાક તાલેવંત જમીનદારોના બાગ પણ હતા. કોઇ ઠેકાણે ઉંચી ટેકરીપર હિંદુ દેવસ્થાન જણાતું હોય, કોઈ જગાએ ગાય, ભેંસ તથા બકરાંનાં ટોળાં હોય. તારપર પોપટ તથા ચાસ પક્ષી બેઠેલાં હોય. વખતે ત્રણસેં ચારસેં બતકોનું ટોળું ઉડતું આવી તળાવમાં ડુબકી મારતું આવતું હોય. બગલાં ને સમડીનાં ટોળાં આકાશમાં ઉડતાં હોય. **બનારસ** આગળ ગંગાનદીનો પુલછે તે ઓળંગ્યો ત્યાં લગી એ બધું જોતાં જોતાં અમે આવ્યાં. એ નવો પુલ લોઢાનો છે અને ઘણોજ સરસ છે.

**બનારસ**ને સ્ટેશને ડા. **લાઝરસ** અમને મળ્યા. ચાળીસ વર્ષથી એ **હિંદુસ્તાન**માં વૈદું કરેછે. એમની સાથે ઓળખાણ સારૂ મારી પાસે કાગળો હતા. એ અમને બે ઘોડાની ઉઘાડી ભપકાદાર પોશાકના ઘોડાવાળાવાળી ગાડીમાં બેસાડી લઇ ગયા. એ જોઇ મને થયું કે દાકતર સાહેબને ઠીક તડાકો પડેછે. પણ તરતજ ડા. **લાઝરસે** કહ્યું કે **વિજયનગર**ના મહારાજાને મેં ખબર આપી હતી કે ઇંગ્લાંડથી કોઈ **બનારસ** જોવા આવનાર છે તેથી એણે પોતાની ગાડી મોકલી હતી અને જ્યાં સુધી અમે રહીએ ત્યાં લગી વાપરવાની છુટ આપી હતી. મહારાજા **મદ્રાસ** ઇલાકામાં **વિજયનગર** છે ત્યાં ઘણો ભાગ રહેછે. **બનારસ**ની આસપાસ એની જાગીર છે તેથી ત્યાં બે ચાર મહેલ રાખ્યાછે. વર્ષમાં થોડાં અઠવાડીઆં એ ત્યાં આવી રહેછે. બાકીના મહેલ કોઈ પ્રખ્યાત હિંદુઓ એ પવિત્ર શ-

હેર જોવા આવે તેને રહેવા આપેછે. અંગ્રેજ મુસાફરોની આગતાસ્વાગતા કરવી એને ગમેછે.

**બનારસ**માં અમે ત્રણ દિવસ રહ્યાં. **હિંદુસ્તાન**માં એ સૌથી જુનું શહેરછે. આર્ય પ્રજા પહેલ વહેલી આ દેશમાં આવી ત્યારનું એછે. હિંદુધર્મના પ્રાચીન સમયથી એ જાણીતું છે હિંદુલોકોનો અસલથી એ શહેરપર ઘણોજ પ્રેમ તથા શ્રદ્ધા છે. હજારો વર્ષથી તે તીર્થની જગા ગણાયછે અને દેશના બધા ભાગમાંથી લોકો યાત્રા કરવા ત્યાં જાયછે. મુસલમાનોને મન જેવું **મક્કા** અને ક્રુસેડરને મન **જેરૂસેલમ** તેવું ધર્મી હીંદુઓને **બનારસ**છે. **કાશી**એ જઈને પવિત્ર ગંગાનદીમાં ન્હાઈને ગમે તેવાં ઘોર પાપ કર્યાં હોય તે ત્યાં ધોવાં એ એમની આખા જીવનની ઇચ્છા હોયછે. ત્યાં મૃત્યુ પામે તે બહુજ ભાગ્યશાળી. તેથી રાજાઓ અને પૈસાદાર વેપારીઓ એ નદી કીનારે મહેલ બંધાવ્યા છે. તેમાં એમનાં વૃદ્ધ સગાંવહાલાં મોતની વાટ જોતાં આનંદમાં રહેછે. **બનારસ** તો સ્વર્ગનું દ્વારછે.

બૌદ્ધ ધર્મના લોક પણ એને પવિત્ર સ્થાન ગણેછે. અઢીહજાર વર્ષપર **બુદ્ધે** એ શહેરમાંથી પોતાના ધર્મ સુધારક સિદ્ધાન્તોનો પ્રચાર કરવા માંડ્યો હતો. તે વખતે પણ એ એટલું સત્તાવાળું અને નામીચું શહેર હતું કે **બુદ્ધ** જેવા સમર્થ અને પ્રતાપી પુરૂષને પણ ત્યાંના પંડિતો ને શાસ્ત્રીઓની સહાય મેળવવાની જરૂર હતી. દંતકથા એવી ચાલે છે કે **સોલોમને** વાંદરાં તથા મોર **બનારસ**થી આણ્યા હતાં. હાલ પણ **બનારસ**નાં હિંદુ દહેરાંમાં એ પ્રાણીઓ પવિત્ર ગણાય છે. વળી એમ પણ કહેછે કે **ઇસુખ્રિસ્ત**નો જન્મ થયો તે સમયે પૂર્વમાંથી જે લોક **જેરૂસલમ** ગયા હતા તેમાં **કાશી**નો રાજા પણ હતો. ગમે તેમ હોય પણ એટલું તો ખરૂંછે કે પ્રાચીન હકીકતવાળું અને હજુ સુધી પણ લાખો આદમી જેનાપર શ્રદ્ધા રાખેછે એવું શહેર દુનીઆમાં બીજું એકે નથી. મૂર્તિપૂજક એવો હિંદુ ધર્મ, અને તેનો સામાવાળીઓ બૌદ્ધ ધર્મ, જે મૂર્તિપૂજા અને અનેક દેવવાદની વિરૂદ્ધ હોઈ એમ માનેછે કે માણસ પોતેજ જો પુણ્ય કર્યાં કરે તો નિર્વાણ પામે એવા બંને ધર્મવાળા સરખું પવિત્ર ગણે છે.

**હિંદુસ્તાન**માં ઘણો વખત થયાં બૌદ્ધધર્મ નાશ પામ્યોછે. **બનારસ**ની હદમાં એ ધર્મનું એક પણ મંદિર નથી. ત્યાંથી ચાર માઇલ ઉપર **સાર-**

નાથમાં એક મોટું નક્કર સ્તૂપ છે. બુદ્ધના પછી આઠસેં વર્ષે અશોક રાજા થયો તેણે આખા દેશમાં એ ધર્મ સ્થાપવા પ્રયત્ન કર્યો હતો તે વખતમાં એ બંધાએલું છે. સાતમા સૈકામાં હિયોનેન થ્સંગ નામે જાત્રાળુ ચીનથી આવ્યો હતો તે, "નુરે એશિયા"નો કર્તા અને એવા પ્રખ્યાત બૌદ્ધ માર્ગીઓ તેમના પ્રિય ગુરૂએ જે ઝાડ નીચે બેસી પોતાના અદ્ભુત સિદ્ધાન્તો કલ્પ્યા હતા તે જગા જોવા સારૂ આવે છે. એ અદ્ભુત સ્તૂપ જમીનપર ગોઠવેલા ૯૩ ફીટના વ્યાસના પથ્થરનો છે. એ પથ્થર લોઢાના ચાપડાથી સજડ કરી દેવામાં આવ્યા છે. એની ઉંચાઈ ૪૩ ફીટ છે. પથ્થરકામની ઉપર ઇટોનું ચણતર છે. બધું મળીને જમીનથી ૨૨૮ ફીટ ઉંચું છે. આ સ્તંભની આસપાસ સુંદર કોતરેલું શોભા મંડલ છે. તે પરથી બધું જ્યારે આખું હશે ત્યારે કેવું હશે તે જાણી શકાય છે. એ મંડલનો મધ્યભાગ ૧૫ ફીટ પહોળો છે. તેપર ભૂમિતિની આકૃતિયો તથા ફુલ તથા ઝાડનાં કોતરેલાં ચિત્ર છે. આ મનોરંજક સ્તૂપ આખા બંગાળામાં સૌથી સારો ગણાય છે. એ જોવા જતાં જે તાપ તથા દુખ વેઠયાં તે નિષ્પ્રયોજન ન લાગ્યું.

હાલનું બનારસ મૂર્તિપૂજાનુંજ થાનક થઈ ગયું છે. ત્યાં હિંદુ પુરાણોમાંના જુદા જુદા દેવોનાં મળીને ૧૪૫૪ દેહેરાં છે. મેં એ બધાં જોયાં નથી પણ ઘણાંખરાં જોયાં છે, અને તેપરથી એ વાતના ખરાપણા વિશે સંશય રહેતો નથી. એ શહેર ગંગાનદીને તીરે વાંકપર આવેલું છે. ચોમાસામાં નદી એક માઇલ પહોળી થાયછે. બાકી હમણાંતો નદી શહેર પાસે ઉંડી ઉતરી જઈ વહે છે અને સામી બાજુએ રેતીના પટછે. પહેલાં શહેરમાં જવા સારૂ હોડીઓનો પુલ હતો. હવે એની જગાએ એકાદ માઇલ લાંબો લોઢાનો પુલ થયો છે. તેપર લોઢાની સડક તથા ગાડાં અને માણસોને ચાલવાના રસ્તા છે. સાડાત્રણ માઇલ લાંબી ને સો ફીટ ઉંચી ટેકરીપર શહેર આવેલું છે. ત્યાં શોભાયમાન મહેલો, દેહેરાં અને મસ્જીદો છે. તેમના મનોહર કળસ, ઘુંમટ તથા મિનારા પ્રભાતે સૂર્યના તેજથી ઝળકે છે. આ ટેકરીના તટ આગળ પૈસાદાર હિંદુઓએ પગથીઆંના મોટા આરા બંધાવેલાં છે. એ પગથાએથી નદીમાં જવાય છે. ત્યાં હેઠળ શ્રદ્ધાળુ જાત્રાળુનાં ટોળે ટોળાં પવિત્ર ગંગાનદીમાં સ્નાન કરતાં હોયછે. એ પગથીઆંને ઘાટ કહેછે. ત્યાં એવા બધા મળીને ત્રીશ ઘાટછે.

સવારમાં એ ઘાટ આગળનો દેખાવ ઉદ્યમી હોય છે તેથી એ વખતે જોવા માટે અમે પરોઢમાં વહેલાં ઉઠયાં. અમારા વિવેકી મિત્ર ડા. લાઝરસે મહારાજાની સહેલ કરવાની હોડી તૈયાર રખાવી હતી તેમાં બેસી અમે દશાસ્મેધ ઘાટ જોવા ગયાં. રસ્તામાં ચર્ચ મિશન કોલેજ આવે છે. તેમાં ૫૦૦ કે ૬૦૦ દેશી છોકરા શિખે છે. પગથીઆંને મથાળે એક વેધશાળા છે. તેનો દેખાવ નદીમાંથી બહુ સારો દેખાય છે તે જોવા અમે ઘાટથી થોડે દૂર ઉભા રહ્યા. દરવાજાના રસ્તાપર વર્ષાદના દેવનું દેહેરૂં આવે છે. ઉનાળે શિયાળે એ દેવ પોતાનો ધર્મ ભૂલી જાય છે તે સંભારવા તેનાપર પાણી રેડયાં કરે છે. અને ચોમાસામાં તો એના પર કચરો ચઢવા દેછે. જો વર્ષાદની તાણ બહુજ હોય તો એ બિચારા દેવને જ્યાં સુધી એને પોતાના કર્ત્તવ્યનું ભાન આવે ત્યાં સુધી પાણીના કુંડમાં બોળી રાખેછે. એનું નામ દલ્ભેશ્વર છે. એ દેવ ગરીબ લોકનો મિત્ર છે. પણ જ્યાં લગી એને પેલા કુંડમાં બોળવાની જરૂર પડે ત્યાંલગી એની કોઈ દરકાર રાખતું નથી. એની સ્ત્રી શિતળા છે તે બળિયાની દેવીછે; અને એજ દેવળમાં એની મૂર્તિ છે. એ પછી ચંદ્રનું દેહેરૂં છે. ત્યાં ગયાથી બધા રોગ મટી જાય છે. પણ બનારસના સારા લોક તેના કરતાં ડા. લાઝરસપર અને સારાં દવાખાનાંપર વધારે શ્રદ્ધા રાખે છે.

ત્યાંની વેધશાળામાં ખગોળવિદ્યા સંબંધી શોધ તથા ગણતરીઓ કરવાનાં વિચિત્ર ઓજાર છે. છાપરાપરથી દેખાતા ઘાટનો દેખાવ મનોરંજક હતો.

પગથીઆં ઉતરી અમે મહારાજાવાળી હોડીમાં બેઠાં. એ હોડીમાં અગાડી મોતીના હારવાળો મોર હતો અને અમારે માથે રસેલું છત્ર હતું. મુખ્ય મુખ્ય આરા આગળ થઇને અમારી હોડી ધીમે ધીમે હંકારી. હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાંથી આવેલાં હજારો સ્ત્રીપુરૂષો પાપ ધોઈ નાંખનારી ગંગા નદીમાં ન્હાતાં હતાં. રાતે થર્મોમીટરમાં પારો ૪૫ ડીગ્રી હતો તેથી તે સવારે ટાઢ ઘણી હતી. ઘરડી ખખ થઈ ગએલી સ્ત્રીઓ ટાઢા પાણીમાંથી ન્હાઈને નીકળી ભીનાં લૂગડાં પહેરીને થર થર ધ્રૂજતી ઉભી રહેલી હોય એ દેખાવ બહુ દયા ઉપજાવે તેવો હતો. અમે હોડીમાંથી ઉતર્યાં ત્યારે અમને સંભાળીને ચાલવાની વિનંતી કરવામાં આવી. કેમકે અમારા મ્લેચ્છ પડછાયા તેમના ઉપર પડે તો એ દુર્ભાગ્ય લોકનું ન્હાહ્યું ધોયું ર૬

જાય અને ફરી ન્હાવું પડે. એમાંના ઘણાં વૃદ્ધ સ્ત્રીપુરૂષો તો હજારો ગાઉથી પોતાનાં ઘરબાર તજી એ પવિત્ર ધામમાં રહી ધીમે ધીમે ટાઢથી ક્ષીણ થતાં સ્વર્ગમાં જવાને આવેલાં હતાં.

ઘાટ આગળ ન્હાયા પછી ભકતો મણિકર્ણિકા નામે કુવો છે ત્યાં જાય છે. એ કુવે ન્હાયાથી બહુજ દુષ્ટ ખૂન કર્યું હોય તેનું પાપ પણ ધોવાઈ જાય છે. અને એથી પણ મોટું બ્રાહ્મણને છેતરી યોગ્ય દાન ન આપવાનું પાપ પણ ધોવાઈ જાય છે. એ કુવો વિષ્ણુએ પંડે ખોદેલો કહેવાય છે. એ ખોદતાં એટલો શ્રમ પડયો હતો કે તેના પરસેવાથી એ કુવો ભરાઈ ગયો. કુવો જ્યારે ખોદાઈ રહ્યો ત્યારે વિષ્ણુએ શિવને તે જોવા બોલાવ્યા. મહાદેવજી એ જોઈ પ્રસન્ન થઇ ગયા અને નૃત્ય કરવા લાગ્યા. તે વખત એમના કાનમાંથી કુંડળ અંદર પડી ગયું. આથી એ કુવાનો મહિમા બમણો વધ્યો.

એ કુવાનું પાણી મેં જોયું. તેમાંથી એવી દુર્ગંધ નીકળતી હતી કે તે જો વિષ્ણુનો પરસેવો હોય તો વિષ્ણુ એમના સેવકોથી પણ ગંદા હશે એમ લાગે છે. લોકો નિરંતર એમાં ન્હાય છે અને ફુલ નાખેછે તે અંદર કોહે છે તેથી પાણી રગડા જેવું જાડું છે. એક જાડો બ્રાહ્મણ એ કુવાના મ્હો આગળ બેસીને માંહીથી કડછી ભરી ભરી લોકોના આતુર ટોળાને આપતો હતો. તેઓ તે ખુશીથી પી જતા. અલબત પૈસા પડતાજ જાય છે. બનારસમાં કોલેરા હમેશ ચાલે છે. ઉનાળામાં એનું જોર ઘણું હોયછે.

કોલેરાથી બચેતો આ કુવેથી જાત્રાળુ લોકો "જ્ઞાનકૂપ" નામે બીજો કુવો છે ત્યાં જાય છે, ને ત્યાં પણ કોહેલાં ફુલનું પાણી પીએ છે. પછી એક એક દેહેરે ને મંદિરે ફરીને દર્શન કરી પવિત્રતાથી ભરાઈ જઈ આવે છે. એ કુવો નીલકંઠ મહાદેવના સુવર્ણ મંદિરના વાડામાં છે. દેહેરૂં ચોખુણ આકૃતિનું છે. તેના છાપરાપર શોભાયમાન બુરજ છે, ચારે ખુણે ઘુમ્મટ છે અને વચ્ચે એક મોટો ગુંબજ છે. રણજીતસિંઘે આપેલી સુનાની તખ્તીઓથી એ મઢી લીધેલા છે. વાડામાં ભક્તો અને ગાય તથા આખલા પુષ્કળ હોય છે. તાપમાં વાસ મારતા લોકોની ભીંડ બહુ થાય છે.

" અરેબિઅન નાઇટસ " માંનાં ચિત્રો જેવા રસ્તામાં થઇને અમે એક પછી એક બધાં દેહેરાંમાં ગયાં. રસ્તે દુકાનો હતી તેમાં કસબી કારીગરો ચિત્રવાળી પીતળની થાળીઓ વાડકા ઘડતા હતા. કેટલાક લાકડાની પેટીઓ, રમકડાં તથા કહોયડા બનાવતા હતા. બનારસનાં કસ-

ની લુગડાં બહુ વખણાય છે. તે વણનારા ઘણે ઠેકાણે વેપારીઓની વાટ જોઈ બેઠા હતા. ખુલ્લી જગામાં જાત્રાળુ લોકનાં ટોળાં હતાં. તેમના સામનમાં વાંસને બે છેડે બાંધેલાં નાનાં પોટલાં હતાં. એમના થાકપરથી જણાતું કે કેટલું કષ્ટ વેઠી સૈંકડો ગાઉથી આખરે આ પવિત્ર ધામમાં આવી પ્હોંચ્યા હતા. વાંસને લાલ પટીઓ બાંધેલી હતી. સાંકડા રસ્તા તથા ગલીઓ બ્રાહ્મણો, ગર્જના કરતા ઉપદેશકો, જંગલી કુતરા, બદસીકલ ભીખારીઓ, આખલા તથા ગાયો, ફેરીઆ, પાલખીઓ, પંખીનાં ટોળાં વગેરેથી ખીચોખીચ ભરાઇ ગયાં હતાં. તેમાંથી જવાનો રસ્તો કરવો મુશ્કેલ પડતો. પણ એ બધો ચિત્રવિચિત્ર દેખાવ ઉદ્યમી જણાતો. એવો મેં ફકત કેરો શેહેરના બજારમાંજ જોયો છે. પવિત્ર ગણાતા આખલાનો ઉપદ્રવ ઘણો છે. યાહુદી લોકોમાં જેવી રીતે સ્વતંત્ર બકરો ગણાતો તેજ રીતે આ આખલા ગણાય છે. પણ બકરાની પેઠે જંગલમાં છોડી મુકવાને બદલે આખલાને ગીચ વસ્તીના ગામના સાંકડા રસ્તાપર છોડી મુકે છે. લોકો લોઢાના વાસણમાં ખાવાનું ભરી એમને સારૂ પગથીઆપર મુકેછે. ગમે તે દુકાનમાં જઈ ત્યાંથી ફળ, શાક, અનાજ વગેરે મનગમતી વસ્તુ લેવાની એમને સદર પરવાનગી છે. જો કોઈ નિંદક એનું પૂછડું આમળે તો તેને નાસતાં ભારે પડે. મ્યુનિસિપાલીટી તરફથી રાતે છાનામાના તેમને ગંગાની પેલી પારે મૂકી આવવામાં આવેછે પણ તેઓ નદી તરીને વધારે પવિત્ર થઈ પાછા આવે છે. હવે પોલીસ છાનેમાને પકડીને ગંદકી લઈ જવાના કામમાં વાપરે છે. તે છતાં તે હજી એવાને એવાજ રહ્યા છે.

એક દેહેરામાં એક જાડો ઘેળો આખલો પૂજારીઓ પાસેથી સરજોરી ઉઘરાવતો હતો. કોઈ રોટલી, કોઈ લોટ, કે કોઈ સ્વાદિષ્ટ ફળ આપતા હતા. તેના જેવો પોતાને પવિત્ર ગણનાર વ્રત પાળનાર સાધુ મેં જોયો નથી. કહેછે કે શહેર બહારના સાપ ગાયના પાછલા પગપર વીંટાઈવળી દુધ પીવામાં બહુ આનંદ માને છે. સાપને દુધ ઘણું ભાવે છે.



સાપને મન ગાય પણ પવિત્ર નથી.

હિંદુસ્તાનના વેગળા મુલકમાંથી ગોસાંઈ આવી અહીં રહેલા છે. ઘાટ આગળ તેઓ બહુ નજરે પડેછે. એવા એક વેરાગી પોતાને સારૂ માટીનું કોટડું બનાવી અંદર બેઠો હતો. તેના વાળ તથા દાઢી લાંબાં ગુંથેલાં હતાં. તેણે મ્હો આગળ અગ્નિ સળગાવ્યો હતો. તેની રાખ પોતાના શરીરપર ચોળી હતી. તે સમાધિ ચઢાવી બેઠો હતો. એની પાસે ઉભેલા લોકો વખાણ કરી કહેતા હતા કે આઠ દિવસથી હાલ્યા ચાલ્યા વગર એમને એમ એ બેસી રહ્યો છે. કોઈ એના પથરાપર કાંઈ ખાવાનું મુકે તો તે ગંગાના પાણીમાં ધોઈ વગર ધ્યાને ખાઇ જતો. બનારસમાં એવા જોગીઓ ઘણા છે. કોઈ શાસ્ત્રી ઓટલાપર બેસી કથા વાંચતા હતા, તે સાંભળવા ઘણે ભાગે બુરખાવાળાં બૈરાં એકઠાં થયાં હતાં. કાશીમાં આવા વીશપચીશ હજાર બ્રાહ્મણો છે. તેમાંના કોઈ કાંઈ ધંધો કરતા નથી. બધા યજમાનોનું આપેલું ખાઇપીને બેઠા બેઠા શરીર વધારે જાય છે. મંદિરોની પૂજા વગેરેપર દેખરેખ રાખવાનું તેમનું કામ છે. પણ એમનું મોટું કામતો એછે કે જેની તેની આગળ પૈસાસારૂ હાથ ધરવો. સૌથી ઉંચી વર્ણના લોકજ એમ કરે એટલે બીજા ભીખારીઓ પણ તેમને પગલે ચાલે છે. એથી કરીને આખી દુનીઆમાં આ દેશમાં ભીખારીની પીડા ઘણી છે.

શહેરથી ત્રણેક માઈલ ઉપર દુર્ગાદેવીનું દેહેરૂં છે તે જોવા લાયક છે. મંદિરની આગળ એક તળાવ છે અને આસપાસ ઝાડ છે. બાંધણીમાં કાંઈ વિશેષ ખૂબી નથી. ત્યાં લોહીથી ખરડાએલો યજ્ઞકુંડ છે, તે પર બકરાંનો ભોગ આપવામાં આવે છે. દુર્ગા શિવની પત્નીનું ચંડી સ્વરૂપ છે. તે બધી જાતની ખુનરેજીમાં આનંદ માને છે. જો કોઈ હિંદુને માંસનું ભોજન કરવું હોય તો એકાદ બકરાનું બચ્ચું દુર્ગાદેવી આગળ વધેરે છે. ત્યાંનો પૂજારી તે પર પોતાનો કર લઈને એ લઇજવા દેછે. પછી પેલો આદમી તે ખુશીથી ખાય છે. એની આસપાસનાં ઝાડપર મોટાં વાંદરાં ઘણાં હોય છે. તે વળી જીવતાં દેવ દેવી ગણાય છે એટલે એમને સતાવવાં એ પાપ ગણાય છે. તેઓ ઘણાં તોફાની હોય છે તેથી આ મંદિરની પડોસમાં રહેવાય એવું નથી. રહે તેના ઘરનો સરસામન તમામ ધુળધાણી થઈ જાય. થોડાં વર્ષપર એમનો ઉપદ્રવ એટલો તો વધી ગયો હતો કે ત્યાંના માજીસ્ટ્રેટને એ બધાંને પકડાવી જંગલમાં મો-

ફલાવી દેવાં પડ્યાં હતાં. અમે થોડાક ચોખા વેચાતા લીધા હતા તેની મુઠી ભરી જમીનપર નાંખીએ કે તરત વાંદરાં આવતાં.

**બનારસ**માં સૌથી સારૂં મકાન ઔરંગજેબની મોટી મસ્જીદ છે. નદીના પટમાં નીચે એનો પાયો છે. તેપર છાતીપુર ઉંચી પથ્થરની ભીંત છે. તેની ઉપર મસ્જીદની ચાર ભીંતો તથા ઘુમ્મટ છે. મસ્જીદની જમીનથી દોઢસો ફીટ ઉંચા બે સુંદર નાજુક મિનારા છે. તે જાણે ઉંચે સુંદર ફુલની ડાંખળીઓ હોય તેવા જણાય છે. આખા શહેરમાં એ સૌથી ઉંચા છે. એ મિનારાના તળીઆથી દોઢસો ફીટ નીચે નદી આવેલી છે. જેથી આખી બાંધણી ૩૦૦ ફીટ ઉંચી થઈ. પૃથ્વીમાંનો અનુપમ એકેશ્વર પૂજક અને મૂર્ત્તિખંડક મહમદ આ રીતે ઉંચે ઉભો રહી સેંકડો દેવળોપર તિરસ્કારથી જોઈ રહ્યો હોય એમ લાગે છે. ઔરંગજેબના ઘાતકી જુલમથી કે ૮૦ વર્ષના ખ્રિસ્તી ધર્મોપદેશકોના પ્રયાસથી આ દેવળોમાંનું એકે ઓછું થયું નથી. એક મિનારાની ટોચ ઉપર અમે મહા મહેનતે ચઢયાં. ત્યાંથી શહેરનો દેખાવ ઘણો ભપકાદાર દેખાતો હતો. નીચે ગંગા નદી પોતાના શ્રદ્ધાળુ ભક્તોનાં પાપ ઘસડીને મહાસાગરમાં લઈ જતી વહે છે. અમને દીલગીરી ઉપજી કે દુનાઆમાં સહુથી વધારે ધાર્મિક લોકો પોતાના મૂર્ખાઈ ભરેલા વહેમો તજી સત્ય ખ્રિસ્તી ધર્મ કયારે સ્વીકારશે. ત્યાં બે ત્રણ ખ્રિસ્તી ધર્મોપદેશકો છે. તે બિચારા ઘણીએ માથાકુટ તો કરે છે પણ આશ્રયની જરૂર નહોય એવો એકે આદમી ખ્રિસ્તી થયો હોય એમ લાગતું નથી. બ્રિટિશ રાજ્ય ન હોય તો સતીના અને **જગન્નાથ**માં રથ તળે ખુંદાઇ મરવાના નિર્દય રીવાજ પાછા શરૂ થાય. બ્રાહ્મણવશ આ મૂર્તિ પૂજકોએ બૌદ્ધ ધર્મના, મુસલમાનોના તથા ખ્રિસ્તી ઉપદેશકોના હુમલા એક સરખી રીતે ખાળ્યા છે.

પહેલાં **હિંદુસ્તાન**માં નિપજતો માલ **બનારસમાં** રહેતો. ત્યાંથી ગંગા નદી વાટે **કલકત્તે** મોકલાતો તે પછી દુનીઆના સઘળા દેશમાં જતો. એને સારૂ આગબોટો તથા હોડીઓ રાખવામાં આવતાં. પરંતુ આગગાડીને લીધે એ સઘળું બંધ થયું છે. રેલવેને લીધે પાણીમાંનો વેપાર ભાગી પડ્યાના દાખલા મારા જગત પ્રવાસમાં મને ઘણા મળ્યા છે. વેપાર માટે નહેરો કરવાથી ખોટ ગયા વિના રહે નહીં એ શંકા ખરી પડે છે. ખુલ્લા સમુદ્રપરનો વેપારજ માત્ર રેલવેની બરોબરી કરી શકે છે.

બનારસમાં, ત્યાંના રસ્તા, મંદિરો તથા ઘાટ એ બધાં હિંદુ ધર્મનાં મૂળ કેવાં ઊંડાં પેઠેલાં છે તેનાં ખેદજનક ચિહ્નો ઘણાં છે. એના જેવાં સ્થળની શોભાવાળાં તથા વિચિત્ર શહેરો થોડાં હશે. ત્યાં થોડાંક અઠવાડીઆં રહેવાની મારી ખુશી હતી પણ અમારે વખત બહુ થોડો હતો. વળી પાર્લામેન્ટ જગત પ્રવાસમાં અમારા મન અગાડીથી ખસતીજ નથી. તેથી બનારસને નાખુશીથી સલામ કરી, ફરી મળવાની આશા રાખી, આગ્રા જવા ટ્રેનમાં ઉપડ્યાં. ત્યાં મુગલાઇ રાજ્યના અસ્ત પામેલા ગૌરવનાં નવાઇ પમાડે તેવાં ચિહ્ન જોવાનાં હતાં. એ વળી ભૂતકાળના હિંદુસ્તાનનું જુદુંજ ચિત્ર છે.

પ્રવાસનો સાધારણ રસ્તો લખનૌર તથા કાનપુર થઈને છે. પણ ત્યાંની જોવાની જગાઓ તો બળવાની નિશાનીનાં સ્થાન છે. ઇતિહાસનું એ મલિન અને ભયંકર ઉપાખ્યાન વાંચ્યું છે તે બસ છે. તે ત્રાસદાયક બિનાઓનું સ્મરણ કર્યા વગર અમે આગળ ચાલ્યા.



## પ્રકરણ ૨૧ મું.

### મુગલાઈ શહેર.

૨૯ મી ડીસેંબરની આખી રાત લાંબી મુસાફરી કરી ત્યારે સવારમાં આગ્રા આવ્યાં. ૧૬મા સૈકાની વચમાં મહાન્ મુગલ બાદશાહ અકબરે એ શહેરને પોતાની રાજધાની બનાવ્યું હતું. હિંદુસ્તાનપર વિજય મેળવનાર તાર્તરી દેશના તૈમુરની સત્તરમી પેઢીએ અકબર થયો હતો. બળવા વખતે હડસને છેલ્લા બાદશાહના બે શાહાજાદાને મારી નાંખ્યા ત્યાંલગી એના વંશજ દિલ્લીની ગાદીએ હતા. અકબરના વખતમાં મુગલાઇ રાજ્ય પૂર્ણ કલાએ પ્હોંચ્યું હતું અને દિલ્લી તથા આગ્રાનાં મકાનો તથા મહેલો જોવા દુનીઆના બધા મુલકથી મુસાફરો આવેછે. એ બધાં ઘણે ભાગે એના તથા એમના પછી તરત થએલા જહાંગીર, શાહજહાં અને ઔરંગઝેબના વખતના ઠાઠ તથા ઉડાઉપણાની નિશાનીઓછે.

આગ્રા જમના નદીની તીરે મોટા વાંકપર આવેલું છે. એ નદી ઓળંગવાને હોડીઓનો કઢંગો પુલછે. વળી રેલ્વેનો સુંદર પુલ પણ છે. નદીના વાંકને લીધે દ્વિપકલ્પ જેવું થએલુંછે. તેને એક છેડે કાંઠાની નજદીકજ

કિલ્લો આવેલો છે. આગ્રાના જુના કોટની અંદર ૧૧ ચોરસ મૈલ જમીન આવેલી છે. તેમાંની અડધીમાં શ્હેરછે. ત્યાંની વસ્તી ૧૫૦,૦૦૦ માણસની છે. ઘણાંખરાં શહેરો કરતાં આ શહેરની બાંધણી સારી છે અને તેમાં પૈસે ટકે સુખી લોકની વસ્તી સારી છે.

નદીને પેલેપારથી મોટા પથ્થરનો ગઢ નજરે પડે છે. તે ઉપર બંદુક મારવાનાં બારાં છે. તેની ભીંતો લાલ રંગની છે. બાજુએ બચાવનાં બાંધકામ છે. ઉપર બાદશાહી મહેલના આરસના ઘુમ્મટ આવેલા છે. આ ભવ્ય ગઢ જેવારે બંધાયો ત્યારે કોઇથી લેવાઇ શકાય તેવો નહોતો. એનો ઘેરાવો દોઢેક માઇલ છે અને દિવાલો ૭૦ ફીટ ઉંચી છે. ૧૮૫૭ના બળવા વખતે ત્યાંની બરાખ તથા મહેલમાં ૫૦૦૦ યુરોપીઅનો રક્ષણ સારૂ આવી રહ્યા હતા. એ ગઢ શહેર તથા નદીથી આવવાના બધા માર્ગ કબજે રખાય એવે ઠેકાણે એ ગઢ આવેલો છે.

કિલ્લામાં જવાનો રસ્તો દિલ્લી દરવાજેથીજ છે. તે લાલ પથ્થરનો બાંધેલો છે. તેની આસપાસ ખાઇછે તે ઓળંગવાને ખસેડી શકાય તેવો પુલ છે. એ દરવાજે પહેરાપર ઉંચા સીખ સિપાઇઓ હતા. દરવાજામાં પેઠા પછી વાંકોચુકો રસ્તો આવે છે ત્યાંથી મોતી મસ્જીદ જવાનાં પગથીઆંની હાર આવે છે. એ મસ્જીદ મોગલ બાદશાહનું ખાનગી દેવળ હતું. દરવાજો ઉઘાડયો ત્યારે સૂર્યના પ્રકાશમાં ઝળકતી મસ્જીદની સુંદરતાથી મારી આંખે અંધારાં આવ્યાં. સ્વચ્છ આસમાની આકાશ સામે મુસલમાની ઘાટની સુંદર કમાનોની હારવાળી ત્રણ પડાળી છે. તેપર નાના ઘુમ્મટની હાર છે. વળી તેપર ત્રણ મોટા ગુંબઝ છે. એ ત્રણ પડાળીઓ એક મોટા ચોકમાં પડેછે. તેની આસપાસ મંડપ છે. એની વચ્ચે મોટો હોજ છે. ચોક, પડાળીઓ ગુંબઝ અને ઘુમ્મટ એ બધાં સફેત આરસનાં હતાં. તેમાં થોડું થોડું કોતરકામ હતું. પડાળીઓની બનેલી મસ્જીદ છે તે ૧૪૨ ફીટ લાંબી ને ૫૬ ફીટ ઉંડી છે. મસ્જીદથી તે દરવાજા લગી ચોકની પહોળાઈ ૧૦૦ ફીટ છે. મસ્જીદને બધે છેડે આરસની કોતરેલી વેલવાળી જાળી છે. થાંભલા, કમાનો, અને મહેરાબો બહુ સારી કોતરણીવાળા છે. બહારના ખુણામાંથી જોઇએ છીએ ત્યારે તે એક બીજાને છેદેછે તે દેખાવ અત્યંત સુંદર જણાય છે.



જેસ્મિન (ચંબેલી) બુરજ—આગ્રા.

ઈ. સ. ૧૬૫૪ માં શાહજહાંએ આ મસ્જીદ બંધાવી હતી. તેમાં કાળા પથ્થરપર એક લેખ છે. તેજ માત્ર કારીગરીના નમુના દાખલ નથી. તેપર લખેલું છે કે "આ મસ્જીદને એક બેનમુન મોતી ગણી શકાય કેમકે એના જેવી બધી આરસનીજ એવી આખી દુનીઆમાં એકે નથી." દરવાજો છે તે ધ્યાન દઇને જોવા જેવો છે. ચોકની મધ્યે સફેત આરસનો ન્હાવા ધોવાનો મોટો ચોરસ હોજ છે. એની આસપાસ મંડપ છે. તેમાં નીચેથી ચોરસ ને ઉપરથી બાર ખુણાવાળા ૫૮ થાંભલા છે. બળવા વખતે એ કિલ્લામાં અંગ્રેજો આવી રહ્યા હતા ત્યારે એ **મોતીમસ્જીદ** દવાખાના તરીકે વપરાતી હતી.

થોડી વાર ચાલ્યા પછી **દિવાન**માં જવાય છે. એ ઓરડો ૧૯૨ ફીટ લાંબો તથા ૬૪ ફીટ પહોળો છે. તેની છત લાલ પથ્થરના થાંભલાપર ટેકવેલી છે. થાંભલા છોએલા તથા ધોળા અને સુનેરી રંગેલા છે. એની વચોવચ બાદશાહને બેસવાની રત્નના જડાવકામની આરસની બેઠક છે. તેપર બેસી બાદશાહ નીચે આવેલી કચેરીનો ઇનસાફ સાંભળતા મુગલથી વધારે વિશાળ **હિંદુસ્તાન**ના થનાર શહેનશાહ **પ્રિન્સ ઑફ વેલ્સ** ૧૮૭૬ માં જ્યારે **હિંદુસ્તાન**માં આવ્યા હતા ત્યારે એ **દિવાન**માં દેશી રાજા રજવાડાનો દરબાર ભર્યો હતો.

એ આસનની બાજુપર નાનું બારણું છે. તેમાંથી નીકળીએ છીએ એટલે પગથીઆંની હાર આવે છે. ત્યાંથી જતાં મુસલમાનોના હુન્નરની બેનમુન કારીગરી નજરે પડે છે. ત્યાં એક પછી એક ચોક આવે છે. તેની આજુબાજુએ મહેરાબદાર પડાળીઓ છે. તેને મથાળે આરસના ડેરા છે. તે પર કોતરેલું ને જડાવકામ કરેલું છે.

જનાનખાનાની વચ્ચે બાગ આવેલો છે. તેમાં ફુવારો તથા ફુલઝાડ છે. એની ત્રણ તરફ બેગમોના ઓરડા છે. ચોથી બાજુ ગઢ તરફ પડે છે. એ નદીથી સો ફીટ ઉંચે છે. તેમાં સફેત આરસના ત્રણ ડેરા છે. તેમની દિવાલો, થાંભલા તથા છતપર જુદી જુદી જાતનાં પથ્થરનાં ફુલ જડેલાં છે. તેપરના ગુંબજ સુનેરી છે. છ સાત પગથીઆં ઉતરીએ છીએ એટલે ચંબેલી બુરજ આવે છે. એ મુખ્ય સુલતાનને શણગાર સજવાનો ઓરડો હતો. ત્યાંનું આરસનું નકસીકામ અને જડાવ કામ અદ્ભુત છે. લૉર્ડ નૉર્થબ્રુક જ્યારે ગવર્નર જનરલ હતો ત્યારે એણે પોતાને ખર્ચે તે દુરસ્ત કરા-

ર્યો હતો. પછી બહાર પડતી અગાસી છે. નીચેના મેદાનમાં જ્યારે હાથી કે બીજા જાનવરની સાઠમારી થતી હોય ત્યારે બાદશાહ એ જગાએ બેસીને જોતા. જનાનખાનાની સ્ત્રીઓને નહાવાનું હમામ છે તેનું નામ **શિશમેહેલ** કે કાચનો મહેલ છે. તેમાં અબરખના કડકા એવી તરેહથી જડ્યાછે કે અસંખ્ય આરસીઓ જેવું જણાયછે.

મુગલ બાદશાહોના આ ભપકાદાર મહેલનું વર્ણન કરવાનો પ્રયત્ન વૃથા છે. એના જેવો શોભાયમાન મહેલ દુનીઆમાં બીજો એકે નહીં હોય. અમે **આગ્રામાં** રહ્યાં તેમાંના ઘણા કલાક એના ઓરડાઓ જોવામાં કાઢ્યા. પ્રતિક્ષણે કાંઈ ને કાંઈ નવું જોવા જેવું આવતું.

મહેલની દરેક બારી તથા અગાસીએથી **તાજમેહેલનો** ઝળકતો ઘુમ્મટ તથા મિનારા દેખાય છે. શાહજહાંએ પોતાની વ્હાલી બેગમ મુમતાજની કબરપર એ બંધાવ્યો છે. આઠમી સુવાવડમાં એ બેગમ મરી ગઈ. એ **તાજમેહેલ** આખી દુનીઆમાં સહુથી વધારે વખણાએલો છે. **કેરોમાંની કેઑપ્સની** પિરામિડોની પેઠે આ કબર પણ વેઠે બંધાવી છે અને તે બાંધનાર સેંકડો આદમીના જીવ ગયા છે. એનો વિચાર કરતાં એની સુંદરતા અનુભવતાં ખેદ થાય છે. આ **તાજમેહેલ** બાંધવા સારૂ સત્તર વર્ષ લગી વીશ હજાર માણસ કામે લાગ્યાં હતાં. એમને અડધાં ભૂખ્યાં રહેવું પડતું. અને તેઓના કુટુંબકબીલાને તો પૂરો ભૂખમરો વેઠવો પડતો તેથી બહુ દુખ પડતું તથા ઘણાં મોત થતાં. એ બંધાવતાં કુલ ખર્ચ ચાર કરોડ રૂપીઆ ઉપર થયું હતું.

**આગ્રેથી તાજમેહેલ** જતાં રસ્તામાં જુના મહેલનાં ખંડેર ઘણાં આવે છે ત્યાંનો મોટો દરવાજો પથ્થરનો છે. તેપર આરસવતી ફુલઝાડની નકસી જડી છે. અને કુરાનમાંના ફકરા આરસપર લખેલા છે. કાંઇપણ જોવાનું હોય તે તડકામાં બહુ સારૂં લાગે છે તેથી **તાજમેહેલ** પહેલી વાર જોવા અમે બપોરે ગયાં. દરવાજામાંથી નીકળી પગથીઆં આગળ અવાય છે. એની નીચે અગાડી ઘેરાં સરવનાં ઝાડની બે તરફ હાર છે. જમીન આરસની છે. ત્રણસેં ચારસેં વાર લગી તેપર એકાદ ફુટ ઊંડું પાણી છે. એ હારને છેડે સફેત આરસનો વિશાળ ઘુમ્મટ છે. જેપર ઘુમ્મટછે તે મકાનની રચના સંપૂર્ણ કલાથી અને અતિ કૌશલ્યથી કરેલી છે. તે **હિંદુસ્તાનના** આસામાની આકાશના તેજમાં જાણે બેમુલું જવાહીર હોય તેમ ઝળ-

કેછે. એનું સૌંદર્ય જોઈ અમે સ્તબ્ધ થઈ ગયાં. એનું વર્ણન શબ્દમાં કરવું મિથ્યા છે. લોકો તેને હમેશ વખાણે છે તેથી તેમાંથી કાંઈ ખામી કાઢવાની વૃત્તિ સહિત હું ત્યાં ગયો હતો. પણ ત્યાંતો અંદરને બહાર ચારે બાજુએ રજે રજ એવું હતું કે જેમાં કાંઈ પણ ખામી નહોતી. મારી દીકરી તો કહે કે "આ કાંઈ બનાવેલું ન હોય એતો કોઈ સુંદર ફુલ ઉગે તેમ ઉગેલું છે."

નારંગી, લીંબુ, દાડમ વગેરેની મોટી વાડીમાં **તાજમહેલ** આવેલો છે. એમાં ફુલઝાડ પણ ઘણાં છે. બાગમાં ઠેકાણે ઠેકાણે આરસનાં તળાવ ને હોજ છે. વૃક્ષનું એકે એક પત્ર અને જળની એકે એક લહરી પૂર્વનું ભાન કરાવે છે. એ બાગ તૃતીયાંશ માઇલ લાંબો તથા તેટલોજ પહોળો છે. રસ્તો ઠેઠ લગી આરસનો છે. એની આસપાસ સરવનાં ઝાડની હાર છે. રસ્તાને એક છેડે પ્રકાશમાન **તાજમહેલ** અને બીજે છેડે રાતા પથ્થરનો દરવાજો છે. **તાજમહેલ ૧૮૬** ચોરસ ફીટ છે. ઘુમ્મટની ટોચ લગીની એની ઉંચાઈ ૨૨૦ ફીટછે. જમીનથી ૧૮ ફીટ ઉંચા ધોળા આરસના ઓટલાપર એ બાંધેલો છે. આ ઓટલાને ચારે ખુણે ૧૩૭ ફીટ ઉંચા ચાર મિનારા છે. તે પણ ધોળા આરસના છે. **તાજ**ની બન્ને બાજુએ ૪૦૦ ફીટ પછવાડી ચોકની પેલી બાજુએ લાલ પથ્થરની મસ્જીદો છે, તેના ઘુમ્મટ આરસપ્હાણના છે. તે શોભામાં માત્ર **તાજ મહેલ**થીજ ઉતરતા છે. અમે જોવા ગયાં તેમાં એક વખત તો ત્યાં ત્રીશ ચાળીશ હિંદુઓ ઉજાણીએ આવ્યા હતા. તેમના પચરંગી પોશાકથી મકાનનો સફેત ચળકાટ બહુ શોભી રહ્યો હતો.

સુભાગ્યે એ લાગલાગટ ચાંદની રાતે અમે **તાજ મહેલ** જોઇ શક્યાં હતાં. સૂર્યના સુનેરી તેજ કરતાં ચંદ્રના રૂપેરી પ્રકાશમાં એ વધારે સુંદર જણાય છે. દહાડે તથા રાતે એ જોયાથી જે છાપ મારી સ્મરણશક્તિ પર પડી છે તે કદી ભૂસાય એવી નથી.

**તાજ મહેલ**ની અંદર શાહજહાં તથા તેની બેગમ મુમતાજની રત્ન જડિત આરસની કબરો છે. એમનું મુગલાઈ રાજ્ય નાશ પામ્યું છે. તેના ઉજ્જવલ ગૌરવનું રહેલું આ ચિહ્ન હવે એથી વિશાળ બ્રિટિશ રાજ્યના હાથમાં છે. તેની આગળ મુગલ રાજ્ય કંઈ વિસાતમાં નહિ.

પહેલાં એને બે રૂપાના બારણાં હતાં, પણ જાટ લોકો તે લઈ ગયા. મકાનની યોજના ઘડનાર ઑસ્ટિન ડી બોર્ડો નામે કોઈ ફ્રેંચ હતો.

તાજની અંદરની બાજુએ અજવાળું આવવા સારૂ, એક બહાર તથા એક અંદર એમ બે આરસની ઉત્કૃષ્ટ જાળીઓ છે. ઇંગ્લાંડમાં એટલી જાળીઓએ ના ચાલે ને અંધારૂં પડે. પણ આ દેશમાં તો સૂર્યનું તેજ એવું છે કે એટલેથી એ જાળીની કારીગરી પણ જણાય . એટલું અજવાળું પડે છે. અને તેજ ખમાય એવું થાય છે.

આ શોભાયમાન મહેલમાં જવાનો લાલ પથ્થરનો દરવાજો તેને લાયકનોજ છે. તે ૧૪૦ ફીટ ઉંચો અને ૧૧૦ ફીટ પહોળો છે. તે લાલ પથ્થરનો છે. અને તેમાં કુરાનના લેખ છે. તેને વીશ આરસપહાણના ઘુમ્મટ છે.

દરવાજાના ઘેરા રંગ જોયા પછી લીલાં સરવનાં તથા નારંગીનાં ઝાડમાં આવેલો ધોળો મોતી જેવો તાજમહેલ અને પાછળનો તેથી ઉલટો આકાશનો ઘેરો આસમાની રંગ મળી જુદોજ દેખાવ જણાય છે.

આગ્રાથી પાંચ માઇલપર સિકંદ્રામાં મુગલ બાદશાહોમાં સૌથી શ્રેષ્ઠ એવા મહાન્ અકબરની કબર છે. મેસીડોનીઆના એલેક્ઝાન્ડ્રાપરથી એ નામ પડેલું કહેવાય છે. લાલ દરવાજામાં થઇને મોટો બાગ છે ત્યાં જવાય છે. પહેલાં એ બાગની તાજ મહેલના જેટલીજ સંભાળ લેવાતી પણ હવે તો એ જંગલ જેવો છે. તો પણ શોભાયમાન લાગે છે. એની વચ્ચે કોતરેલા પથ્થરનું પાંચ માળનું વિલક્ષણ મકાન છે. છેક નીચલો માળ ૩૦૦ ચોરસ ફીટ છે. ઉપલે માળે ફરતા રવેશવાળો આરસનો ચોક છે. એને આરસની નકસીદાર જાળીવાળી ભીંતો છે. એનો ધોળો રંગ, આકાશનો આસમાની રંગ તથા બાગના ઝાડનો લીલો રંગ મળી બહુ સુંદર જણાય છે.

મહેરાબદાર અગાસીઓના આ માળના અંદરના ભાગમાં અંધકારવાળા ઘુમ્મટવાળા ઓરડામાં અકબરની કબર છે. ભીંતમાં બાકાં છે તેમાંથી ઝાંખો પ્રકાશ અંદર જાય છે. આ મોટી મસ્જીદ બાંધવામાં ત્રણ હજાર આદમી વીશ વર્ષ લગી કામે લાગ્યાં હતાં.



અકબરના મહેલના ખુણાનો ભાગ. ફત્તેપુર સીકરી.

સિકંદ્રાનો દરવાજો બહુ શોભિતો છે. તે લાલ પથ્થરનો છે. તેમાં સફેત આરસપ્હાણમાં કુરાનમાંથી લેખ કોતરેલા છે. એની ઉંચાઈ ૭૨ ફીટ છે. અગાસીને બન્ને ખુણે આરસના મિનારા છે. એની ટોચેથી બહુ દૂર સુધીનો દેખાવ જણાય છે. ફળદ્રુપ મેદાનમાં થઈને જમના નદી વહેછે તે જાણે ભુરી પટી હોય તેવી લાગે છે. આગ્રાના મહેલ તથા મસ્જીદોના ઘુમ્મટ અને મિનારા, ચળકતો તાજમહેલ અને દક્ષિણ તરફ ફત્તેપુર સીકરી જણાય છે.

આગ્રાથી ૨૪ માઇલ ઉપર અકબરનું ફત્તેપુર સીકરી નામે વિચિત્ર ઉજડ શહેર આવેલું છે. શહેરનો કોટ ફરતા સાત માઇલ છે. તેની મધ્યમાં દોઢસો ફીટ ઉંચી ટેકરીપર ઇમારતોની હાર આવેલી છે. કોટ તો હજી મોજુદ છે, પણ શહેર નાશ પામ્યું છે. તેની જગાએ બાગ તથા ખેતરો આવી રહ્યાં છે. ઉત્તર તરફના દરવાજા આગળ એક માઇલ લાંબું બજાર હતું તેનાં ખંડેરપરથી શહેરના વિસ્તારનો સહજ ખ્યાલ આવે છે. આખી ટેકરી બાદશાહી મકાનોથી રોકાઈ ગઈછે. એ મકાનો શહેર તથા મેદાનોના ઉપર આવેલાં છે. તેમાં અડધી મસ્જીદ તથા કબરો ને અડધા મહેલ છે. મુગલો, જીવતા છતે રહેવાનાં મકાન કરતાં પણ મુઆ પછી વધારે શોભાયમાન કબરોમાં રહેવું પસંદ કરતા. અંદર જવાનો મુખ્ય દરવાજો મસ્જીદનો છે. એ આખી દુનીઆમાં સૌથી ઉંચો કહેવાય છે. એને સો ફીટ પહોળાં પગથીઆં છે. રસ્તાથી ૧૫૦ ફીટ ઉંચો છે તથા આસપાસ વીસ માઇલ ઉપરથી પણ એ નજરે પડે છે. એની એક તરફ ત્રીશ ફીટ ઉંડું તળાવ છે. જેવાં અમે ત્યાં ગયાં કે તરતજ કેટલાક માણસો તથા છોકરા ૭૦ ફીટ ઉંચેથી ભુસકો મારી એમાં પડ્યા. અને તરતજ ભીના ને ભીના દોડતા પગથીઆં ચઢીને અમારી પાસે પૈસા માગવા આવ્યા. આવાં તળાવ મુગલાઈ મહેલોમાં ઠેર ઠેર જોવામાં આવે છે. ઉનાળાના દહાડામાં એ ઠંડક સારૂ વપરાતાં હશે. દરવાજામાં પેઠા પછી મોટા ચોખુણ મંડપમાં અવાય છે. એમાં એક લાલ પથ્થરની, તથા એક આરસની, એમ બે કબરો છે. તે વેગળેથી ગુંથેલી કોર જેવી જણાય છે. આરસની કબર છે તે એક ફકીરની છે. એ ફકીર અકબરનો ઘણો માનીતો હતો. એને વિશે જે દંતકથાઓ ચાલે છે તે જો ખરી હોય તો તે

બહુ હોશીઆર તથા રાજનીતિમાં કુશળ માણસ હોવો જોઇએ. ગામના અડધા લોક કહે છે કે અમે એ ફકીરના વંશજ છીએ. અમારા હિંદુભોમીઆએ પણ એમજ દાવો કર્યો. કબરની ઉપર વિચિત્ર ચંદરવો છે તેમાં કાલુ માછલીની સીપો જડેલી છે. ત્યાંથી મહેલ, ચોક, જુના બાગ, આરસનાં ઉનાળામાં રહેવાનાં ઘર, કોતરકામવાળા તબેલા વગેરે જોતાં જોતાં થોડાક કલાક ફર્યા. એ બધું જે જળવાઈ રહ્યું છે તે હિંદુસ્તાન જેવી હવાને લીધેજ. આમાંથી બાદશાહના માનીતા હિંદુ પ્રધાન બીરબલના મકાનનું વર્ણન યથાશક્તિ હું આપું છું. તેને બે માળ છે. તેમાં બધા મળી આઠ ઓરડા છે. દરેક નવ ચોરસ ફીટ છે. આખા મકાનમાં એક કરચ પણ લાકડું વાપરેલું નથી. બધું મોટા મોટા રાતા પથ્થરનું કામ છે. ઘરની બહાર તથા અંદર તસુએ તસુપર કારીગરી છે. કામ એવું ઝીણું છે કે સલાટનું નહીં પણ હાથી દાંતપર કોતરેલું ચીનાઇ કામ હોય તેવું લાગે છે. ભોંયતળીએ એ ઓરડામાં છત છે તે ૧૫ ફીટ લાંબા અને નવ ફીટ પ્હોળા લાલ પથ્થરની કોતરેલી છાટની છે. તે અગાડી પડતી નકશીદાર ગોલતાનપર આવેલી છે. ઉપલે માળે મોટા ઘુમ્મટ છે તે બધા ઓરડાની ભીંતોપર આવેલી આઠ બાજુઓપર સોળ ઢળતી શિલાઓ ટેકવી તે પર એક પથ્થર મુકી કરેલા છે. તેને બહુજ નાનો સરખો મહેલ કહેવો કે મોટું જવાહીર કહેવું તે ગુચવણ પડે છે. એ જોઇ મને એમ થયું કે એને તો સાઉથ કેન્સીંગટન લઈ જઈ કાચના ઢાંકણ તળે મુકવો જોઇએ. એના બે થાંભલાના નમુના ત્યાંના સંગ્રહસ્થાનમાં છે તેપરથી આખા મહેલની શોભા કેવી હશે તેનો વિચાર આવે છે.

મકાન બંધાવનાર તરીકેની અકબરની તુલના ફત્તેપુર સીકરીમાં થાય છે. એણે પચાસ વર્ષ રાજ કર્યું તે દરમીઆન આ એનું માનીતું રહેઠાણ હતું.



બીરબલનું ઘર. ફતેપુર સીકરી.

એને "પથ્થરથી રચેલી કલ્પિત કથા તથા તે બંધાવનાર મહાપુરૂષના ચિત્તનું પ્રતિબિમ્બ" એવું નામ આપ્યું છે તે યોગ્યજ છે.



શાહાજાદા ઇત્મદ દોલતની કબર.

જમના નદીમાં જે હોડીઓનો પુલ છે તે ઓળંગીને જવાની બહુ મઝા પડે છે. ત્યાંનો દેખાવ ઘણો ઉદ્યમી તથા ખુશનુમા હતો. ગામડેથી આવતાં ગાડાંની ઠઠ હતી. નદીના બંને કાંકરાવાળા તીરે ધોબી તથા પાણી ભરનારા ઘણા હતા. નદીપર એક માઈલપર અગાડી જતાં શાહાજાદા ઇત્મદ દોલની કબર આવેછે. એ ઘણી સુંદર છે. આરસપરની કોતરણી ઉત્કૃષ્ટ છે. બીજી બધી મસ્જીદોની પેઠે આ પણ નદીના તટ ઉપર બાગમાં આવેલી છે. બાગના ચોરાપરથી દેખાવ સારો નજરે પડે છે. નીચે નદીમાં જંગી કાચબા તરતા હતા તે જોવાની બહુ ગમત પડી. તેમાંના કોઈ કોઈ ચારપાંચ ફીટ લાંબા હતા. કહેછે કે તેઓ નદીમાં તરતાં માણસ પર હુમલો કરી પાણીની નીચે લઈ જઈ ડુબાડી દેછે.

મુગલ બાદશાહોના વખતમાં સૌથી ઓછાં વર્ષમાં જે મહેલ તથા મસ્જીદો બંધાઈ છે તે ઘણેભાગે મફત તથા વેઠે કરાવેલી છે છતાં તેની પાછળ એક કરોડ વીશ લાખ પૌંડનું ખર્ચ થયું હશે. શાહજહાંનું રાજ-

ડિત મયુરાસન સિત્તેર લાખ પૌંડનું હતું. લોકોનું લોહી નિચોવી કહાડી એકઠી કરેલી ઉપજમાંથી આ બધા ઠાઠમાઠનું ખર્ચ થતું. આખા બ્રિટિશ-ઇંડિયાની ઉપજ એટલી છે. એવા ઉડાઉ જુલમગારોની જગાએ હાલ મહારાણી કૈસરેહિંદનું રાજ્ય થયું છે તેથી ઘણા ઘણા ફાયદા થયા છે. ત્રણ મહેલ બે કબરો અને એક તખ્ત માટે થયલા નકામા ખર્ચથી થોડા પૈસામાં અંગ્રેજ સરકારે પાણીની ૪,૫૦૦ માઇલ લાંબી નહેરો કરાવી છે જેથી ત્રીશ લાખ એકર જમીનને ખેડાણ સારૂ પાણી મળે છે. અને લગભગ દોઢ કે બે કરોડ માણસને રોજી જાગી છે.

આગ્રાના ઘણાખરા ધર્મોપદેશકોને મળવા હું ગયો હતો. ચર્ચમિશનવાળાની કેટલીક સારી નિશાળો તથા એક દેવળ છે. બાપ્ટિસ્ટવાળામાં છ સ્ત્રીઓ ઝનાનાઓમાં ધર્મોપદેશકનું કામ કરે છે. વળી હિંદુલોકનાં બૈરાં છોકરાંને શિખવવા સારૂ દશ દેશી સ્ત્રીઓ છે. તેમની નિશાળોમાં પણ શરૂઆતની કેળવણી સારી અપાય છે. વૈદ્ય ધર્મોપદેશકનું કામ શિખવવા સારૂ એક પ્રેસ્બીટેરીઅન ડાકટરની કોલેજ છે. તેમાં દશ ખ્રિસ્તી થયેલા હિંદુઓ અભ્યાસ કરે છે. અમેરિકાના બાપ્ટિસ્ટ ડા. વિલસન તથા તેની સ્ત્રી આગ્રાના જુદા જુદા ભાગમાં ત્રણ દવાખાનાં ચલાવે છે. તેઓ દહાડામાં કેટલું બધું કામ કરે છે તે જોઈ હું આશ્ચર્ય પામ્યો. તેમને વર્ષમાં ૧૧૦૦૦ ઘરાક થાય છે અને સાખ એવી સારી છે કે દૂરના ગામડામાંથી પણ લોક સલાહ લેવા આવે છે. વાયવ્ય પ્રાંતોના સરકારી રીપોર્ટમાં એમનું દવાખાનું શ્રેષ્ઠ ગણાયું છે. ઇંગ્લાંડમાં ઘણાં જણ એમ ધારે છે કે હિંદુસ્તાનમાં મિશનરી થઈને જવામાં ઘણી મઝાછે. કેટલેક ઠેકાણે તેમ પણ છે પણ અહીં એમ નથી. બળદનાં ગાડાંમાં બેસીને ગામડામાં અથડાવું પડે છે સુવાનું તથા ખાવાપીવાનું પૂરૂં મળે નહીં ને એવી એવી ઘણી મુસીબતો વેઠવી પડે છે. તેઓ દહાડામાં છ સાતવાર ભાષણ કરે છે. સિવિલ સર્વીસના તથા લશ્કરી અધિકારીઓ કરતાં મિશનરીઓ હિંદુ લોકની રીતભાત વગેરેથી વધારે જાણીતા હોય છે. એ અમલદારો તો દેશી લોકથી અલગને અલગ રહે છે, પણ ધર્મોપદેશકો અને ઝનાનાની સ્ત્રી ધર્મોપદેશકો બધી વર્ણના લોક જોડે મળેછેહળેછે તથા તેમને વિશે ઘણું જાણે છે. આખા હિંદુસ્તાનમાં લોકોની રીતભાત વ-

ગેરે જાણવાના મારા પ્રયત્નમાં બીજા યુરોપીઅનો કરતાં ધર્મોપદેશકો તરફથી મને વધારે ખબર મળી છે. કેટલાક અપવાદ સિવાય, હિંદુસ્તાનના સિવિલ તથા લશ્કરી અમલદારો હિંદુ લોકપર ઘણો ધિક્કાર તથા અવિશ્વાસ દેખાડે છે, તથા તે ગરીબ લોકને એવા ગણેછે કે ઘણીખરી હોટેલો (વીશી)માં "નોકરોને હેરાન કરવા નહીં." એવી જાહેર ખબરો ચ્હોડેલી મેં જોઈ છે.

હિંદુસ્તાનમાં ગામડામાં લોક કેમ રહે છે તે જોવા મેં બનતું કર્યુંછે. આગ્રેથી ફત્તેપુર સીકરીની બધી મળી ૫૦ માઇલની મુસાફરીમાં અમે ઘણાં ગામડાંમાં થઇને ગયાં હતાં. અમારી જોડે મી. પોટર નામે મિશનરી હતો તેને ગામડામાં ઘણાં જણ જોડે ઓળખાણ પીછાણ હતું. રસ્તાપરના દેખાવ જાત જાતના તથા મનોહર હતા. હિંદુસ્તાનમાં જાનવરો પુષ્કળ છે. લોકો જંગલી જાનવરને મારતા કે ઇજા કરતા નથી તેથી તે ઝટ હળે એવાં હોય છે. મીનાર નામે પક્ષીઓ રસ્તે ઘોડા આવતા હોય તો ખસી જવાનીએ તસદી લેતાં નથી. ગીધ ને કાગડા રસ્તામાં બેસી રહે છે. બગલાં, બતકો, મોર, સારસ, લક્કડખોદ, કબૂતર, ખિસકોલી વગેરે જાત જાતનાં જાનવર તથા પંખી તળાવપર રમતાં છાપરે છાપરે કુદતાં કે ઝાડપર ચઢતાં જણાય છે. ગામડાંમાં કુત્રાને કોસ જોડેલા હોય છે. તે ચાલ્યાજ કરે છે. બધે ભીખારીઓ ઘણા હોય છે. એક જગામ્હે તો એટલા બધા હતા કે મેં ગામના મુખીને રૂપીઓ આપ્યો તેની તેણે પાઇઓ કરાવીને વ્હેંચી. તેની પછાડી બધું ટોળું બુમો પાડતું ગયું. ભીખારીઓ ઘણે ભાગે અપંગ કે રગતપીતીઆ હોય છે. આ રોગ ઘણું કરીને હમેશના ભૂખમરાથી થાય છે. એક ગામમાં કેટલીક છોકરીઓ અમારી પાછળ પૈસા માગવાને બૂમો પાડતી હતી. તે હરામખોરો પુષ્ટ હતી તેથી તેમને અમે કાંઈ આપ્યું નહીં. તેમાંની એકાદ પાસે એક સરસ કુરકુરીઉં હતું તે બૈરાંઓએ જોયું. તે જોઈ તે છોકરી બોલી કે મેમસાબ કુરકુરીઉં બહુ ભૂખ્યું થયું છે.

હિંદુસ્તાનના ગામડાના લોકના બે વર્ગ કરી શકાય. એક ખેતી કરનાર અને બીજો ખેડુતોને સારૂ પરચૂરણ કામ કરનાર. ગામનો મુખી હોયછે તે આ બીજા વર્ગમાં આવે છે. તેને લોકોએ પસંદ કરેલો હોયછે. તે તથા

છ સાત આદમીની મંડળી મળી બધો વહીવટ કરે છે. તેથી ઉતરતે નંબરે ગામનો તલાટી છે. પછી ગોર ને તે પછી હજામ. હજામનો ધંધો બહુ અગત્યનો છે. તે હજામત કરે, ચંપી કરે, નખ ઉતારે અને વૈદું પણ કરે. તે ઉપરાંત બીજા વર્ગમાં કુંભાર, લુહાર, સુથાર, ધોબી, ભીસ્તી, દરજી, મોચી, ચોકીઆત (જે અમારી પછાડીજ ફરતો) તથા ઢેડ આવે છે. લોક ગમે એવા ગરીબ હોય પણ લૂગડાં ઘેર ધોતા નથી, ધોબીનેજ આપેછે. ધોબીની જુદી નાત હોય છે. મોટા ગામડામાં વળી નિશાળનો મહેતાજી હોય છે. તે સિવાય વૈદ, જોશી, ગાંધી, અને ભૂત કહાડનાર ભૂવા હોયછે. મને લાગે છે કે આ બધા ધંધાદારીઓને જમીનની ઉપજમાંથી મહેનતાણા બદલ અનાજ વગેરે આપવામાં આવેછે. ખેડુતને ઓછું વત્તું મળે તે માફક તેમને મળે. ખેતીનું કામ અસલી જમાનાની રીતે ચાલે છે. જમીન બહુ રસાળ છે તેથી ખાતરની જરૂર હોય તેમ લાગતું નથી. જરૂર હોય કે ન હોય પણ ખાતર પૂરાતું નથી. છાણનાં છાણાં કરીને લોક બળતણના કામમાં લે છે. ભીંતોપર એવાં છાણાં સુકવેલાં જોઇ અમને બહુ નવાઈ લાગી.

ગામડામાં દુકાનદાર પણ અગત્યનો માણસ છે. પણ તે બીજા બધાથી જુદો પડે છે. તે પૈસાની ધીરધાર કરે છે; અને મૂર્ખ ખેડુતો તેના હાથમાં સપડાઈ તેના ગુલામ બને છે. શહેરના મજુર કરતાં ગામડાના લોક તંદુરસ્ત હોય છે. પણ એકંદર જોતાં દેશમાં દરિદ્રતા ઘણી છે. વસ્તીનો $\frac{1}{4}$ ભાગ ઘણું કરીને આખા જન્મારામાં એકે વખત પેટ ભરીને ખાવા પામતો નથી.

શહેરના મજુર અઠવાડીઆનો સરેરાસ એક રૂપીઓ કમાય છે. વખતે તેની બાઇડી ચારેક આના કમાતી હોય છે. મજુર તથા તેનાં બૈરાં છોકરાં રોટલો અને તેની સાથે દાળ તથા થોડું શાક અને મરીમીઠું ખાઇ જીવે છે. જો ચાર છોકરાં હોય તો બધાં દિવસમાં એક વાર ખાઈ નિભાવે છે, અને તે પણ વળી થોડું. ઘર, બળતણ, લૂગડાં ને ખાવાનું એજ એમની જરૂરીઆતની ચીજો છે. છ માણસના કુટુંબને લૂગડાં સિવાયની જરૂરીઆતની ચીજોનું અઠવાડીઆમાં એક રૂપીઓ છ આના ખર્ચ થાયછે. એનો હીસાબ મેં સંભાળથી કાઢયો છે. એક રૂપીઓ છ આના એટલે

કમાણી કરતાં બે આના વધારે અને લૂગડાં તો બાકી રહે છે. તેના બાર મહીનાના છસાત રૂપીઆ પડે છે. તે વળી જેમ તેમ કરકસરથી કરવાં પડે છે. આગ્રાની સ્રી ધર્મોપદેશકોએ મને કહ્યું કે આગ્રા તથા દિલ્લીમાં કેટલીક વિધવાઓ મહીને એક રૂપીઆમાં પોતાનો નિભાવ કરે છે। દુકાળ પડે કે મરકી ચાલે ત્યારે એ લોક સપાટામાં માખીઓ પેઠે મરી જાય તેમાં કાંઈ નવાઈ નથી. અંગ્રેજ સરકારનું રાજ્ય થયું તે પહેલાં વર્ષમાં લાખો માણસો એ રીતે મરતાં.

અંગ્રેજ લોક રોજ કામ કરે છે તેનો પાંચમો ભાગ હિંદુઓ કરી શકે છે. વધારે કામ કરવાનું બળ તેમનામાં નથી હોતું. મૅન્ચેસ્ટરના કારખાનામાં પુરૂષ, સ્રી અને છોકરાં કામ કરે તેટલાજ કામ સારૂ આગ્રા તથા કાનપુરનાં કારખાનાંમાં ત્યાં કરતાં ત્રણ ઘણાં માણસ રાખવાં પડે છે. હિંદુસ્તાનમાં લોકહિતાર્થ ઉપાયોના ઘણા ગુચવણ ભરેલા સવાલ છે. નહેરો ખોદીને અને બીજાં બાંધકામથી વધારે જમીન ખેડાણમાં લેવાય નહીં અને ખોરાકની કીમત ઘટે નહીં ત્યાં લગી દુકાળ નિયમિત વખતે આવ્યા જવાના. ઇંગ્લાંડમાં દરેક માણસની વર્ષ દહાડાની સરેરાસ કમાઈ ૩૩ પૌંડ છે; ફ્રાન્સમાં ૨૩ પૌંડ છે. તુર્કસ્તાન યુરોપમાં સૌથી દરિદ્ર દેશછે તેમાં પણ ૪ પૌંડ છે, પરંતુ હિંદુસ્તાનમાં તો ૧ પૌંડ ૧૫ શિલિંગજ છે. અને એમાં વધારે ભાગ પાડવાને વસ્તી તો વધતીજ જાય છે.

---

## પ્રકરણ ૨૨ મું.

### દિલ્લી.

દિલ્લી દુનીઆના પ્રાચીન શહેરોની પંક્તિનું છે. બહુજ પ્રાચીન કાળથી હિંદુસ્તાનના રાજ્યવિષયમાં દિલ્લીનો ભાગ અને દિલ્લીની સત્તા ચાલી આવી છે. ઈ. પૂ૦ દોઢ હજાર વર્ષ ઉપરનો એનો સ્પષ્ટ ઇતિહાસ છે. દિલ્લીથી ચાર માઇલપર ઇંદ્રપ્રસ્થ નગરનું ખંડેર છે. તેની હયાતી જોશુઆના વખતમાં હતી એમ કહેવાય છે. જમના નદી તથા રિજની વચ્ચે આવેલા મોટા મેદાનમાં સાત પાયમાલ થએલાં શહેર છે. તેના ભવ્ય ગઢ, આરસના મહેલ, મોટા કુવા અને શોભાયમાન દેહેરાં ૧૨ કે ૧૫ માઇલ લગી આવેલાં છે. જો એ યુરોપમાં હોય તો કેટલા કેટલા મુસાફર જોવા જાય.

જુલમી રાજાઓએ મનમાં તુરંગ આવ્યાથી કીર્તિ થવાને પોતપોતાની જુદી રાજધાની કરવાને પોતાના નામનાં કેટલાંક શહેરો વસાવેલાં છે. તેઓ જુનાં નગરોની સાથે નવાં બંધાવીને આખી વસ્તી ત્યાં જોર જુલમથી વસવા લઇ જતા. **તઘલખાબાદ**માં એક ગઢ, તેર દરવાજાવાળો મોટો કિલ્લો તથા એક મોટું ષટ્કોણ મકાન છે. એનું નામ લડાઈઓમાં ફતેહ પામેલા ગાઝીખાન તઘલખ નામે એક સાહસિક નરના નામ પરથી પાડયું હતું. એના જેવી ઉથલપાથલ જીંદગીવાળાં માણસ પૂર્વનાં રાજ્યમાંજ સંભવે. શરૂઆતમાં તે તુર્કી ગુલામ હતો. તેને બાદશાહે **પંજાબ**નો સુબો બનાવ્યો. તેના બદલામાં એણે બાદશાહને મારી નાંખ્યો અને ગાદી પચાવી પડ્યો. તેના વંશજોએ આશરે સો વર્ષ રાજ્ય કર્યું. એ સઘળા જંગલી તથા જુલમી હતા. તેમના વખતમાં બહુ બખેડા થતા તથા પ્રજા ઘણીજ દુર્દશામાં હતી. એમાંનો એક તો કૂતરા પાસે માણસનો શિકાર કરાવતો અને માણસોની કતલ કરતો. તે જગા હજી દેખાડવામાં આવે છે. જ્યારે વિજયી તૈમુરે ચડાઈ કરી અને તેની સેના ફરી વળી, ત્યારે મુસલમાનોનાં બંડ તથા હિંદુઓના બળવાથી નબળા થઈ રહેલા તઘલખ વંશનો અંત આવ્યો. તૈમુરે તે વખતની રીત પ્રમાણે પાંચ દિવસ સુધી કતલ ચલાવી હતી. તે વેળા રસ્તામાં તો મુડદાંના ઢગલે ઢગલા હતા. એ વખતનાં ગીધ તથા શિયાળવાંનાં વંશજ હજુ પણ **તઘલખાબાદ**માં છે.

**દિલ્હી**ના ઇતિહાસમાં આ બધું ઘણીવાર ફરી ફરી બન્યું છે. અમે એક પછી એ શહેરનાં ખંડેરોની શોભા જોતાં, બાદશાહોના વૈભવથી ચકિત થતાં તથા પ્રજાના દુઃખનો દુઃખી અંતઃકરણે વિચાર કરતાં ચાલ્યાં. છેલ્લો નવા **દિલ્હી**નો ગઢ આવ્યો. **જેનરલ નિકલસન**ના હાથ નીચેના અંગ્રેજી લશ્કરની ટુકડીએ ૧૮૫૭માં એમાંથી છેલ્લા મુગલ બાદશાહને હાંકી કાઢયો હતો. તે પાંચ વર્ષ **રંગુન**માં રાજ્યનો બંદીવાન રહી મરણ પામ્યો.

**દિલ્હી**નો હાલનો રાજ્યકર્તા કાશ્મીર દરવાજા પાસે એક સાધારણ બંગલામાં રહેછે. તેણે એ પદવી કતલ કરીને કે જીત મેળવીને મેળવી નથી, પરંતુ સિવિલ સર્વીસની પરીક્ષા આપી મેળવી છે. એ રીત આગલી રીત કરતાં બહુ શાંત અને નમ્ર છે. એ બધાં પાયમાલ થઈ ગયેલાં

શહેરોની વિસ્તારથી વિગત આપી વાંચનારને કંટાળો આપતો નથી. એ સર્વ સુશોભિત મસ્જીદો, નાજુક જડાવ કામની કબરો, કોતરેલા આરસના મહેલ, હમામખાનાં, અબરખનો ચળકાટ તથા હવાખાનાંવાળા સુંદર બાગ એ સહુ આ લખતીવેળા મારા મનમાં તરી આવે છે, અને તેમાંના કયા કયા શાના શાના છે તે વિશે ગુંચવાડો થયો છે. એ, હિંદુસ્તાનમાં મુસલમાની કારીગરીનો ઉદય, ચઢતી તથા ક્ષીણાવસ્થાનો પૂરો ચિતાર આપે છે. **દિલ્લી** જનારનું તરત ધ્યાન ખેંચે એવાં મકાનોનું જ ટુંક વર્ણન આપીશ.



**કુતુબ મિનાર.**

તેરમા સૈકામાં પહેલ વહેલું સ્થાયી મુસલમાની રાજ્ય થયું તેના પહેલા સુલતાન કુતબુદીનના વખતમાં બંધાએલો **કુતબ મિનાર** એમાં મુખ્ય છે. હજી લગી તે એવોને એવોજ છે. આખી દુનીઆમાં એ મિનારો સૌથી ઉંચો છે. તે જુના **લાલકોટ** ગઢના ખંડેરમાં આવેલો છે. એ ગઢની ગંજાવર દિવાલો મિનારાની મસ્જીદની આસપાસ આવેલી છે. અગીઆરમા સૈકામાં એ હિંદુઓનો કિલ્લો હતો. **કુતુબ મિનારાની** ઉંચાઈ ૨૩૮ ફીટછે. તળીએ એનો વ્યાસ ૫૦ ફીટ છે. તે પાતળો થતો થતો ટોચે ૯ ફીટના વ્યાસનો થાય છે. એને પાંચ માળ છે. નીચલે માળે ૨૪ બાહ્યગોળ ખાંચા છે. એ બહાર નીકળેલી આકૃતિયો

અર્ધગોળ અને કાટખુણાકૃતિની છે. બીજે માળે એ આકૃતિયો અર્ધગોળ છે; ત્રીજેમાળે ખુણાવાળી છે. ચોથો માળ લાંબા સીધા નળા જેવો છે અને પાંચમે માળે થોડો ભાગ સાદો તથા થોડો ભાગ ખાંચાવાળો છે. દરેક માળને ફરતો શોભિતો ઝરૂખો છે. બધે કુરાનના લેખ કોતરેલા છે. અંદર ચઢવાના ગોળ દાદરને ૩૭૫ પગથીઆં છે. ઉપર અમે ઘણીવાર સુધી રહ્યાં. ત્યાંથી મેદાન, તથા નાશ પામેલા ગઢની દિવાલો જણાતી હતી. આ બુરજના જેવો સંપૂર્ણ તથા ઉંચો* આખી પૃથ્વીપર બીજો એકે નથી. ત્યાંનું કોતરકામ જાણે કાલે કર્યું હોય તેવું તાજું જણાય છે. આખા મિનારામાં કોઈ ઠેકાણે કારીગરીમાં ભૂલ કે ખામી નથી. તેજ અરસામાં બંધાએલા ફ્લૉરેન્સમાંના ગિઓટોના ઘંટના બુરજ સિવાય આ બુરજની સુંદરતા બીજા કશા જોડે સરખાવાય તેમ નથી.

હાલના **દિલ્હીથી** ૧૧ માઇલને છેટે **કુતુબ મિનાર** આવેલો છે. ત્યાં ગયાં તથા આવ્યાં તે બંને રસ્તાપર સુશોભિત જુની ઈમારતો હતી. તેમાં હુમાયુની શોભાયમાન કબર સૌથી જોવા લાયક છે. તેની આસપાસ બાર એકરનો મોટો બાગછે. બાગમાં જવાના લાલ પથ્થરના બે મોટા દરવાજા છે. ત્યાંથી મસ્જીદમાં જવાનો પહોળો રસ્તો છે. એનો આગળનો ભાગ છે તે અર્ધચંદ્રાકાર પોલાણના જેવો વિચિત્ર છે. અંદરના ભાગમાં ત્રણ આરસની કબરો છે. મકાન લાલ પથ્થરમાં આરસ જડીને બાંધેલું છે.

બળવાની વખતે **દિલ્હીપર** તોપો ચલાવી તે તાબે કર્યું ત્યારે બહાદુરશાહના બે કુંવરો આજ મસ્જીદમાં ભરાયા હતા. ત્યાં **મેજર હડસને** તેમને પકડી ગોળીથી મારી નાંખ્યા હતા.

**કુતુબ મિનારની** પાસે કુતુબ–ઉલ–ઈસ્લામની કબર છે. ત્યાંની સુંદર કમાનોની નકશીદાર હાર સારૂ એ મશહુર છે. એ હાર ૩૮૫ ફીટ લાંબી છે. હવે તો એ નાશ પામી છે. એ મસ્જીદની અંદર લોઢાનો પ્રખ્યાત સ્તંભ છે તે આખો અને નક્કર છે. તેનો વ્યાસ ૧૬ ઇંચ છે. તે ૨૪ ફીટ ઉંચો છે અને વજનમાં ૧૭ ટન છે. એ સ્તંભપર લેખ છે તેમાં વાહ્‌લિક લોકોપર ઉપર રાજા ધવે મેળવેલી જીતનું વર્ણન છે એ

* હવે પારિસમાં બંધાએલો લોઢાનો "એફિલટાવર" એથી પણ ઉંચો છે. ભાષાન્તર કર્તા.

થાંભલો ઘણું કરીને ૧૭૦૦ વર્ષનો છે. આવો મોટો ને ભારે લોઢાનો થાંભલો હિંદુઓએ તે વખત ઘડ્યો હતો એ ઘણી નવાઈની વાત છે. **યુરોપ**માં તે પછી ઘણાં વર્ષે એવા થાંભલા ઘડાવા માંડ્યા.

ત્યાંથી પાછા ફરતાં અમે **ઇંદ્રપ્રસ્થ**નું પ્રાચીન નગર જોવા ગયા. સોળમા સૈકામાં હુમાયુએ તથા શિરશાહે એ થોડું ફરીથી બંધાવ્યું હતું. એની ખરીજતી દિવાલો ઘણી જોવા લાયક છે. હવે ત્યાં એક સિવાય બધા દરવાજા બંધ રાખવામાં આવે છે.

ત્યાં એક જુની ખંડીએર મસ્જીદ છે. તેમાં નાનું સરખું બાપ્ટિસ્ટ દેવળ છે. તેમાં નિશાળ બેસે છે અને પ્રાર્થના થાય છે. એની પાસે હુમાયુના પુસ્તકાલયનું અષ્ટકોણ મકાન છે.

ત્યાંથી બે માઈલ **દિલ્લી** તરફ **ફિરોજાબાદ**નો મોટો ગઢ છે. હવે તો એ પાયમાલ થયો છે પણ અસલ બહુ બીહામણો હોવો જોઇએ. એની નીચે **જમના** નદી વહે છે તે પર તે આવી રહેલોછે. તેમાંના એક થાંભલાપર અશોકની આજ્ઞાઓ કોતરેલીછે. એ થાંભલો સળંગ ગુલાબી પથ્થરનો છે. તે ૨૨૦૦ વર્ષનોછે અને તે પરના અક્ષર **હિંદુસ્તાન**માં સૌથી જુનાછે.



**જુમા મસ્જીદ. દિલ્લી.**

નવા **દિલ્લી**માં શાહજહાંની બંધાવેલી **જુમા મસ્જીદ** છે. તે **દિલ્લી**નું નાક છે. કિલ્લાની સામેના બેઠા ખડકપર એ બાંધેલી છે. એમાં દાખલ થવાના ત્રણ રોનકદાર દરવાજા છે. તે પર જવાનાં વિશાળ પગથીઆં છે.

ત્યાંથી મંડપવાળા મોટા ચોકમાં જવાય છે. તે ચોક ૬૦૦ ફીટ લાંબો અને ૨૦૦ ફીટ પોહોળો છે. એને છેડે ત્રણ સંગે મરમરના ઘુમ્મટવાળી મસ્જીદ છે. એ ઘુમ્મટને સુનેરી શિખર છે. બાજુપર ૧૩૦ ફીટ ઉંચા બે સુંદર મિનારા છે. મસ્જીદમાં જવાનાં પગથીઆંથી મકાનનો ભભકો ઘણો વધેછે. સૌથી નીચલું પગથીઉં ૧૫૦ ફીટ લાંબુ છે. ઉપલાં પગથીઆં ટુંકાં થતાં જાય છે. એવાં ચાળીસ છે. મસ્જીદની અંદર વિચિત્ર લેખ તથા નિશાનીઓ છે. એક રૂપીઓ આપીએ છીએ તો એ બધું બતાવે છે. ૭ મા સૈકામાં કયુફિકમાં લખેલું કુરાન, મહમદનો એક જોડો, તેની દાઢીનો એક વાળ અને બીજું ધુળરાખ ત્યાં ઘણું છે.

શુક્રવારે બપોરે અમે એ જોવા ગયાં હતાં. મુસલમાન લોક એ દિવસને પવિત્ર ગણે છે તેથી તે દહાડે ત્યાં હજારો મુસલમાનો રંગબેરંગી પોશાક પહેરી ચોકમાં એકઠા થઈ પ્રાર્થના કરતા હતા તથા કુરાન સાંભળતા હતા.

દિલ્લીનો મોટો કિલ્લો લાલ પથ્થરનો છે. એ ભવ્ય ગઢમાં જવાનું **લાહોર દરવાજો** નામે મુખ્ય દ્વાર છે. બળવા વખતે એ દરવાજાને લીધે અંગ્રેજોને બહુ નુકસાન વેઠવું પડ્યું હતું. ગઢની અંદર ઘણા મહેલ છે, તેમાં **દિવાન-ઈ-ખાસ** સૌથી જોવા લાયક છે. તે આરસનો છે ને માંહી સોનું જડેલું છે. **હિંદુસ્તાન**ના સરસ આરસના કોતરકામના નમુના **દિલ્લી**ના આ ગઢમાંથી મળી આવે છે.

**દિવાન-ઈ-ખાસ**ની સામી બાજુએ **મોતી મસ્જીદ** આવેલી છે. એ તો એક રત્નજ છે. એનું બારણું ઑંઝનું છે. આગલા ભાગમાં ત્રણ કમાનો છે. મકાન બધું શુદ્ધ સફેત આરસનું છે. ૧૬૩૫ માં ઔરંગજેબે એ બંધાવી હતી. તેનું ખર્ચ એક લાખ પૌંડ થયું હતું.

**દિલ્લી** વાયવ્ય પ્રાંતોના વેપારનું મુખ્ય મથકછે. શહેરમાં ચંદની ચોક નામે મુખ્ય રસ્તો છે. તેની વચ્ચે ઝાડની ઘટાવાળી પાણીની નહેર છે. રસ્તાની બે બાજુએ દુકાનો તથા વેપારીઓનાં ઘર આવેલાં છે. તેમના દલાલ બહુ હેરાન કરે છે. પોતાનો માલ જોવાનું કહે છે અને માલની જાહેર ખબરોનાં કાગળીઆં આપણા હાથમાં આપે છે. તેમાં અશુદ્ધ અંગ્રેજીમાં **હિંદુસ્તાન**ની વખણાતી ચીજો કાસ્મીરી શાલો, ચાદરો, કસબી રતકામ, વણાટનું કામ, ઝવેરાત, ધાતુનું કામ, શેતરંજીઓ, માટીનાં વા-

સામ, હથીઆર, બખતર વગેરેની જાહેરખબર હોય છે. તેઓ આપણી પાછળ તેમના પ્રસિદ્ધ ઘરાકના નામ દઈ બુમો પાડતા દોડે છે. એ વર્ષપર સોએક વેપારીઓ કહેતા કે અમે લૉર્ડ રૅન્ડોલ્ફ ચર્ચિલને ઘણો સામન વેચ્યો છે. તે પરથી જણાય છે કે એ વર્ષપર દિલ્લી આવ્યા તે વખત તેમણે હજારો રૂપીઆ ખરચી નાંખ્યા હશે. ત્યાર પછી ડ્યુક ઑફ કલીવલૅંડનું ને પછી લૉર્ડ તથા લેડી બ્રાસિનાં નામ લેવાતાં.



મોતી મસ્જીદ. દિલ્લી.

મુસલમાની કારીગરીની નવાઇઓ દિલ્લીમાં તથા તેની આસપાસ છે તે જોવામાં, નિશાળો તથા બીજાં સ્થળ જોવામાં અમે થોડાક દિવસ ગાળ્યા. એ બધાનું સવિસ્તર વર્ણન આ પુસ્તકમાં અપાય તેમ નથી. જેપુર જવા દીલગીરીથી દિલ્લી છોડવું પડ્યું. બાંધણીની શોભા, ઇતિહાસની બીનાઓ, અથવા હાલની લૌકિક સ્થિતિની બાબતમાં રોમ, કેરો, આથેન્સ કે કૉન્સ્ટાન્ટીનોપલની બરોબરી કરી શકે એવા આ શહેરમાં એકાદ મહીનો રહ્યા હોઇએ તો તે વ્યર્થ ન જાય.

---

## પ્રકરણ ૨૩ મું.

### જેપુરથી મુંબાઈ.

**રજપુતાના**નાં દેશી રાજ્યોનું **જેપુર** મુખ્ય શહેર છે તેથી એ સારૂંજ હશે એમ અમે પહેલેથી ધાર્યું હતું. **હિંદુસ્તાન**ના દેશી શહેરોમાં એ સૌથી સુંદર ગણાય છે. તે શહેર નવું વસાવેલું છે. એના જેટલા પહોળા રસ્તા બીજે કોઈ ઠેકાણે મેં દીઠા નથી. મુખ્ય ધોરી રસ્તો ૧૧૧ ફીટ પહોળોછે. વચ્ચેની શેરીઓ ૫૫ ફીટ પહોળી છે. પાછલી ગલીઓ છે તે પણ ૨૮ ફીટ પહોળી છે. આ બધા રસ્તા એક બીજાને કાટખૂણે છે. શહેરના મધ્ય ભાગમાં મહારાજાનો મહેલ છે. એ મહેલને આઠ માળ છે. ઇમારતની બાંધણી હાલના હિંદુ શ્રીમંતોની રૂચિ પ્રમાણે શણગારેલી છે. **દિલ્લી** તથા **આગ્રા**ની મુસલમાની શુદ્ધ અને સ્વચ્છ કારીગરી જોયા પછી તરત તો અહીંની બાંધણી છે તેના કરતાં વધારે ઢંગવગરની શોભાવાળી લાગે છે. ત્યાંના તબેલા જોવા લાયક છે. તેમાં ૩૦૦ ઘોડા અને ૫૦ હાથી છે. જોઇએ તે કરતાં દશ ઘણા છે. એ રીત તો બધા રાજાઓની છે. મહારાજાએ રાખેલા બાર મોટા વાઘ છે. તેમને પાંજરામાં પૂરેલા છે. તે જોવાની બહુ ગમત પડી. **ઇંગ્લાંડ**માં **રીજન્ટ પાર્ક**માં છે તે તો આ ત્રાસદાયક રાક્ષસોના મ્હો આગળ કાબરચીતરી બીલાડી જેવા લાગતા. આ વાઘ તો પાંજરાના સળીઆ ક્રોધથી અને વિક્રાળ આંખોથી હલાવતા તથા જે કોઈ પાસે જાય તેની સામે દંતીઆં કરી ઘુરકતા. એ ઘણાજ ડરામણા હતા.

હાલનો મહારાજા છે તેને તો પોતાના જનાના તથા તબેલા સિવાય બીજા કશાની દરકાર નથી. એના પહેલાંનો મહારાજા ઘણોજ સારો અને લોકહિત માટે ઉત્સાહી પુરૂષ હતો. પોતાની વીશ લાખ પૌંડની ટુંક પુંજીમાંથી એ શહેરને પૃથ્વીપરના બીજાં સુધરેલાં શહેરો જેવું બનાવી દીધું છે. શહેરમાં બધે ગૅસના દીવા થાય છે. **દિલ્લી** તથા **આગ્રા**માં તો તેલના થોડા ઝાંખા દીવા બાળે છે. તેણે ૭૦ એકરનો એક મોટો બાગ કરાવ્યો છે. એ આખા **હિંદુસ્તાન**માં સૌથી સારો છે. બાગમાં મહેલ કરતાં પણ સુંદર મકાન છે. તેમાં **હિંદુસ્તાન** તથા **યુરોપ**ની કારીગરીની વસ્તુઓનું સંગ્રહસ્થાન છે. ત્યાં **લૉર્ડ મેયો**ના નામનું દવાખાનું છે. તેમાં અંગ્રેજ દાકતર છે. **લૉર્ડ મેયો** એ મહારાજાનો મિત્ર હતો. આખા શહેરમાં પુષ્કળ સ્વચ્છ પાણી પુરૂં પાડવામાં આવે છે. શહેરની આરોગ્યતા તથા ચોખ્ખાઈ પર દેખરેખ

રાખનાર મ્યુનસિપલ કમિટી છે. કેળવણી સારૂ મહારાજાની કોલેજ છે. તેમાં **કલકત્તા** યુનીવર્સિટિને ધોરણે કેળવણી અપાય છે. લગભગ હજાર છોકરા અભ્યાસ કરે છે. તેમને શિખવનાર દેશી પ્રોફેસરો છે. શરૂઆતની કેળવણી આપવાની ૩૩ નિશાળો છે. વળી આ સુધરેલા રાજાએ કન્યાશાળાઓ પણ સ્થાપી છે. તેમાં ૭૦૦ કે ૮૦૦ છોકરીઓ ભણે છે. હિંદુઓમાં એ નવું પગલું છે. શ્રીમંત રજપુતોના છોકરાને ભણાવવાની હાઇસ્કુલ છે. બીજાં જોવા લાયક મકાનોમાં હુન્નર શિખવવાની "સ્કુલ ઓફ આર્ટ" છે. તેમાં છોકરાઓને ચિત્રવિદ્યા, સુથારનું કામ, લુહારનું કામ, શિલ્પ, ઘડીઆળ બનાવવાનું વગેરે સઘળી જાતની **હિંદુસ્તાન**ની પ્રખ્યાત કળાઓ શિખવાય છે. ત્યાંની જેલ **હિંદુસ્તાન**માં સૌથી સારી છે. જે સ્વદેશાભિમાની રાજાએ પોતાના પૂર્વજોનાં ઉડાઉ ખર્ચ કાઢી નાંખી તેને બદલે આવાં લોકોપયોગી કામ કરવામાં પૈસા ખરચ્યા પોતાના ત્રીશવર્ષના અમલમાં એ બધાં પૂરાં કરી પૈસા ચૂકવી દીધા તેને લોકો સંભારે તથા માન આપે તેમાં આશ્ચર્ય નથી.

**જેપુર**ના રસ્તામાં જે લોકો નજરે પડે છે તે બધા **વાવ્યપ્રાંતો** તથા **બંગાળા**ના દુબળા તથા અડધા ઢંકાએલા ભૂખે મરતા લોક કરતાં વધારે જબરા તથા બધીવાતે ચઢિયાતા જણાય છે. તેઓ પાસે પૈસો ઠીક હોય તેમ લાગે છે. **જેપુર**ના ચાર ધોરી રસ્તા જ્યાં મળે છે ત્યાં એક મોટો ફુઆરો છે. ત્યાંના દેખાવ જેવો અમારા પ્રવાસમાં મેં કોઈ ઠેકાણે જોયો નથી. ખુલ્લા મોટા ચોકમાં ફળ, શાક, અનાજ વગેરે વેચવાની દુકાનો છે. કેટલેક ઠેકાણે **મૅન્ચેસ્ટર, કાનપુર** તથા **કાશ્મીર**નો માલ વેચાય છે. રસ્તે બહુ કબૂતર ફરતાં હોય છે. મોટા રસ્તાપર હાથી, ઉંટ, ગધેડાં, બળદનાં ગાડાં તથા પગે ચાલનાર આદમીની ઠઠ પરથી શહેરમાં ધંધો ધીકતો છે એમ માલમ પડે છે. કોઈ રજપુત સરદાર જતો હોય તેનો નોકર આગળ દોડી તેને સારૂ રસ્તો કરાવે છે. તે ધોળા ઘોડાપર બેઠેલો હોય છે. ઘોડાનું જીન લીલું કસબી હોય છે. તેણે બંદુક, તલવાર, બરછી વગેરે જાત જાતનાં હથીઆર સજેલાં હોય છે. વખતે મહારાજાનો ઘોડાવાળો એકાદ ચિત્તો દોરીને ચાલતો હોય છે. સઘળાં ઘર ગુલાબી રંગનાં હોય છે. તે રંગ આકાશના રંગ જોડે તડકામાં ચળકે છે. ઘરનાં છાંપરાંપર વિવિધ રંગનાં વસ્ત્ર પહેરીને સ્ત્રીઓ તથા છોકરાં બેઠેલાં હોય છે. પાસે કે છાપરાની પાંખપર કબૂતર, પોપટ, કાગડા વગેરે પંખીઓ હોય છે. નીચે

દુકાનોમાં બધી જાતનું હાથનું કામ ચાલે છે, કેમકે **હિંદુસ્તાન**માં યંત્ર વપરાતાં નથી. સ્ત્રીઓ સારાં કપડાં પહેરીને દળતી હોય છે. તેઓ દળતાં જાય છે ને ગાતાં જાય છે. પાંચ સાત રંગનાં લુગડાં પહેરી રંગરેજો દુકાનની બહાર લાંબાં લૂગડાં સામસામા ઝાલી તડકામાં સુકવતા હતા. કેટલાક આદમી ગટરમાંથી વાસણવડે પાણી કાઢી નહાતા હતા. કેટલાક પગથીપર બેસી હજામત કરાવતા હતા. બીજા બધા ધંધાદારીઓ પોતાના કામમાં મશગુલ જણાય છે. પીંજારા, કુંભાર, સોની, મોચી, વગેરે અવાજ અને ગરબડ સાથે કામ કરતા હતા. એવો ઉદ્યમી દેખાવ મારા પ્રવાસમાં મેં અહીંજ જોયો.

**જેપુર**ની જુની રાજધાની **આંબેર** જે ત્યાંથી આઠ માઇલપર છે તે જોવા અમે ગયાં હતાં. રસ્તે સારા સારા બાગ તથા રજપુત ઉમરાવોનાં રહેઠાણ હતાં. થોડેક ગયાં એટલે એક મોટું તળાવ આવ્યું તેની વચ્ચે એક જુનો મહેલ છે. ત્યાં જવાને હોડીમાં બેઠા સિવાય બીજો રસ્તો નથી. એ સરોવરને કાંઠે તથા અંદર મગર હતા. તેમને મુએલા ઘોડા ખવડાવવામાં આવે છે. જ્યારે તેમનું ખાવાનું અણાય છે ત્યારે તેઓને પાણીના બહાર આવતા જોવા લાયક છે.

બે માઇલ આગળ ગયાં એટલે જે ટેકરીપર **આંબેર** આવેલું છે તેને તળીએ પ્હોંચ્યાં. અમને ઉપર લઈ જવા એક મોટો હાથી ઉભેલો હતો. મહારાજાની પરવાનગી વગર **આંબેર** જોવા જવાતું નથી. પણ એ પરવાનગી હમેશ મળે છે અને ત્યાં જવાને હાથી તૈયાર હોય છે. પ્રવાસની બધી ચોપડીઓમાં **આંબેર** વિશે તેનો કર્ત્તા લખે છે કે "મહારાજાએ મહેરબાની કરી પોતાનો હાથી મારે હવાલે કર્યો. હાથી આમ શણગારેલો હતો ને તેમ હતો." વગેરે. તે પરથી વાંચનારને લાગે કે રાજાએ તે લખનારને ખાસ કરીને માન આપ્યું હશે. કેટલાકને માન મળે છે; કેટલાક પોતાને હાથે કરીને માન લે છે. નાના મોટા ગમે તેવા હોય પણ હાથી તો બધાને મળે છે. અમારો હાથી ૧૦ ફીટ ઉંચો હતો. તે કલાકે બે માઇલ ચાલતો હતો. હાથીએ પહેલું પગલું ભર્યું કે મારૂં પેટ મારા ગળા આગળ આવી ગયું, બીજે પગલે ગળું પેટમાં જતું રહ્યું. નીચે ઉતરતી વખત બંને એકઠાં થઇ ગયાં. અમે મહારાજાનો ઉપકાર માન્યો, માવતને ખૂશ કર્યો. અને ચાલતાંજ પાછાં ગયાં.

**આંબેર** નવાઈ જેવી જગા છે. ત્યાં થોડા રોગી સિવાય બીજું

કોઈ રહેતું નથી. એ જગા ઘણી ભયાનક છે. એક રસ્તેથી બીજે રસ્તે, બીજેથી ત્રીજે એમ ફાંફાં માર્યા કરો પણ કોઈ કોઈ મગજના ફાટેલા બાવા સિવાય કોઈ મનુષ્ય નજરે પડતાં નથી. કોઈ રાજાએ આવું સારૂં શહેર, મહેલ વગેરે પોતાની પ્રજાને સાથે લઈ શા માટે તજી દીધું હશે તે સમજાતું નથી.

**આંબેર**નો મહેલ કાંઈ વિશેષ વર્ણન કરવા જેવો નથી. એની બાંધણી મુસલમાની છે. પણ જે સ્થળે એ આવેલો છે તે ઘણું રમણીય છે. સરોવરની ઉપર આવેલી ટેકરીના ઢોળાવપર છે. એ ટેકરીને શિખરે મજબુત ગઢ છે. આસપાસની ટેકરીઓપર પણ કિલ્લા છે. બધી ટેકરીઓ વચ્ચે મજબુત કોટ છે. મહેલનો બાગ છે તે છેક તળાવલગી જાય છે. ત્યાંનાં ઘેરાં લીલાં ઝાડપાનથી ઇમારતો બહુ દીપી રહે છે. એ બધાનું પ્રતિબિંબ સરોવરના પાણીમાં પડતું હતું તેનું ચિત્ર મનમાંથી ઝટ ભુસાય તેવું નથી. માનસિંહે ઈ. સ. ૧૫૯૨ માં **આંબેર** બાંધ્યું હતું. બધા રજપુત મહેલોમાં એ સૌથી સારો છે.

**જેપુર**થી અમે **અજમેર** ગયાં. ત્યાંના નવાઈ જેવા રસ્તા તથા બજારોમાં ફરવામાં એક દિવસ ગાળ્યો. એ એક બ્રિટિશ જીલ્લાની રાજધાની છે. તે **રજપુતાના**ની મધ્યમાં આવેલું છે. એનું ક્ષેત્રમાપ ૨૭૦૦ ચોરસ માઇલ તથા વસ્તી ૩,૨૦,૦૦૦ માણસની છે. તેની આસપાસ દેશી રાજ્યો આવેલાં છે.

**અજમેર** રૂનું બજાર છે. **રજપુતાના**ના વેપારનું એ મુખ્ય મથક છે. શહેરને ફરતો દરવાજાવાળો પથ્થરનો કોટ છે. શહેરની દક્ષિણે દરગાહ છે. **હિંદુસ્તાન**ના બધા ધર્મના લોક એને માને છે. પ્રખ્યાત પીર **ખ્વાજા**ને ત્યાં દાટેલો છે. એ ૧૩મા સૈકામાં થઈ ગયો. એનો વંશજ હજી પણ તે મંદિરનો ઉપરી છે. દરવાજા આગળ અમે જોડા ઉતારીને સાથે આણેલાં જાડાં ગરમ મોજાં પહેર્યાં. આરસની જમીન બહુ ટાઢી લાગે છે. અંદરના ભાગમાં બે કે ત્રણ મસજીદો ને પીરની કબર છે. ત્યાં દાખલ થવાની રૂપાની કમાન છે. એક ઊંડો કુંડ ખડકમાંથી ખોદી કાઢેલો છે. તેમાં જાત્રાળુ લોક ન્હાય છે.

શહેરની બહાર ટેકરીના ઢોળાવપર એક જૈન દેહેરૂં છે. અલ્તમશે અઢી દહાડામાં એ દેહેરાની મસજીદ બનાવી દીધી હતી. ત્યાંની મુસલમાની કારીગરી વખાણવા જોગ છે.

શહેર બહાર મોટા બાગવાળા મેદાનમાં **મેયો કોલેજ**છે. **અર્લ ઓફ મેયો**એ તે ઈ. સ. ૧૮૭૦માં સ્થાપી હતી. **રજપુતાના**ના રાજાઓ તથા સરકાર બંનેને ખર્ચે એ ચાલે છે. એનો ઉદ્દેશ રજપૂત અમીરોને યુરોપીઅન વિચાર પ્રમાણે કેળવણી આપવાનો છે.

**અજમેર** શહેરમાં જે તળાવમાંથી પાણી પૂરૂં પાડવામાં આવે છે તે શહેરથી એકએ માઈલ ઉપર છે. એ આખા **હિંદુસ્તાન**માં સૌથી સુંદર ગણાય છે. એનો વિસ્તાર છસાત માઈલ હશે. તેની આસપાસ ઉંચી ટેકરીઓ આવી રહી છે. એને કાંઠે **રેસિડેંટ**ની આરીસો તથા ઘર આવેલાં છે. વળી એક જુનો ઉનાળામાં હવાખાવાનો સફેત આરસનો મહેલ પણ છે, તેની આસપાસ બાગ આવેલા છે. ત્યાંથી આખું તળાવ તથા તેની આસપાસના પર્વતો દેખાય છે. **અજમેર**માં જુનાં ઘર તથા ઉંચી ચોટાં ઘણાં છે. **હિંદુસ્તાન**નાં જે જે શહેર અમે જોયાં તેમાં **બનારસ** બાદ કરતાં **અજમેર**માં ચિતારાને ચિત્રના વિષય સૌથી વધારે મળે તેમ છે. શહેર તથા તેની પડોસની ઈતિહાસમાં પ્રસિદ્ધ થયલી જગાઓ વિશે વધારે માહીતી મેળવવાનો અમને વખત ન મળ્યો તેથી ઘણાં દીલગીર થયાં.

બીજે દહાડે અમે **અમદાવાદ** ગયાં. એ વૃદ્ધિ પામતા શહેરની વસ્તી ૧,૨૦,૦૦૦ માણસની છે. **હિંદુસ્તાન**ના ઈતિહાસમાં એ શહેર પણ ઘણું નામીચું છે. ત્યાં જાત જાતની મુસલમાની કારીગરીનાં સુંદર મકાન ઘણાં છે. ઘરોમાં પણ કોતરકામ સારૂં છે. લાકડાની કોતરણી સારૂ **અમદાવાદ** પ્રસિદ્ધ છે. **ગુજરાત**નાં ઘણાં ઘરનાં બારીબારણાં કોતરણીનાં હોય છે. અગાઉ એ શહેર પશ્ચિમ **હિંદુસ્તાન**માં ઘણું મોટું હતું. તે વખત તેમાં ૯,૦૦,૦૦૦ માણસ વસતાં. **સાબરમતી** નદીને ડાબે કાંઠે એ આવેલું છે. નદી ૫૦૦ યાર્ડ પોહોળી છે. એના જુના કોટની અંદર આશરે બે ચોરસ માઈલ જગા આવેલી છે. કોટને ચૌદ દરવાજા છે. પચાસ પચાસ વારને અંતરે બુરજ તથા વાંક છે. **ગુજરાત**ના બીજા મુસલમાન બાદશાહ અહમદશાહે એ કોટ પંદરમા સૈકાની શરૂઆતમાં બંધાવ્યો હતો. તેણે શહેરને પોતાનું નામ આપ્યું.

એક જુની કહેવત છે કે **અમદાવાદ** ત્રણ તાંતણાપર છે.—કસબ, રેશમ અને સુતર. હાલ પણ એ ત્રણ વેપારની મુખ્ય વસ્તુઓ છે. વસ્તીનો મોટો ભાગ રેશમ તથા જરીકસબનું કામ કરે છે. આખા **હિંદુસ્તાન**માં સુનેરી તથા રૂપેરી કિનખાબ વગેરે થાય છે તે બધાનો કસબ **અમદાવાદ**માં વણાય છે. રસ્તાપરની દુકાનોમાં વણકરો સુતરાઉ કાપડ વણતા નજરે પડે છે.



**રાણી સિપરીની મસ્જીદની બારી તથા કઠેરો. અમદાવાદ.**

શહેરમાં સુંદર મકાનો ઘણાં છે. તેમાં વિશેષતા એ છે કે એમાં હિંદુ તથા મુસલમાની બાંધણીનો સંયોગ થયલો છે. **દિલ્લી, આગ્રા** તથા **આંબેરમાં** તો ફક્ત મુસલમાની કારીગરી છે, પણ અહીં તેમાં હિંદુ તથા જૈન કારીગરી દાખલ થએલી છે. મસ્જીદોમાં પણ અંદરના ભાગ હિંદુ કારીગરીના છે.

પહેલ વહેલાં અમે કિલ્લામાં સિદી સૈયદની બારી જોવા ગયાં. હાલતો એ સરકારી આફીસ તરીકે વપરાય છે. એવી પાંચ બારીઓ છે. આરસની જાળીવાળી કોતરણીનો એ આખી દુનીઆમાં અદ્‌ભુત નમુનો છે.



**સિદી સૈયદની બારી. અમદાવાદ.**

એમાંની સૌથી સુંદર છે તેનું આ ચિત્ર **મી. શેપર્ડ ડેલે** છબીપરથી કહાડેલું છે. તે પરથી એની બારીક બારીક કારીગરી કેવી મનોહર છે તેનો સહજ વિચાર આવશે. **આગ્રા** તથા **દિલ્લી**માં ઘણુંએ આરસની વેલનાં કોતરકામ જોયાં. પણ આ મનોહર બારીને એકે પ્હોંચે નહી. **અમદાવાદ**માં જે મસજીદોછે તે ઘણી સારી છે પણ વિશાળતા માટે વખણાતી નથી. તેમાં, જુમા મસજીદ, રાણીની, અહમદશાહની, શાહ આલમની તથા રાણી સિપરીની મસજીદ એ જોવા લાયક છે.

રાણી સીપરી અહમદશાહના છોકરાની સ્ત્રી થતી હતી. તેણે પંડેજ પોતાની મસજીદ તથા કબર બંધાવી હતી. ઈ. સ. ૧૪૩૧માં એ પૂરી થઇ હતી. આ નાનું સુંદર મકાન વિલક્ષણ છે. તેની આગલી બાજુએ બેવડા તથા પાછલી બાજુએ એકવડા થાંભલા છે. બધા મળી ૧૦ છે. લ-

ખેલા વર્ણન કરતાં, આ પાનાપરનું ચિત્ર જોયાથી એની બાંધણી તથા શોભાનો ખ્યાલ આવશે.



શેઠ હઠીસીંગનું દહેરૂં. અમદાવાદ.

**અમદાવાદ**માં બીજી જોવા લાયક જગા તે હઠીસીંગનાં જૈન દેહેરાં છે. હઠીસીંગ નામે શ્રીમંત જૈન વેપારીએ ૪૦ વર્ષપર એક લાખ ઉપર રૂપીઆ ખરચી એ બંધાવ્યાં હતાં. એનાથી અસલી દેહેરાં કરતાં એની કોતરણી તો ઉતરતી છે પણ તે સિવાયની શોભા ઘણી સારી છે. મોટી ઈમારતની પછવાડી વિશાળ બાગમાં દેહેરાં આવેલાં છે. એ હવેલીમાં હઠીસીંગનું કુટુંબ રહે છે. ઈમારત નીચેથી જવાનો કમાનવાળો દરવાજોછે. દેહેરાની આસપાસ ૫૬ કમાનોવાળી ફરતી પડાળી છે. તેના થાંભલા બહુ સારા કોતરેલા છે, વચ્ચેનો ચોક ૧૫૦ ફીટ લાંબો અને ૧૦૬ ફીટ પ્હોળો છે.

અમારે એકજ દહાડો રહેવાનું હતું તેથી જે જે જોવા લાયક હતું તે ઉપર ઉપરથી જોયું. બધું બરોબર જોતાં તો એકાદ અઠવાડીઉં થાય.

**અમદાવાદ**થી સાત માઈલ ઉપર સરખેજનો રોજો છે. પૂર્વ તરફના રાજાઓના એવા એવા તુરંગ થાય છે કે "અરેબીઅન નાઇટસ" માંની અસંભવિત વાર્તાઓ પણ બને એમ માનવાની વૃત્તિ થાય એમ લાગેછે. ૧૫ મા સૈકામાં મહમદ બેગડાને શહેરથી આઘે હવા ખાવાનું મકાન બનાવવાની ઈચ્છા થઇ. તેણે ૧૮ એકરનું ૩૦ ફીટ ઊંડા પાણીવાળું એક મોટું તળાવ ખોદાવ્યું. તેમાં ચારે તરફ સરસ પગથીઆં કરાવ્યાં. ઉપર કાંઠે મહેલોની હાર કરાવી, ત્યાં પોતાના માનીતા વજીરને દટાવી તેની કબર કરાવી. એ કબર હાલ બનાવતાં ૫૦,૦૦૦ પોંડ થાય. પોતાની રાણીને દટાવી તેની પણ શોભાયમાન કબર કરાવી અને પોતાને સારૂ પણ એક કબર કરાવી મુકી. તેની પાછળ એણે એક બીજી સુંદર મસ્જીદ બંધાવી છે. તે ફક્ત **આગ્રાની મોતી મસ્જીદ**થીજ ઉતરે એવી છે. એ બધું હાલતો વેરાન થઈ પડયું છે. કોઈ કોઇ મુસાફરો સિવાય ત્યાં બીજું કોઈ જતું નથી.

**અમદાવાદ**થી ઉપડી અમે **હિંદુસ્તાન**ની છેલ્લી જોવા લાયક જગા **મુંબાઈ** આવ્યાં. **મુંબાઈ**નું બારૂં ઘણું સારૂં છે. લંગર કરવાની જગા જોઇએ તેટલી છે તથા મોટા મોટા ડક્કા ને ગોદીઓ છે. **કલકત્તા** કરતાં **મુંબાઈ** શહેર ઘણું વધારે સુંદર છે. ત્યાંનાં સારાં સારાં મકાનો એક રમણીય મેદાનમાં આવેલાં છે. તેની તથા સમુદ્રની વચ્ચે ફક્ત ઘાસનો વિસ્તાર છે. મકાનોની પાછળ શહેર આવેલું છે. શહેરની પછવાડી બારૂં છે તે ૧૦ માઈલ પ્હોળું છે. તેમાં નાના બેટા છે અને તે પાછળ પર્વતની હાર આવેલી છે.

હિંદુસ્તાનનાં બીજાં શહેરોથી અહીંની વસ્તી જુદાજ પ્રકારની નજરે પડેછે કેમકે પારસીઓ ઘણાછે. તેઓ પોતાના ઉત્સાહ, સાહસ તથા કેળવણીને લીધે મુંબાઈ ઈલ્લાકામાં બહુ આગળ પડ્યાછે. ૧૧૦૦ કે ૧૨૦૦ વર્ષપર મુસલમાનોએ જ્યારે ઈરાન જીત્યું ત્યારે તેઓ ત્યાંથી નાસી સુરતમાં આવી વસ્યા હતા. હાલમાં તેમની વસ્તી ૭૦૦૦૦ માણસની છે, તેમાંનો ઘણો ભાગ મુંબાઇમાંજ છે. તેઓ અંગ્રેજી સારૂં બોલી શકે છે. તેમની બધી નિશાળોમાં એ શિખવાય છે. તેઓ એકેશ્વરને માને છે તથા પાંચ તત્વો અને તેમાં અગ્નિને મુખ્ય કરીને દેવનું દશ્ય સ્વરૂપ માનેછે. તેમના ધર્મનો સ્થાપનાર ઝોરોસ્ટર હતો. એને વિશે એવી દંતકથા ચાલે છે કે યહુદી પેગંબર દાનીએલનો તે શિષ્ય હતો. એમના ધર્મમાં નીતિનો ઘણો બોધ છે. મનસ્ની, કુનસ્ની, ગવસ્ની, (સુવિચાર, સુવાકય, સુકૃત્ય.) એ મુખ્યની નીતિ વચનો છે. તે માટે તેઓ ત્રણ પાટીની કસ્તી પ્હેરી રાખે છે.

પારસી ધર્મમાં તેમનાં મુડદાંને દાટવાની રીત વિચિત્ર છે. મુંબાઈનું પારસી દોખમુંછે તે જોયા વિના કોઇએ મુંબાઈથી જવું જોઇએ નહીં. મલબાર હિલપર એક સુંદર બાગમાં એ છે. તેની આસપાસ ધનવાન વેપારીઓના બંગલા આવેલા છે. દૂર સમુદ્ર દેખાય છે. એ દોખમું બહુ અજાયબ જેવું છે. બાગમાં જવાનો રસ્તો જાહેર નથી. અંદર પારસી સિવાય બીજા કોઈને દાખલ થવા દેતા નથી. પારસી પંચાયતના સેક્રેટરીની અમારી પેઠે રજા લીધી હોય તો અંદર જવાય છે. પગથીઆં ચઢીએ છીએ એટલે બંદગી કરવાની જગા આવે છે. ત્યાં નિરંતર સુખડ અને ધૂપ બાળવામાં આવે છે. અગ્નિ કદી હોલવાતો નથી. અમને છેક અંદર તો ન જવા દીધાં પણ બહારનાજ રવેશપરથી મુંબાઈ શહેર, બારૂં તથા દૂરના ઘાટનો દેખાવ દીઠો. બીજી બાજુએ, ટેકરીના ઢોળાવપર સમુદ્ર લગી જતો બાગ છે. તેમાં જાત જાતનાં ઝાડ છે. વચ્ચે પથ્થરની પાંચ ગોળ બાંધણી છે. તેની આસપાસ ગીધનાં ટોળે ટોળાં બેઠાં હતાં. તેમને જોઈ કંટાળો આવે છે. આસપાસનો સુંદર દેખાવ તેમણે ઢાંકી નાંખ્યો હતો. તેઓ શાંત થઇ બેઠાં હતાં. શબ વહન સમયે જેવો દરવાજો ઉઘડવાનો અવાજ સંભળાય કે તેમનામાં હાલચાલ થવા માંડે છે. જેમ



એલીફંટાની ગુફાનું મંદિર.

જેમ શબ લાવનારા પાસે આવે તેમ તેમ ઘોંઘાટ વધતો જાય. મુડદાની પાછળ ડાધુ પ્રાર્થના કરતા કરતા આવે છે. તેમની પાછળ એક આદમી એક ધોળા કુતરાને દોરીને ચાલે છે. એ શ્રદ્ધાનું ચિહ્ન છે. પછી ધોળા ઝભ્ભાવાળા અધ્યારૂનું ટોળુ તથા મરી ગએલા આદમીનાં સગાંવહાલાં આવે છે. તેમણે બે વચ્ચે એકેકો રૂમાલ હાથમાં પકડેલો હોય છે. એ લાગણીનું ચિહ્ન છે. બંદગી કરવાની જગા આગળ પ્હોચ્યા પછી પેલા ડાધુઓ બંદગી કરે છે અને મુડદું ઉચકનારા રવાન લઈને પેલા "શાંતિસ્થાન" આગળ જાય છે. પછી તેઓ મુડદાને અંદરની બાજુએ ઓટલા જેવું છે તેમાં બહારથી કોઈથી ન જણાય તેમ વસ્ત્રહીન મુકે છે. જેવા તે પાછા ફરે છે કે ગીધ બધાં તૂટી પડે છે. પેલા પ્રાર્થના કરનારા પૂરી કરી રહે તે પહેલાં તો દસ મીનીટમાં શબનું લોહીમાંસ પીજઈ હાડપીંજર બનાવી દેછે. ત્રણ ચાર અઠવાડીઆં એ હાડપીંજર સૂર્યના તડકામાં ખુલ્લું રહેવા દેછે. તે હાડકાં એકઠાં કરી એક કુવામાં માન સાથે મુકેછે. ત્યાં નાના મોટા બધા પારસી સાથે ધૂળમાં મળી જાય છે.

જો વખત મળ્યો હોત તો **બંગાળા** ઇલાકામાંની ગુફાઓ જોવાની અમારી મરજી હતી. મુંબાઈથી સાત માઇલિ ઉપર **એલીફંટા(ઘારાપુરી)**ના ટાપુપર જે ગુફાનાં મંદિરો છે તેજ અમે જોઈ શક્યાં. એ ગુફા એક ખડકમાંથી કોરી કાઢેલી છે. છાપરૂં ટેકવી રહેલા થાંભલા સફાઇથી કોતરી કાઢેલા છે. ભીંતોમાં ભવ્ય મૂર્તિઓ છે. તેમાં જે સૌથી મોટી છે તે ૧૯ ફીટ ઉંચી છે. **મુંબાઈ** જ્યારે પોર્ટુગીઝ લોકોના હાથમાં હતું તેવારે તેમણે ત્યાં તોપો ફોડી મૂર્તિઓ તથા થાંભલા તોડી પાડ્યા છે તેથી કોતરકામ બધું ખરાબ થઈ ગયું છે.

અમે **મુંબાઈ**માં આશરે અઠવાડીઉં રહ્યાં. તે બધો વખત ત્યાંના કેળવાએલા તથા ઉંચી પદવીવાળા લોકો જોડે આ દેશને લગતા કેટલાક સવાલ બાબત ચર્ચા કરવામાં ગાળ્યો. એ સવાલ દેશની રાજનીતિ તથા સાંસારિક સુધારા સંબંધી હતા. તે વાતચીતનો સાર આ પછીના પ્રકરણમાં આપુછું.



## પ્રકરણ ૨૪ મું.

### હિંદુસ્તાનમાં લોકહિત સંબંધી સવાલ.

**હિંદુસ્તાન** દેશમાં ખેતીનો ધંધો સૌથી વધારે ચાલેછે. ત્યાંનાં ઘણાં ખરાં વસ્તીવાળાં શહેર નાનાં નાનાં ગામડાં મળીનેજ થએલાં છે. જમીન સારી છે અને વસ્તીનો મોટો ભાગ ખેતીવાડીનું કામ કરે છે. દેશના કેટલાક ભાગમાં થોડા વિસ્તારમાં વસ્તી બહુ ઘાડીછે. ત્યાં કમાઈખાવાની મહા મુસ્કેલી પડે છે. વરસાદ થોડો વધારે કે ઓછો પડે કે એવું કંઈ અણધાર્યું થાય તો હજારો માણસ સહજ મરણ પામે છે. હવામાં મોટા ફેરફાર થાય તેને લીધે ઘણા ભયંકર દુકાળ પડે છે. ખરેખરો દુકાળ પડે ત્યારે તો સરકાર લોકને ખોરાક આપે પરંતુ લોકો જન્મથી તે મરણ સુધી પુરતું ખાધા વિના રહે તેથી તેમની શારીરિક તથા માનસિક શક્તિ અવશ્ય અધમ થાય. તે માટે સરકાર કંઈ કરી શકે એ બને નહીં.

આવા પ્રાંતોમાં વસ્તી વધવાને બદલે ઘટતી જાય છે. રેલ્વેને લીધે સગવડ વધી છે તેથી કરીને જોરાવર લોકો આછી વસ્તીવાળા ભાગમાં જાય છે. **સિલોન** તથા **આસામ**માં ચ્હાની ખેતી થાય છે ત્યાં કામ કર-

નાર દક્ષિણ હિંદુસ્તાન તથા બંગાળાના નમાઈ શકેલા લોકજ છે. ઉપલો બ્રહ્મદેશ જીત્યાથી હિંદુસ્તાનની તીજોરીને તો બોજો વધ્યો છે, પણ તેથી અહીં ઉભરાઈ જતા લોકને ત્યાં જઈ રહેવાનું ઠેકાણું થશે. અને જો ચીના લોકને આ દેશમાં આવતા અટકાવાય તો એ જીતવાનું ખર્ચ તથા જોખમ માથે લીધાનો બદલો વળી જાય. રેલવેને લીધે ઓછી વસ્તીવાળા ફળદ્રુપ ભાગમાં વસ્તી ઘણી વધવા લાગી છે. ત્યાં જવું પહેલાં ઘણું મુશ્કેલ હતું. આયર્લાંડના લોકની પેઠે આ લોકો પણ આટલું આટલું દુઃખ તથા ભૂખમરો છતાં પોતાનાં ગામડાંને વળગી રહે છે." આવી લાગણીને લીધે હિંદુસ્તાનમાં લોકહિત બાબતનો એક અગત્યનો સવાલ ઘણો ગુંચવણ ભરેલો થઇ પડ્યો છે. આખા દેશમાં બધા લોકને જોઈએ તેટલી જમીન છે. વસ્તી ઓછી થાય એવી ઈચ્છા કરવાની જરૂર નથી. જરૂર તો એજ છે કે વસ્તી અમુક ભાગમાં ઉભરાઇ ગએલી તે બધે બરોબર વહેંચાઈ જાય. અંગ્રેજના તાબાના મુલક કરતાં દેશી રાજ્યોમાં વસ્તી મુલકના પ્રમાણમાં ત્રણગણી ઓછી છે.

આખા યુરોપખંડમાં છે તેટલી પ્રજાઓ તથા જાતો હિંદુસ્તાનમાં છે. યુરોપના જુદા જુદા દેશના લોકોના સ્વભાવ તથા રીતભાતમાં જેટલા ભેદ છે તેટલોજ આ એક દેશના ભિન્ન ભિન્ન લોકમાં ભેદ છે. યુરોપમાં તુર્કસ્તાન સિવાય બધે ખ્રિસ્તી ધર્મ એના જુદા જુદા સ્વરૂપમાં પળાય છે. હિંદુસ્તાનમાં મુસલમાની, સીખ, હિંદુ, બૌદ્ધ, જૈન, પારસી, બ્રાહ્મણ તથા ખ્રિસ્તી ધર્મ ચાલે છે. આપરથી સ્પષ્ટ જણાય છે કે જ્યાં ૧૮૦૦ માઇલ ધરતી પર જુદી જુદી જાતના, સામસામા ધર્મના, વિરૂદ્ધ સ્વાર્થના પચીસ કરોડ માણસ વસે છે, અને તેમનાથી અજાણ્યા, દૂર દેશના અને જુદાજ ધર્મ તથા આચારવિચારના લોક તેમને જીતી, તેમને ૧,૦૦૦૦૦ થી ઓછા આદમીથી વશ રાખે છે, ત્યાં રાજ્યનીતિ તથા મનુષ્ય સ્વભાવ શાસ્ત્રના અનેક વિષયો વિચારવાના છે. રાજ્યાધિકારી વર્ગ (સીવીલ સર્વીસ ) દુનિયામાં સહુથી ઉત્તમ છે તેમને બહુ વિચક્ષણતા તથા કૌશલથી કામ ચલાવતાં ઘણો શ્રમ પડ્યો છે અને હજી પડશે. મને એ વિષયોનું સહજ સહજ જ્ઞાન છે, જે છ અઠવાડીયાં હું દેશમાં રહ્યો તેમાં મને એ વિશે જે માલમ પડ્યું તે કહીશ.

સૌથી અગત્યનો સવાલ અંગ્રેજ કે હિંદુ—બધાને માટે એ છે કે પોતાનું પૂરૂં કેમ કરવું. રોજ પેટ ભરવાનું મેળવવાનો દરેક મનુષ્યને હક છે. ઈંગ્લાંડમાં પણ એ ઉપર બહુ ધ્યાન આપવાનું છે. આ દેશપરતો એ વિષય મોટા વાદળા પેઠે ઝઝુમી રહ્યો છે. અગાડી પડેલા ભયંકર દુકાળથી બહુ ખરાબી થઈ છે અને હવે પછી પણ એવા દુકાળથી બહુ ત્રાસ વરતાશે. એ વાત રાજ્ય વહીવટની ત્રણ ચતુર્થાંશ બાબતોમાં સરકારને ધ્યાનમાં લેવી પડે છે.

હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં હું ગયો ત્યાં લોકોની દરિદ્રતા જોઈ મને ઘણું લાગ્યું. અંગ્રેજો સાધારણ રીતે એમ ધારે છે કે હિંદુસ્તાનમાં ધનના ઢગલા ને પુષ્કળ કુદરતી સાધનો છે. ખરૂં જોઇએ તો એ દેશ દુનીઆમાં સૌથી નિર્ધનછે. એ વાત ખરી છે કે રાજાઓ, ઠાકોરો, મોટા મોટા જમીનદારો તથા કલકત્તા અને મુંબાઇના વેપારીઓ પાસે પુષ્કળ પૈસો છે અને તે જણાઈ પણ ઘણો આવે છે. સાધારણ રીતે જોતાં અંગ્રેજોના ધ્યાનમાં આવા લોકનો ઘણો ભાગ આવે છે. તેઓ તો રજપુત રાજાઓને પગથી માથાસુધી રત્ન અને અલંકારથી ખચિત મોટા ઠાઠ સાથે ઇંગ્લાંડ આવેલા જુએ કે ગવર્નર જનરલના ભપકાદાર દરબારોની અને જ્યુબિલિ જેવા પ્રસંગે રાજાઓએ રાણીપર મોકલેલી ભેટોનાં ચિત્ર પત્રોમાં જુએ છે. યુરોપીઅન પ્રજાની પેઠે હિંદુસ્તાનમાં ધન વહેંચાએલું નથી. લાખો માણસની સ્થિતી એથી કેવળ ઉલટીજ છે. જેટલા થોડા પાસે ધન છે તેના કરતાં નિર્ધન ઘણા વધારે છે. શહેરમાં કારીગરો અઠવાડીએ એક શિલિંગ નવ પેન્સથી સવાબે શિલિંગ કમાય છે; સાધારણ મજુરો દોઢ શિલિંગ કમાય છે. ગામડામાં તો તેથી પણ ઓછું. ખેતીવાડીનું કામ કરનાર ઘણા લોકને પોતાની જમીનપરના ભારે કર ભરતાં ગુજરાન જેટલી ઉપજ પણ રેહતી નથી. તેમની સરેરાસ આવક કેટલી છે તેની ગણતરી કરવી કઠણ છે.

ઇજીપ્ટના હાલના એલચી સર ઇવેલિન બૅરિંગ જેવા હિંદુસ્તાનના આગળના વસુલાતખાતાના પ્રવીણ પ્રધાને થોડાં વર્ષ પર એનો અડસટ્ટો કાઢયો હતો. તેણે એવી ગણતરી કરી હતી કે હિંદુસ્તાનમાં દર વર્ષે માથા દીઠ બે પોંડની નજીવી રકમની આવક છે. દાદાભાઈ નવરોજી આ ગણતરીમાં ભૂલ કહાડે છે. હકીકતના આંકડા તપાસવામાં તે હોશીઆર છે. એના કહેવામાં એમ છે કે ૨૮ શિલિંગની માથા દીઠ આવકછે.

ઇંગ્લાંડમાં ગરીબાઈ ઘણી છે અને ત્યાંનો વેપાર સારો ચાલતો નથી એવો આપણો બબડાટ છે, પણ ઇંગ્લાંડ તથા આયર્લાંડના વતનીઓની દર વર્ષની માથાદીઠ આવક ૩૦ પૌંડની છે. એ હિંદુસ્તાન કરતાં વીશગણી છે. ઈન્કમટૅક્સ બાબતની હકીકત જોતાં જણાય છે કે ઇંગ્લાંડમાં વચલા વડના સાધારણ રીતે સારી સ્થિતિના લોકનો વર્ગ છે તેવો હિંદુસ્તાનમાં નથી. હિંદુસ્તાનમાં આ કર (ઇન્કમટૅક્સ) ૫૦ પૌંડની કમાણીવાળાથી શરૂ થાય છે. તે માત્ર ૩,૦૦,૦૦૦ માણસો આપેછે અને તેમાંથી ફક્ત ૨,૦૦,૦૦૦ પૌંડની ઉપજ થાય છે. આ પરથી દેશ કેવો નિર્ધન છે તે સ્પષ્ટ જણાય છે. ઇંગ્લાંડમાં એ કર ૧૫૦ પૌંડની કમાઈપરથી શરૂ થાય છે; તેમાંથી ૧,૨૦,૦૦,૦૦૦ પૌંડની આવક થાય છે. આ ગણતરી મારા અનુભવથી ખરી પડેછે. હિંદુસ્તાનનાં નાનાં તથા મોટાં ગામોમાં હું ફર્યો છું. મેં જોયું છે કે લોકો ઘણેભાગે ચોખા, બાજરી, દાળ, ને એવાં એવાં હલકાં ધાન્ય ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. ઘઉં વગેરે ઉંચા પ્રકારનાં ધાન્ય સાંથ આપવા સારૂ વેચેછે. દરેક જણ વર્ષ દહાડે બે કે અઢી શિલિંગ લૂગડાં સારૂ ખર્ચી શકે છે. ઉત્તર હિંદુસ્તાનમાં તો શિયાળામાં ટાઢ ઘણી પડે છે તેથી લોક બહુ હેરાન થાય છે. રહેવાને માટીનાં ઝુંપડાં હોય છે. તેમાં કાંઈ સરસામન હોતો નથી. રોજ બે વાર ખાવાનું થોડાંનાજ ભાગ્યમાં સરજેલું હોય છે. સાચું કહીએ તો હિંદુસ્તાનની વરતીનો ઘણો ભાગ ભૂખે મરતો છે. વળી રેલ, દુકાળ, કે તીડ પડે ત્યારે આમાંનાં લાખો આદમી મરી જાય છે. વર્ષાદ જોઇએ તેટલો પડતો નથી તેથી આટલા બધા કાળ પડેછે. ખેડુતો એકાદ વર્ષ ચાલે તેટલું અનાજ તો ભરી મુકે છે, તે છતાં પણ આઠવાડીઆની કમાઈપર નિર્વાહ કરનાર લોકને બહુ દુઃખ વેઠવું પડે છે. જો બે વર્ષ વર્ષાદ ના આવે અને સરકાર વચ્ચે ન પડે તો લાખો આદમી ભૂખે મરી જાય. ૧૮૭૩–૪ના વર્ષમાં બિહારમાં કાળ પડ્યો હતો તે વખત સરકારે સિત્તેર લાખ પૌંડ જાહેર બાંધકામમાં ને દશ લાખ ટન ચોખા મગાવામાં ખર્ચ્યા હતા. તેથીજ લોક મરતા બચ્યા. ૧૮૭૬–૭–૮ના વર્ષમાં મોટો દુકાળ પડ્યો હતો. ૧૮૭૫માં પાક બહુ ઓછો થયો હતો. ૧૮૭૬માં દેશના ઘણા ભાગમાં મુખ્ય પાક નાશ પામ્યો અને અનાજના ભાવ બહુજ ચઢી ગયા. વર્ષ આખરે હજારો માણસ મરણ પામવા લાગ્યાં. સરકારને બે વર્ષ લગી એ દુકાળનો અ-

ટકાવ કરવા મહેનત કરવી પડી હતી. એ વખતની લોકની સ્થિતિનું અંતઃકરણ ભેદી નાંખે તેવું વર્ણન મને ઘણા મિત્રોએ કર્યું હતું. તેમણે એ બધા ત્રાસદાયક દેખાવ નજરે જોયા હતા. ભૂખે મરતા લોકને ખવડાવવા સરકારને એક કરોડ વીશલાખ પોંડ ખર્ચ થયું હતું. એક વખત એકલા મદ્રાસમાંજ પચીસ લાખ માણસને સરકારને ખવડાવવું પડયું હતું. વીશ લાખ આદમીને મફત ખવડાવવામાં આવ્યું હતું. દુકાળ ખાતાના કમીશ્નરોએ અડસટ્ટો કાઢયો હતો કે એ દુકાળથી સાડીબાવન લાખ માણસ મુઆં હતાં. જન્મ ઘટયા તે ગણતાં વસ્તીમાં સિત્તેર લાખનો ઘટારો થયો હતો. પાંચ લાખ આદમી તો કૉલેરાથીજ મરણ પામ્યાં હતાં. છેલ્લાં ત્રીશ વર્ષના દુકાળોમાં થઇને બધાં મળી એક કરોડ વીશ લાખ માણસ મરી ગયાંછે. લાંબા વખતની દરિદ્રતાએ કરીને ઘણા દેશી લોકોનું શરીર બળ તથા કામ કરવાની શક્તિ ઓછાં થઈ ગયાંછે. તેથી નાના કે મોટા કાળ સામે તેમનાથી ટકી શકાતું નથી. તેથી આ મોટો સવાલ સરકારને હમેશ લક્ષમાં રાખવો પડેછે. એવા બીજા ઘણાછે. છેલ્લાં દશ વર્ષમાં દુકાળનું જોર નરમ પાડવા સારૂ રસ્તા સુધાર્યાછે, ખેતી સારૂ સારી પાણીની નેહેરો વધારી છે અને લોકને દેશના બીજા ભાગમાં મોકલ્યા છે.

હિંદુસ્તાનના આ ગરીબ લોકપર છે તેટલો ગજા ઉપરાંત કર દુનીઆમાં બીજા કોઈ દેશમાં નહીં હોય. તીજોરીમાંનો ઘણો ભાગ કરવેરાની ઉપજમાંથી નથી થતો. પણ સરકારી રેલ્વે, ન્હેરો, અફીણના ઈજારા, વગેરેમાંથી આવેછે. એ છેલ્લી ઉપજ હિંદુસ્તાનમાંથી નહીં પણ ચીનથી મળેછે. કેફી વસ્તુઓપર મળતી ઉપજનો કરછે તે ખુશીમાં આવે તે આપે એવોછે. લોકોની દરિદ્રતા તથા દુઃખ મટાડવા સરકાર ભારે પ્રયત્ન કરતી જાયછે અને તે સાથે દારૂની ખપતને ઉત્તેજન આપી ઉપજ વધારવાના ઉપાય લઈ લોકોને અધમ બનાવતી જાયછે. હિંદુસ્તાનમાં કરવેરામાંથી આવતી ઉપજ ૪,૦૦,૦૦,૦૦૦ પૈંડનીછે. ઇંગ્લાંડ, સ્કૉટલાંડ અને આયર્લાંડની વસ્તીના $\frac{૧}{૫}$ ભાગમાં એનાથી બમણી ઉપજ આવેછે. તેથી એ દેશોમાં છે તેના દશમા ભાગનો કર હિંદુસ્તાનમાં માથાદીઠ અપાયછે. પણ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે કર દશમા ભાગનોછે તેમ માથાદીઠ સરેરાસ ઉપજ વીશમા ભાગની છે. તેથી ઈંગ્લાંડ કરતાં કરનો બોજો બમણોછે.

હિંદુસ્તાનની કરથી મળતી ઉપજમાંથી અડધો અડધતો જમીનમાંથી મળેછે. હિંદુસ્તાનમાં સરકારજ ખરૂં જોતાં જમીનદાર છે. અંગ્રેજ સરકારે જ્યારે દેશી રાજ્યો જીતીને ખાલસા કર્યા ત્યારે જમીનની માલકી સંબંધી હક તથા ભોગવટાની જે રીત ચાલતી હતી તે કાયમ રાખીછે. સાંથનાં નાણાંને બદલે પાકમાંથી અમુક ભાગ આપવો એવી રીત કેટલાંક દેશી રાજ્યોમાં હજી ચાલેછે તે અંગ્રેજ સરકારે બંધ કરીછે. એ રીતથી કરીને સારા નઠારા પાક પ્રમાણે સાંથ આપવી પડેછે. જે પ્રમાણમાં પાક થાય તેના પ્રમાણમાં ગણોત ભરવી પડેછે એટલો એ રીતમાં ફાયદોછે. તેને બદલે પૈસા આપવાની રીતછે તેથી તો ગમેતેવો પાક થાય તોપણ અમુક રકમ તો સરકારમાં ભરવીજ પડેછે. હિંદુસ્તાનના રાજવહીવટમાં એ ગણોત ઉઘરાવવાનું કામ મુખ્યછે. એક એકર જમીને સરેરાસ સાંથ ૨ શિલિંગથી ૩॥ શિલિંગછે. એ રકમ ઘણી ઓછીછે એમ લાગેછે. પરંતુ, ઇંગ્લાંડ તથા હિંદુસ્તાનના ભાવની સરખામણી કરીએતો પ્રમાણમાં ઇંગ્લાંડ કરતાં વધારેછે. ઇંગ્લાંડમાં એવી જમીનપર એ લેખે ૨૫ શિલિંગ પડે. હિંદુસ્તાનના નાના ખેડુતોની સ્થિતિ સરકારના ખેડુતના કરતાં ઘણી ખરાબ હોયછે. ઈસ્ટ ઇંડીઆ કંપનીના વખતમાં સરકાર જીત ને લડાઈઓમાં તલ્લીન થઈ ગઈ હતી તેથી જમીનની ઉપજ સંબંધી ઝીણી બાબતોમાં ધ્યાન નહોતું આપ્યું. જે માણસ પૈસાની ઉદ્ધડ રકમ આપે તેને ઉપજનો ઇજારો આપતા. પછી તે ખેડુત પાસેથી કહડાય તેટલો નફો લે. આ માણસો ધીમે ધીમે જમીનના ધણી થઇ પડ્યા. બંગાળામાં તેમને જમીનદાર કહે છે. તેમને ૧૭૯૩માં જમીનના માલીક બનાવ્યા. જમીન તેમની અને તે બદલ તેઓ સરકારમાં અમુક રકમ આપે એમ ઠરાવ્યું. જમીનદારની હાથ નીચે ખેડનાર ખેડુતને દુઃખ ન પડે તે માટે વખતે વખતે ખેડવાનો હક અથવા ખેડુતને કહડાય નહીં એવો તેનો હક કાયદાથી ઠરાવ્યો છે. પણ હિંદુસ્તાનના ઘણા પ્રાન્તોમાં સરકારી હકને બદલે જમીનના અમુક માલીક થયા છે અને મારા જાણવામાં જે આવ્યું તેમાંથી જણાય છે કે બારોબાર સરકારના ખેડુત કરતાં જમીનદારના ખેડુતને બધે બહુ દુઃખ પડે છે.

અજ્ઞાન તથા અવિચારી ખેડુતો પાસેથી મુકરર રકમ હરવર્ષે ઉઘરાવવાના રીવાજને લીધે, હિંદુસ્તાનમાં કાળરૂપ ખેડુતને પૈસા ધીરનાર થયા છે. નઠારાં વર્ષમાં જ્યારે સાંથ પૂરી ના આપી શકે એમ હોય ત્યારે

એ શાહુકાર તેમને નાણાં ધીરેછે. એકવાર એ વ્યાજખોરના હાથમાં સપડાયા કે ફરીથી છુટવું મુશ્કેલ. ખેડુતોનાં એવાં દેવાં ન મનાય એટલાં વધી ગયાંછે તે વિશે મેં ઘણી વાતો સાંભળી છે. હિંદુસ્તાનમાં બધે મને માલમ પડયું છે કે દેશી લોકોનો દૃઢ અભિપ્રાય એવો છે કે એ ખેડુતોને છુટા કરવાનો એકજ રસ્તો છે. તે એ કે સાંથ બદલ પૈસાની મુકરર રકમ ન લેતાં જમીનમાંથી પાકનો અમુક ભાગ લેવો. પણ તેમાંનું કોઈ મને સમજાવી શકયું નહીં કે એ જુની અગવડ ભરેલી રીતથી આટલી બધી વસુલાત આટલા મોટા દેશમાંથી શી રીતે ઉઘરાવવી. દર ત્રીશ વર્ષની મુદતે જમીનનો વેરો ફરીથી ઠરાવવામાં આવે છે. મને તો લાગે છે કે જમીનનો વેરો ઘટાડ્યા સિવાય અને જમીનદારોના હાથ હેઠળના ખેડુતો સારૂ કાયમ ખેડહક તથા વાજબી સાંથ ઠરાવી, તેમને ફરી ઠરાવવાની મુદત ટુંકી કર્યા સિવાય દરિદ્રતામાં કચરાતા ખેડુતોનું દુઃખ ઓછું કરવાનો બીજો એકે રસ્તો નથી. ૧૮૭૦ના "લૅન્ડ઼ઍકટ" પહેલાં આયર્લાંડના ખેડુતોની સ્થિતિ હતી તેજ દશામાં જમીનદારોના ખેડુતો છે. બંગાળામાં અંગ્રેજી રાજ્યમાં વસ્તીમાં ઘણો વધારો થાયછે અને બંગાળી ખેડુતો પરદેશ કદી જવાના નહીં તેથી જમીનદારોને ભરવાની રકમ અસલ ઠરાવેલી તેથી દસપંદરગણીથી એ વધારે ગણોત લઈ તેઓ ખેડુતોને ભાગે નહીં જેટલું રહેવા દેછે. હિંદુસ્તાનની સરકાર આ બધી વાતથી જાણીતી છે. બેએક વર્ષપર પસાર થએલા "બંગાળા રૈયત એકટ" નામે કાયદાથી લાખો આદમી જેઓ જમીનદારોના નાના ખેડુતો છે તેમનો જમીન ખેડવાનો કાયમ હક તથા ભોગવટો મુકરર થશે. આવા જમીનદારી જીલ્લાઓ બહુ વધી ગયા છે. જમીનના નાના ટુકડા પડી ગયા છે. એક કરોડમાંથી સાઠ લાખ ખેડુતો દર વર્ષે સાડા સાત શિલિંગથી એ ઓછું ભરે છે. કેટલેક ઠેકાણે એક ચોરસ માઈલે વસ્તી ૫૦૦ની છે. જમીન બધી રોકાઇ ગઈછે અને વસ્તી તો વધતીજ જાય છે. તેથી લોકને ખેડવાની જમીન કયાંથી આપવી એ ગુચવણ ભરેલો સવાલ છે. એના મ્હો આગળ તો આયર્લાંડ બાબતનો સવાલ પણ ઢંકાઈ જાય તેમ છે. હિંદુસ્તાનના આ ખેડુતોને આયર્લાંડના ખેડુત જેવાજ ગણવા જોઇએ, કેમકે તેઓ પણ આપણા દેશની રૈયત છે, તથા આયરીશ લોકોની ધાંધળથી ઉઠાવેલી ફ-

રિયાદ પાર્લામેન્ટમાં સંભળાય છે તો હિંદુસ્તાનના, આ ખેડુતોની ધીરજ અને સહનશીલતા જોઈ સરકારે તેમની દશાપર પણ તેટલુંજ ધ્યાન આપવું જોઇએ.

લોકોની દરિદ્રતાની બાબત મૂકી હવે કેળવણી તરફ જોઈએ. બધા દેશમાં જીવવા સારૂ જરૂરીઆતની ચીજોથી ઉતરતો આગલનો લોકહિતનો સવાલ એ છે. હિંદુસ્તાનમાં પ્રજાને કેળવણીની યોજના સરકાર જાતેજ ચલાવે છે. નિશાળો બરોબર તપાસી તેમને સરકારી તીજોરીમાંથી નાણાંની મદદ અપાય છે. દરેક પ્રાંતમાં કેળવણી ખાતું હોય છે. તેનો ઉપરી (ડીરેકટર) હોય છે અને એના હાથ નીચે વાકેફગાર પરીક્ષકો (ઈન્સ્પેકટરો) હોય છે. દેશમાં સર્વ સ્થળે ચઢતી ઉતરતી નિશાળો છે. ગામડાની ગામઠી નિશાળથી તે છેક મોટી કોલેજો લગી છે. વળી કલકતા, મદ્રાસ તથા મુંબાઈની ત્રણ મોટી યુનિવર્સીટીઓ* છે. તે બધાને રાજ્ય તરફથી નાણાંની મદદ મળે છે. તેમની હકીકતનો રીપોર્ટ નિયમસર યોજના પ્રમાણે કરવામાં આવે છે. સારા વિદ્યાર્થીઓને ઉત્તેજન સારૂ ઘણી સ્કોલરશિપો છે. તેથી ગરીબના છોકરાને કોલેજનો અભ્યાસ કરવો સરળ પડેછે. એવી રીતે અભ્યાસ કરનાર ઘણાછે. બ્રિટિશ હિંદુસ્તાનમાં બધી મળીને ૧,૪૧,૦૦૦ નિશાળો છે. તેમાંની ૭૮,૦૦૦ ને સરકાર તરફથી મદદ મળે છે. બધીમાં થઇને પાંત્રીશ લાખ છોકરાં અભ્યાસ કરે છે. દશ વર્ષ ઉપર માત્ર ૬૦,૦૦૦ નિશાળો હતી અને ૧૮,૦૦,૦૦૦ છોકરાં અભ્યાસ કરતાં હતાં. એટલે દશ વર્ષની મુદતમાં સંખ્યા બમણી થઈ છે. બીજાં વીસ કે ત્રીશ વર્ષમાં નિશાળે જતાં છોકરાંની સંખ્યા વસ્તીના પ્રમાણમાં ઇગ્લાંડ જેટલી થવાનો સંભવ છે. દેશીઓની જોડે વાતચીત પરથી મને માલમ પડ્યું કે તેમની અત્યુગ્ર ઇચ્છાછે કે કેળવણીને ઉત્તેજન આપવું તથા એકેએક જણને કેળવણી આપવી. શિક્ષકો તૈયાર કરવાની ટ્રેનિંગ સ્કુલોમાં ૫૦૦૦ સ્ત્રીપુરૂષ અભ્યાસ કરે છે. ઉંચા વર્ગના હિંદુ તથા મુસલમાનોને શિક્ષકની પદવી ઘણી પસંદ પડતી છે.

કલકત્તા, મદ્રાસ તથા મુંબાઇની યુનિવર્સીટીઓ ત્રીશ વર્ષપર લંડનની યુનિવર્સીટીને ધોરણેજ સ્થાપવામાં આવી હતી. તેઓ પરીક્ષા લેનાર

* તે સિવાય અલ્લાહબાદમાં હવે યુનિવર્સીટી સ્થપાઈ છે. ભાષાન્તર કર્તા.

મંડળ છે. કેળવણી આપવા બાબતનું કામ તેમની તરફથી નથી થતું. પણ તેઓ પ્રવીણ્ય, (આર્ટ) કાયદા, વૈદક, શિલ્પકલા વગેરેની પદવી આપે છે. **પંજાબ**માં એક ચોથી **લાહોર**ની યુનિવર્સીટી છે, તેમાં આ ત્રણ યુનિવર્સીટીનાં ધોરણ ઉપરાંત કેળવણી આપવાનું પણ ચાલે છે. આ બધી યુનિવર્સીટીઓથી શું પરિણામ તથા અસર થાય છે તે દરવર્ષે છપાતી **બ્રિટિશ હિંદુસ્તાન**ની હકીકતપરથી માલમ પડી આવે છે. ગયા વર્ષમાં ૭૦,૦૦૦ અભ્યાસીઓ દાખલ થયા અને ૨૬,૦૦૦ પાસ થયા. આ યુનિવર્સીટીઓને લગતી આખા **હિંદુસ્તાન**માં એકંદર સો કોલેજો છે. કોલેજોમાં બે પ્રકાર છે. એક તો યુનિવર્સીટીમાં પ્રાવીણ્ય (આર્ટ)નાં ધોરણ શિખવે છે અને બીજો વૈદક કે એવાજ બીજા ખાસ વિષય શિખવે છે. એ કોલેજોમાંની કેટલીક સરકાર તરફથીજ ચાલે છે. કેટલીકને સરકાર નાણાંની મદદ આપે છે. આવી જાતની કોલેજો ઘણે ભાગે મિશનરી છે. એ બધીમાં મળી દશ હજાર અભ્યાસીઓ છે.

કોલેજોમાં વિદ્યાર્થીઓ હાઈસ્કુલોમાંથી આવે છે. એવી હાઇસ્કુલો બધા જીલ્લાના મુખ્ય શહેરમાં એકેકી છે. તે સિવાય બીજી મિશનરી સ્કુલો ઘણી છે. તેમને સરકાર તરફથી મદદ મળે છે. એ નિશાળોમાં અંગ્રેજી શિખવે છે અને કેળવણી અંગ્રેજીમાંજ આપે છે. યુનિવર્સીટીની પ્રવેશક પરીક્ષાના ધોરણ સુધી ત્યાં શિખવાય છે. સરકારી નોકરીના ઉમેદવારો એમાં શિખે છે. એવી ૬૦૦ નિશાળો છે. તેમાં ૭૦,૦૦૦ છોકરા ભણે છે. તે પછી વચલા વર્ગની નિશાળો છે. તે નાનાં શહેરમાં તથા મોટાં ગામોમાં હોય છે. તેમાં સાધારણ હલકા વર્ગના લોકોને ખપ પડે તેટલું શિખવે છે. એમાંની કેટલીકમાં એકલી દેશી ભાષા અને કેટલીકમાં અંગ્રેજી પણ શિખવાય છે. તેમની સંખ્યા ૪૦૦૦ની છે તથા તેમાં ભણનારની સંખ્યા ૨,૦૦,૦૦૦ની છે. સૌથી છેલ્લી નીચલી શરૂઆતની નિશાળો છે. એવી નિશાળો બધે છે. તેમાં જીલ્લાની દેશી ભાષામાં આરંભની કેળવણી અપાય છે. આ પ્રકારની નિશાળો તો છેક હમણાં પંદર વીશ વર્ષથી થઈ છે. **હિંદુસ્તાન**માંની કેળવણીની પદ્ધતિની સફળતાની એ નિશાનીછે. એનું માન **સર જ્યૉર્જ કૅમ્બેલ** તથા **સર રિચર્ડ ટેમ્પલ**ને છે. કેળવાએલા દેશીઓને એ બંનેને સારૂ ઘણું માન તથા ઉપકાર વૃત્તિ છે. **સર જ્યૉર્જ કૅ-**

મેલના કારભાર પહેલાં બંગાળામાં એવી શરૂઆતની નિશાળો તથા તેમાં ભણનારની સંખ્યા બહુ થોડી હતી. ૧૮૮૫માં એ વીસગણી થઇ છે. મોટા પ્રાંતમાં આટલો બધો વધારો કરવામાં ફતેહ મેળવવી એ મોટા રાજનીતિજ્ઞને મગરૂર થવા જેવું છે.

કેળવણીનો વિષય પૂરો કરતા પહેલાં, મિશનરીઓએ કેળવણીના સંબંધમાં જે સેવા બજાવી છે તે કહ્યા વગર ચાલે તેમ નથી. મૂર્તિપૂજકોને ખ્રિસ્તી કરવામાં તેઓ સફળ થયા છે કે નહીં તે વિશે મતભેદ છે. પરંતુ કેળવણીના કામમાં તેઓએ ઘણું કર્યું છે એ બાબત સહુ એકમત છે. પ્રોટેસ્ટંટ મિશનની નિશાળો તથા કોલેજોમાં ૨,૦૦,૦૦૦ ઉપર વિદ્યાર્થી અભ્યાસ કરે છે. તેમની સંખ્યા વધતી જાય છે. મહા પ્રયાસ કરનાર ખ્રિસ્તી મિશનરી સ્ત્રીઓના પ્રયત્નથીજ હિંદુસ્તાનમાં સ્ત્રી કેળવણી થઇછે. હવે તો તેમની ૧૨૦૦ કન્યાશાળાઓ છે. ૧૮૫૧માં પ્રોટેસ્ટંટ મિશન તરફથી શિખતી છોકરીઓ ૧૧,૦૦૦ હતી. ૧૮૮૮માં ૮૦,૦૦૦ થઈ છે.

હિંદુસ્તાનના ભવિષ્યનો મોટો આધાર કેળવણીપરછે. ત્યાંની નિશાળો તથા કોલેજોમાં કેળવાએલા દેશીઓએ સંસાર સુધારામાં આગળ પડવા માંડયું છે. પ્રખ્યાત ધર્મગુરૂ કેશવચંદ્રસેનની સ્થાપેલી બ્રાહ્મ સમાજનો હેતુ ખ્રિસ્તીનીતિ તથા ઉપદેશ સાથે જુના હિંદુધર્મના શુદ્ધ એકેશ્વરમતનો પ્રસાર કરવાનોછે. દેશીઓની સાંસારિક રીતભાતોમાં ઘણા અગત્યના ફેરફાર કરવાની વૃત્તિ તેઓ જાગૃત કરે છે. તેના અનુસંગીઓને કેળવાએલા હિંદુ તથા મુસલમાનો તરફથી સહાયતા મળે છે. તેઓ બાળ લગ્ન અટકાવવાના તથા પુનર્લગ્નના હિમાયતી છે. બાપડી વિધવાઓના પતિ તેમના બાળપણમાંજ મરી જાય છે અને તેથી તેમને જીવતે મુએલાં જેવું જીવન ગાળવું પડે છે. તેવી લાખો વિધવાઓને દુઃખથી છોડવવાને સારૂ આ પ્રયત્ન છે. તેઓ નાતજાતના હાનિકારક ચાલ કાઢી નાંખી સારા ફેરફાર કરેછે, સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપે છે, મદ્યનો વેપાર વધારવાની સામા થાય છે; અને એકંદર રીતે સાંસારિક સુધારામાં ઘણું ધ્યાન આપે છે. એવું ત્રીશ વર્ષપરના દેશીઓમાં નહોતું. હિંદુસ્તાનની સરકાર લોકને જાતે બોધ કરવાનું માથે લેતી નથી. હિંદુની, મુસલમાનની, ગૃહસ્થોની ખાનગી, મ્યુનિસિપાલીટીની કે મિશનરીની નિશાળોને, કે જે સારી

રીતે ચાલતી હોય તેને સરકાર મદદ આપે છે. હાલ કેટલાંક વર્ષથી કેળવણીનો વધારો થયો છે તે આ નિશાળોની સરસાઇને લીધે થયો છે. મને આશા છે કે મિશનરીઓની નિશાળોમાં જે વધારે ઉત્તમ બોધ થાય છે કે થવો જોઇયે તેનો પ્રસાર થઈ આખરે આખા હિંદુસ્તાનને કેળવણી સાથે એ બોધ ભવિષ્યમાં મળશે.

દેશીઓનું કહેવું છે કે મોટાં કેળવાએલાં શહેરોમાં હુન્નર તથા કળા શિખવવાની નિશાળો સ્થાપવાની ઘણી જરૂર છે. જેપુરમાં એવી એક નિશાળ જોવા હું ગયો હતો. ત્યાં હિંદી કારીગરી બહુ સારી રીતે શિખવાય છે. એ કારીગરીનો નાશ થતો એથી અટકશે. ઘણાક હુન્નર ઇંગ્લાંડ તથા યુરોપના કામની બરોબરી કરી શકે તેવા થાય છે. મુંબાઈમાં સાઠ કે સિત્તેર સુતરનાં કારખાનાં છે, તેમના માલીકોએ મને કહ્યું કે પંદરવીશ વર્ષમાં હાલ જે માલ મૅન્ચેસ્ટરથી આવે છે તે બધો હિંદુસ્તાનમાંજ બની શકશે. આ કારખાનાંને લીધે ચિન તથા જાપાનમાં લૅંકેશાયરથી આવતું સુતર બંધ થયું છે. તે હવે મુંબાઈથી હૉંગકૉંગ ચઢેછે. કલકત્તામાં પણ સણના વણાટનાં કારખાનાં ઘણાં છે. મૅન્ચેસ્ટરે જે હાથના હુન્નરનો નાશ કર્યો છે તે કામ યંત્રવડે પાછું જારી કરવાનું હિંદુસ્તાનમાં શરૂ થયું છે એમાં કાંઈ સંશય નથી. હિંદુસ્તાન ઇંગ્લાંડની બરોબરી કરે તેની ઈર્ષા થવી ન જોઇયે. સરકારે દેશીઓને હુન્નર તથા કળાની કેળવણી આપવી જોઇએ કે જેથી તેઓ તેમના દેશની કારીગરીનું કામ હાલની રીતો શિખી પાછું પોતાના હાથમાં લઈ શકે.

કેળવણીની આ બધી ઉત્તેજીત પદ્ધતિથી એક નવો લોકહિત સંબંધી સવાલ ઉત્પન્ન થયો છે. તેની અગત્ય દહાડે દહાડે વધતી જાય છે. વહેલાં કે મોડાં તે પર લક્ષ દઇ યોગ્ય ઉપાય લીધા વિના ચાલવાનું નથી. જ્યારે બ્રિટિશ પ્રજાએ કંપની પાસેથી હિંદુસ્તાનનું રાજ્ય પોતાના હાથમાં લીધું ત્યારે તો અસલ પ્રાચીનકાળમાં થએલા ઉત્કર્ષ આવી દેશ અટકેલો હતો અને તે ઉત્કર્ષનો પણ વળી ક્ષય થતો જતો હતો. તેના સજીવન અંશમાં ધર્મ માત્ર રહ્યો હતો; તેમાં કેળવણી હતી તે નહીં જેવી હતી. બ્રાહ્મણો સિવાય કોઈને કેળવણી અપાતી નહીં. બ્રિટિશ રાજ્યમા છેલ્લાં ત્રીશ વર્ષથી જે ઉંચી કેળવણી અપાય છે તેની પ્રશસ્ય પદ્ધતિનું ટુંકું વર્ણન મેં ઉપર આપ્યું છે. હવે તો દર વર્ષે દશકે પંદર હજાર પુરૂષો કેળવાઇને ઇંગ્લાંડની યુનિવર્સીટીના ગ્રેડ્યુએટોની બરોબરી કરી શકે તેવા થાય છે. તેમાંના

ઘણાક ઇંગ્લાંડ તથા સ્કૉટલાંડ જાય છે અને અંગ્રેજોના વિચાર તથા વિવેકની પદ્ધતિ શિખે છે. તેઓ હિંદુસ્તાનની સિવિલ સર્વિસમાં દાખલ થાય છે, વિદ્વત્તાથી ચાલતા રોજગાર કરે છે; નિશાળના શિક્ષક, વકીલ, દાકતર, ઈજનેર, વેપારી, સ્ટેશનમાસ્તર, બૅંકના કલાર્ક વગેરેના અનેક ધંધા કરેછે. હિંદુસ્તાનના બધા ભાગમાં આ વર્ગની સ્થાપના થવાથી કેળવાયલો વિચક્ષણ લોકમત ઝપાટાબંધ બંધાય છે અને તેની અસરથી ત્યાંનાં ઓહોળો ફેલાવ પામેલાં વર્તમાનપત્રોમાં સરકારની હાલચાલ તથા લોકના હિત સંબંધી સવાલ ચર્ચાય છે. તેઓ અંગ્રેજોના જેવુંજ અંગ્રેજી બોલી તથા સમજી શકેછે. હિંદુસ્તાનમાંની મારી મુસાફરીમાં એવા ઘણા તરૂણ હિંદુઓ સાથે મારો મેળાપ થયો હતો. તેઓ પોતાના ૧૫ કે ૨૦ રૂપીઆના પગારપર સંતોષથી રહેછે. હર્બર્ટ સ્પેન્સર, મિલ, કાર્લાઈલ, જૉન મોરલે અને વિશિષ્ટ અંગ્રેજી ગ્રંથકારોનાં લખાણથી તે સંપૂર્ણ રીતે વાકેફ હતા. ત્યાં જેટલો વખત હું રહ્યો તે વખતમાં આવા કેળવાયલા દેશીઓનો સંસર્ગ મેળવવા મેં બન્યું તેટલું કર્યું છે. મને થયું કે હિંદુસ્તાનમાં રહેનારા અંગ્રેજ અમલદારો તો ઇંગ્લાંડમાં ઘણાએ મળશે પરંતુ આ દેશમાં ફરીથી આવવાનું વખતે નાજ બને, અને માત્ર અહીંથીજ દેશીઓની લોકવાણી જાણી શકાય. હિંદુ, મુસલમાન તથા બ્રાહ્મસમાજના જેજે કેળવાયલા માણસો જોડે મારે વાતચીત થઈ હતી તે પરથી તેમની મનની ગ્રહણ શકિત તથા વિદ્વત્તા વિષે મને ઉંચો અભિપ્રાય બેઠો. કોઈને ભમાવવાની વૃત્તિ તથા દુરાગ્રહનો અંશ પણ તેમનામાં નહોતો. મતાંતર સહન સાથે તેમની ઇચ્છા એવી છે કે કોઈ પણ બાબતની બંને તરફની વાત ધ્યાનમાં લઈને તકરાર કરવી. ઘણું કરીને એકે એક દેશીના અભિપ્રાયમાં અંગ્રેજી રાજ્યના કારભાર તથા તેથી નિપજતાં પરિણામ વિરૂદ્ધ ઘણી દલીલો છે, તથાપિ તેમનામાં બ્રિટિશ સરકાર પ્રતિ અત્યંત રાજભક્તિ છે. તેઓ જાણે છે કે હિંદુસ્તાનમાં બીજું કોઈ રાજ્ય ચાલી શકે એમ છેજ નહીં. થોડા વખતમાં કેળવાયલા દેશીઓ લોક સમૂહમાં બળવાન થશે. સ્વદેશના રાજ્યતંત્રની જવાબદારીમાં અધિકારીઓ પાસે તેમણે ભાગ માગવા માંડ્યો છે. એમાં તેમને કયાં સુધી દાખલ કરવા તે વિશે એક પછી એક આવતા ગવર્નર જેનરલોને ભારે વિચાર ક-

રવો પડે છે. થોડા વખતમાં એ પર લક્ષ આપવું પડશે. સંપથી થતા ફાયદા કેળવાયલા દેશીઓ સમજી ચૂક્યા છે. ત્રણ વર્ષ ઉપર તેમણે પોતાની મોટી સભા સ્થાપીછે. હરવર્ષે હિંદના લાભના વિષયપર વિચાર કરવા કોઈ મોટા શહેરમાં તે મળે છે. એવી પ્રતિનિધિભૂત સભાઓ (કોંગ્રેસ) ત્રણવાર મળી હતી. એકવાર **મુંબાઈ**માં, બીજી વખત **કલકત્તા**માં અને ત્રીજીવાર **મદ્રાસ**માં. તેમાં હિંદુ, મુસલમાન, જૈન, પારસી તથા ખ્રિસ્તી મળી ત્યાંના ૧૨૦૦થી ૧૪૦૦ સંભાવિત ગૃહસ્થો એકઠા થયા હતા. તેમનામાં સંપૂર્ણ એકતા તથા ઉત્સાહ હતાં. તેમાં કામકાજ સઘળું અંગ્રેજીમાંજ ચાલે છે એમાંની એકે સભામાં જવાનો લાભ મને મળ્યો નથી પરંતુ મેં તેની હકીકત ધ્યાનથી વાંચી છે. તે પરથી તથા તેના સભાસદ થયેલા એવા કેટલાક દેશીઓ સાથેની વાતચીતપરથી એ સભાની ઈચ્છા તથા આશા શી છે તે જાણવા બનતો પ્રયત્ન કર્યો છે. આ શિયાળામાં **અલ્હાબાદ**માં કોંગ્રેસ ભરાવાની છે ત્યાં હું જઈ શકીશ એમ ધારૂં છું.

જ્યાં **હિંદુસ્તાન**માં એકંદર રીતે કેળવણી બધે ફેલાશે ત્યારે દેશ પદ્ધતિ અંગ્રેજી વિચાર તથા સ્પૃહાને અનુસાર હોવાને લીધે કેળવણીથી રાજકારભારના હક તથા જવાબદારીમાં ભાગ લેવા લાયક થયેલા લોકને તે આપવાની ના કહેવી અશક્ય થશે. તેમાંના થોડાક જે એટલી યોગ્યતા પામ્યા છે તેમને લાગે છે કે બીજું કંઈ નહીં તો દેશના મત તથા અભિપ્રાય સરકારના ધ્યાનપર બારોબાર લાવવાનાં સાધન તો જોઇયેજ એ કંઈ નવાઈ જેવું નથી. ઘણાક ગેરવાજબી રીતે કહે છે કે હિંદના મુખ્ય વર્ગની ઈચ્છા અંગ્રેજી અમલ તોડી પાડવાની છે પણ તેવું કાંઈ નથી. તેઓ સારી પેઠે જાણે છે કે તેમ થવાથી રાજ્યમાં જે અંધાધુન્ધી ચાલે તેમાં તેઓ સૌથી પહેલા કચરાઈ જાય. તેમની મરજી તો એટલીજ છે કે સરકારને લોકોનો સંસર્ગ વધારે થવો જોઈએ, અને રાજ્યરીતિ ચલાવવામાં કેળવણી પામેલા દેશીઓનું કહેવું કંઈ ધ્યાનમાં લેવું જોઇએ. સૌથી મોટી વાત એ કે તેમને રાજ્ય કારભારમાં ભાગ લેવા દેવો જોઇએ. વળી જે સારી પદવીની નોકરીઓ અંગ્રેજોને આપવામાં આવે છે તેમાંની જેટલી ઓછે ખર્ચે અને તેટલીજ યોગ્યતાથી દેશીઓને આપી શકાય તેટલી તેમને આપવી જોઇયે. ખરૂં જોતાં **હિંદુસ્તાન**ના રાજ્યકર્ત્તા બ્રિટિશ સિવિલ સ-

વીંસના અમલદારો છે. એ સિવિલ સર્વીસ આખી દુનીઆમાં ઉત્તમ છે. એને સારૂ હરીફાઈ કરનારાને કઠણ પરીક્ષા આપવી પડે છે. આ અમલદાર વર્ગ ઉપર દેખરેખ રાખનાર તથા આજ્ઞા કરનાર વાઇસરૉય (રાજ પ્રતિનિધિ) તથા પ્રાંતીય ગવર્નરો છે. તેમને સલાહ આપનાર મંત્રી મંડળ (કોંસીલ) તેઓજ પસંદ કરે છે. સિવિલ સર્વીસના અમલદારો ૨૫ વર્ષની નોકરી કરવા હિંદુસ્તાનમાં આવે છે, તેમાંથી ચાર વર્ષ રજાનાં જાય છે. પચીશ વર્ષની આખરે એટલે જુવાન વયમાં તેઓ નોકરી છોડી દઈ પેન્શન લેછે. તેમને ઓછામાં ઓછું દર વર્ષ ૧૦૦૦ પૌંડનું પેન્શન મળે છે. આ રીતે એમાં ઘણું ખર્ચ થાય છે. પરીક્ષામાં દાખલ થવાનું સારા વર્ગના તરૂણ અંગ્રેજોને મન થાય માટે ભારે પગાર આપવા પડે છે તે, તથા આટલું વહેલું પેન્શન અપાય છે તેથી અલબત ખર્ચ વધારે થાય છે. સરકારી નોકરોના પગાર તથા બીજાં ખર્ચ મળી એક કરોડ દશ લાખ પૌંડ થાય છે. તેમાંથી ભાગ્યે વીશ લાખ દેશીઓને આપવામાં આવે છે. એ વાત ખરી કે પહેલાં અંગ્રેજી અમલની શરૂઆતમાં જ્યારે અંગ્રેજી ભાષાની કેળવણીનો દેશમાં પ્રસાર થયો નહોતો ત્યારે તો અંગ્રેજો રાખ્યા વગર પાશ્ચાત્ય વિચારપદ્ધતિ પ્રમાણે રાજ ચલાવવું બની શકે તેમ ન હતું. પણ હવે દેશીઓ કહે છે કે સિવિલ સર્વીસમાં અમારી વધારે સંખ્યા દાખલ કરવી જોઈએ અને રાજ્યના બ્રિટિશ વહીવટ તથા કારભારમાં હાની ન પ્હોચે તેમ દેશીઓને બધી નોકરીઓ આપવામાં આવે તો પગારના આંકડામાંથીજ ત્રીશ ચાળીશ લાખ પૌંડનો બચાવ થાય. આ છેક ગેરવાજબી નથી. મોટી સિવિલ સર્વીસની પરીક્ષા માત્ર ઇંગ્લાંડમાંજ લેવાય છે એ પણ ફરિયાદનું કારણ છે. કેમકે તેથી ઇંગ્લાંડ જવાની મુસાફરીનું જોખમ ખેડી પૈસા ખર્ચે અને વળી નાત બહાર રહે તે વિના દેશીઓથી એ સિવિલ સર્વીસમાં દાખલ થવાતું નથી. તેમની માગણી એવીછે કે આ મોટી જગાઓમાંથી કેટલીક અમને આપવી જોઇએ તથા એ પરીક્ષા હિંદુસ્તાનમાં લેવાવી જોઇએ. પછી અહીં પાસ થયા હોય તેજ ઉમેદવારો ઇંગ્લાંડ જઈ બે વર્ષ લગી ત્યાંની એકાદ પ્રખ્યાત યુનિવર્સીટીમાં અભ્યાસ કરે. મને આ માગણી ઘણી વાજબી લાગે છે.

પણ કેળવાયલા દેશીઓ જે મુખ્ય સુધારા માટે આગ્રહ કરેછે તે એ છે કે કાયદા ઘડનારી મંડળીમાં નીમેલા અમલદારોજ સભાસદ હોય છે તેને

બદલે પસંદ કરેલા મેંબરોની અમુક સંખ્યા હોવી જોઇએ. મંડળીના બધા અથવા વધારે સંખ્યાના સભાસદો પસંદ કરેલા હોય એમ તેમનું કહેવું નથી. રાજ્યના મુખ્ય વહીવટ તથા કારભારની સત્તા યુરોપીઅનોના હાથમાં રહેવા દેવા તેઓ રાજી છે. તેમના વિચાર ઝાહેર રીતે દર્શાવાય, બજેટ વિશે તકરારો કરી શકાય અને રાજ્યના વહીવટ સંબંધી સરકારને સવાલ પુછી શકાય તે સારૂ જો કાયદા ઘડનાર કૌંસીલમાંનો એક તૃતીયાંશ દેશીઓનો હોય તો તેઓ સંતોષ પામે. અંગ્રેજી કેળવણીના પ્રસારને લીધે રાજકીય હક તથા સ્વતંત્રતા વિશે વિચાર બંધાયા છે. તેનું આ અવસ્યક પરિણામ છે. આ વિચારને કુશળ લખનારનાં વર્તમાનપત્રોથી બહુ ઉત્તેજન મળ્યું છે. વહેલાં કે મોડાં તેમની માગણીઓ સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી. મુખ્ય મુશ્કેલી એ છે કે પ્રતિનિધિ પસંદ કરનાર મંડળ ક્યાંથી લાવવું. **હિંદુસ્તાન**ની પ્રજાના જથાને લોકોના પ્રતિનિધિથી ચાલતા રાજ્ય વિશે છોકરાંનાં રમકડાં જેટલીએ ખબર નથી. ફક્ત મોટાં શહેરોમાંના કેળવા-યલા પુરૂષો પ્રતિનિધિવાળી સભાઓની માગણી કરેછે. ઉપર કહેલી કૅાંગ્રે-સના કેટલાક સભાસદો જોડે મારે એ વિષય ઉપર **મુંબાઇ**માં ચર્ચા થઇ હતી. તેમણે એવી દરખાસ્ત કરી હતી કે **મુંબાઈ** તથા **સુરત**ના જેવી મોટી મ્યુનિસિપાલીટીઓ, **મુંબાઇ**ની ચેમ્બર ઓફ કૅામર્સ, યુનિવર્સીટી-ઓ તથા મુસલમાન તથા હિંદુની જુદી જુદી હકદાર મંડળી એ પ્રતિ-નિધિઓ પસંદ કરેતો હાલ ચાલે. ગમેતેમ હોય પણ મને પક્કી ખાતરી છે કે, **હિંદ**ના લોકને તેમના દેશના રાજકાજમાં કાંઇ વાજબી ભાગ લેવા દેવો એ તેમને તથા અંગ્રેજ સરકાર બંનેને લાભકારક છે.

તેમની એક બીજી માગણી છે. તે પણ મારા ધારવા પ્રમાણે વા-જબી છે. ત્યાંની કાયદા ઘડનારી કૌંસીલો "સેક્રટરી ઑફ સ્ટેટ" (**હિંદુ-સ્તાન** ખાતાના મહારાણીના મંત્રીના) હાથ નીચેની એક કૌંસીલના તા-બામાં છે. એ મંડળી ઇંગ્લાંડમાં છે. તેમાં **હિંદુસ્તાન**ના કામકાજથી વા-કેફ પંદર સભાસદો છે. **હિંદુસ્તાન**ના લશ્કરી કે દીવાની અમલદારો જે હોદ્દો છોડી ઇંગ્લાંડ ગએલા હોય છે તેઓજ એના મેંબર હોય છે. **હિંદ** ખાતાના મંત્રીને સલાહ આપવી એ તેમનું કામ છે. આ મંડળી સ્થપાઈ ત્યારે તે બાબત કાયદાનો લૉર્ડ **બકન્સફીલ્ડે** (જેનું નામ તે વખતે

મી. ડિઝરાએલિ હતું તેણે) જે ખરડો ઘડ્યો હતો તેમાં દીર્ઘદૃષ્ટિથી એ સભામાં ચાર જગા દેશીઓને આપવી એમ રાખ્યું હતું. પણ એના સાથીઓ સામા થયા અને એ કહાડી નાંખ્યું. **હિંદુસ્તાન**ના લોકો એ ડાહપણ ભરેલી દરખાસ્ત હાલ દાખલ કરાવવાને ઘણા આતુર છે. તેઓ માગે છે કે એ કોંસિલમાં જેમ જેમ જગાઓ ખાલી પડતી જાય તેમ **હિંદુસ્તાન**ના રાજકાજમાં પ્રસિદ્ધ થએલા ચાર કે પાંચ તેમના વિશ્વાસુ દેશીઓને દાખલ કરવા. વળી આમની સભામાં કોઈ દેશી દાખલ થાય એવી પણ તેમની ઘણી મરજી છે. લાલ મોહન ઘોસ, દાદાભાઇ નવરોજજી તથા બીજા દેશીઓએ પાર્લામેન્ટમાં દાખલ થવા સારૂ પ્રયત્ન કર્યા છે. હું કહેવાને ઘણો દીલગીર છું કે એમના એ પ્રયત્ન હજી લગી નિષ્ફળ ગયાછે.* ટુંકામાં કેળવાયલા દેશીઓની માગણી દેશના રાજકાજમાં પ્રતિનિધિ મારફત ભાગ લેવાની છે. જો તેમને સિવિલ-સર્વીસમાં, **હિંદુસ્તાન**ની કાયદા ઘડનારી મંડળીઓમાં તથા **હિંદ** ખાતાની **ઇંગ્લાંડ**વાળી કોંસિલમાં દાખલ કરવામાં આવે અને **ઇંગ્લાંડ**ના એકાદ પરગણાના લોક દેશીઓને આમની સભામાં મોકલવા માટે પસંદ કરે તો તેઓ બહુ સંતોષ પામે. રાજ કરનારી સભાઓમાં તેઓ પોતાની હરકતો ઉઘાડી રીતે દર્શાવી શકે તો તેથી **હિંદુસ્તાન**ના લોકોને બેહદ ફાયદો થાય.

**હિંદુસ્તાન**માં મારા ધારવા કરતાં મારાથી ઓછો વખત રહી શકાયું. કેમકે પાર્લામેન્ટ હરવખત કરતાં વહેલી મળવાની છે એ સમાચાર જાણ્યાથી મારે જલદીથી **ઇંગ્લાંડ** જવું પડ્યું. પણ **હિંદુસ્તાન** જવા આવવાનું હવે જરાએ મુશ્કેલ નથી તેથી આવતા શિયાળામાં ત્યાં જઈ નિરાંતે બધું જોવાનો મારો ઈરાદો છે.

૧૯મી જાન્યુઆરીને સોમવારે **પી. ઍન્ડ ઓ.** કંપનીની " આસામ " આગબોટમાં અમે **મુંબાઇ**થી ઉપડ્યાં. **ઇંગ્લાંડ**થી નીકળ્યા પછી પાંચ મહીના, બે અઠવાડીઆં અને ત્રણ દિવસે ફેબ્રુઆરીની પાંચમી તારીખને

---

* સુભાગ્યે દાદાભાઈ નવરોજજી પાર્લામેન્ટની આમની સભામાં **સેન્ટ્રલ ફિન્સબરી**ના પ્રતિનિધિ તરીકે આ વર્ષે પસંદ થયા છે. ભા૦ ક૦

રવિવારે રાત્રે બ્રિન્ડિસિ થઈને પાછાં ત્યાં પ્હોચ્યાં. એ મુસાફરી ખુશનુમા ગઈ અને તેમાં કાંઈ વિશેષ બન્યું નહીં. વચમાં ફક્ત એડનમાં અમે ત્રણ કલાક રહ્યાં હતાં.



સાંઢ મસ્તક સાર્સીનો રાજા.

(પૃ ૫૦)